# નિવેદન

આપણી દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી, પતિતપાવન હિં૦ શ્રીમન્ત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા, સેનાખાસખેલ સમશેર બહાદુર, જી સી એસ આઈ, જી સી આઈ ઈ, એલએલ ડી., એઓશ્રીએ કૃપાવન્ત થઈને બે લાખ રૂપિયાની રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી 'શ્રી સયાજી સાહિત્યમાળા' રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે

તદનુસાર, આ 'આધુનિક ગુજરાતના સંતો' એ નામનું પુસ્તક, શ્રી કેશવલાલ અંબાલાલ ઠક્કર પાસે તૈયાર કરાવવામાં આવેલ, તેને મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય વડોદરા તરફથી ઉક્ત માળામાં ૩૪૧મા પુષ્પરૂપે પ્રસિદ્ધ કરવામાં આવે છે

સો. પૃ. પારેખ
સંશોધન અધિકારી
પ્રાચ્યવિદ્યા મન્દિર
વડોદરા
તા ૧૫-૧૨-૧૯૬૫

ચતુરભાઈ શ. પટેલ
ઉપકુલપતિ
મ સ વિશ્વવિદ્યાલય,
વડોદરા

# ઉપોદ્‌ઘાત

## સંત એટલે સચ્ચિદ્ અને લોકાનુગ્રહકારી સાધુ-સાધ્વી

સાહિત્યમાં સંત શબ્દના વિવિધ અર્થ દૃષ્ટિગોચર થાય છે. બૌદ્ધ ધર્મના પ્રસિદ્ધ ગ્રંથ 'ધમ્મપદ'માં સંતનો અર્થ **શાંત** કરવામાં આવ્યો છે. કેટલાક વિદ્વાનો સંત એટલે सनोति प्रार्थितं फलं प्रयच्छति અર્થાત્ ઇચ્છિત ફલદાતા કે ફલદાતાઓમાં શ્રેષ્ઠ એવો અર્થ કરે છે. કેટલાક સંત એટલે सनति–लोकान् अनुगृह्णाति અર્થાત્ લોકાનુગ્રહકારી–એવો અર્થ કરે છે. મૂળમાં સંત શબ્દ સંસ્કૃત सत् (अस्=હોવું) ઉપરથી બનેલો છે; અને सत् (existence) એટલે ત્રિકાલાબાધિત પૂર્ણ પરમાત્મા–એવો અર્થ વૈદિક સાહિત્યમાં પ્રસિદ્ધ છે. છાંદોગ્ય ઉપનિષદ, દ્વિતીય ખંડ, ૧માં કહ્યું છે કે—सदेव सोम्येदमग्र आसीद् एकमेवाद्वितीयम् અર્થાત્ આરંભમાં એક અદ્વિતીય सत् જ હતું. ऋग्वेदમાં પણ કહ્યું છે કે—एकं सत् विप्राः बहुधा वदन्ति । અર્થાત્ ક્રાન્તદર્શી પ્રજ્ઞાનીઓ એક અદ્વિતીય સત્‌નું જ અનેક પ્રકારે વર્ણન કરે છે. પ્રસિદ્ધ મહાત્માઓ કહે છે કે—સંત અને પરમાત્મામાં કોઈ મૌલિક ભેદ (Essential difference) નથી. આ ઉપરથી સહજ ફલિત થાય છે કે અખંડ અને અબાધિત રીતે પરમસત્‌માં જે સુપ્રતિષ્ઠ છે તે જ સંત છે.

પરંતુ ભગવદ્‌ગીતામાં सत् શબ્દનો ઉપયોગ—'અસ્તિત્વ' તેમ જ 'સાધુતા' એ બન્ને અર્થમાં કરવામાં આવ્યો છે :—

> सद्भावे साधुभावे च सद् इत्येतत् प्रयुज्यते ।
> प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ (ગીતા, ૧૭–૨૬)

ગીતા सत् એટલે ગુણાતીત ત્રિકાલાબાધિત પરમતત્ત્વ તેમ જ સાત્ત્વિક યજ્ઞ, તપ અને દાનમાં સ્થિતિ–સ્થિર ભાવના અને કાર્યને પણ सत् કહે છે. બાઇબલમાં પણ God અને Goodમાં આવો જ ભાવ છે.

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે સંત કેવળ બ્રહ્મનિષ્ઠ હોય છે, એટલું જ નહીં પણ તે સર્વદા સત્કાર્ય–લોકસંગ્રહ કરવામાં પ્રવૃત્ત હોય છે સારાંશ કે, સંત આત્મનિષ્ઠ હોવા ઉપરાંત સમાજમાં અલિપ્ત, નિઃસ્વાર્થ અને નિષ્કામ રહીને સર્વાત્મભાવે **વિશ્વના આધ્યાત્મિક કલ્યાણમાં પ્રવૃત્ત રહે છે.** 'આધ્યાત્મિક કલ્યાણ' કહેવામાં હેતુ એ છે કે સંતોની દૃષ્ટિમાં આ દૃશ્ય પ્રપંચ–લોકાચાર માત્ર 'સાપેક્ષ (Relative) જ છે તેમની માન્યતા એવી છે કે આત્માની શાંતિ એ એક જ જીવાત્માને સર્વસ્વના ભોગે પ્રાપ્તવ્ય વસ્તુ છે, અને તેથી આધ્યાત્મિક સુખશાંતિની અવગણના કરીને, આધિભૌતિક સુખશાંતિની બેશુમાર પરવા રાખી જે પોતાની જિંદગાની બરબાદ કરે છે–તે ખરેખર મૂર્ખતામાં જ જીવે છે બે વિશ્વવિગ્રહોમાં આખું યે યુરોપ ભયંકર કતલખાના જેવું બન્યું હતું–તે આ ભવ્ય સત્યનો અનાદર કરવાને લીધે જ હતું. બાકી આધિભૌતિક બાબતોમાં તો યુરોપની પ્રજાઓને કંઈ યે કમી ન હતું વિશેષમાં સંતો એમ માને છે કે જો મનુષ્યનું આધ્યાત્મિક દુઃખ દૂર થાય, તો આધિભૌતિક અને આધિદૈવિક દુઃખો એના ઉપર અસર કરી શકતા જ નથી આથી સંતો ભૌતિકવાદી કે 'ભૂચર' (Materialists) નહીં, પણ અધ્યાત્મવાદી કે 'ખેચર' (Spiritualists) હોય છે, કારણ કે પરમતત્ત્વ ગગન જેવું સર્વ-વ્યાપક હોવા છતાં સર્વાતીત છે સંતોનો નિર્ગુણીરાહ–ભગવદીય માર્ગ ભગવાન શંકરાચાર્યજીના કેવલાદ્વૈતથી માંડીને ઠેઠ ભગવાન ગુરુદત્તની ગીતાના અને યોગવાસિષ્ઠમાં નિરૂપેલા અજાતવાદના તુર્યાતીત સ્વાનુભવ સુધીનો એક આકાશી માર્ગ છે, અને આ આકાશી વિહંગમ માર્ગે 'ખેચર' જ ઊડી શકે, ભૂચર નહીં આમ સંતનું મુખ્ય ધ્યેય આધ્યાત્મિક કલ્યાણ કે પરમાર્થ હોય છે અને આત્માનુભવની દૃઢતા માટે ગૌણ ધ્યેય પરાર્થ (Altruism) છે

આવા સંતોના જીવનમાં મુખ્યત્વે કરીને નીચેના લક્ષણો દૃષ્ટિગોચર થાય છે —(૧) વિવેક–વૈરાગ્યયુક્ત આત્મસંયમ, (૨) નિર્દ્વંદ્વતા અને

તિતિક્ષા સહિષ્ણુતા, (૩) આત્મનિષ્ઠા અને આત્મદર્શન–સમદૃષ્ટિ, (૪) નિશ્ચિંત સ્વસંતોષ (नियोगक्षेमवान्) અને બ્રહ્મભાવ કે ભજનમાં મસ્તી, (૫) નમ્રતા ગરીબી અને આત્મસમર્પણ (Humility & Self-surrender) (૬) સંસારમાં જલકમલવત્ નિર્લેપ નિરાસક્ત (૭) સર્વાત્મભાવે આર્દ્રતા, ઉદારતા, સેવા અને પરોપકાર, (૮) કથની, કરણી અને રહેણી કિંવા વિચાર, ઉચ્ચાર અને આચારની એકતા (૯) આત્માનુભવમાં ભક્તિ, જ્ઞાન અને યોગની ત્રિવેણીનો સંગમ અને (૧૦) મૌન કે અલ્પ ભાષણ

આમ જેના અંતરંગમાં સંતલક્ષ્ય હોય અને બહિરંગમાં સંતનાં લક્ષણો હોય તે જ સાચા અર્થમાં સંત છે આવા લક્ષ્ય લક્ષણયુક્ત સંત વિરલ હોય છે અને તે અન્યને મૌખિક ઉપદેશ કરતાં સ્વયં સત્નું આચરણ કરીને પોતાના પ્રત્યક્ષ ઉદાહરણથી વિશેષ બોધ આપે છે આમ સંસારી અને સંતનો માર્ગ ઊલટો જાય છે સંસારી વિશેષત સ્વાર્થમાં પ્રવૃત્ત હોય છે, જ્યારે સંત પરમાર્થ અને પરાર્થમાં પ્રવૃત્ત હોય છે આથી રાજર્ષિ ભર્તૃહરિએ યથાર્થ જ કહ્યું છે —

सन्त स्वयं परहिते निहिताभियोगाः ।

ઉપર દર્શાવેલી સંતની વ્યાખ્યા લક્ષ્યમાં રાખીને આ ગ્રંથમાં આધુનિક ગુજરાતના સંતોના જીવનની રૂપરેખા આલેખવામાં આવી છે જન્મમરણના ચક્રમાંથી મુક્ત થઈને જેઓ ઠેઠ પહોંચ્યા હોય કિંવા જીવન્મુક્ત દશામાં આત્મસિદ્ધિ પ્રાપ્ત કરીને જેઓ મહાપદ કે પરમપદના સ્વાનુભવી હોય તેમના જીવનની જ અહીં મીમાંસા કરવામાં આવી છે અર્વાચીન યુગના હિંદુ, મુસ્લીમ, જૈન, સ્વામિનારાયણ ઇત્યાદિ સર્વ ધર્મના સંતોને અહીં અભેદભાવે સ્થાન આપવામાં આવ્યું છે સામાન્યત ભક્ત કવિ શ્રી દયારામભાઈના અવસાન (ઈ સ ૧૮૫૨) પછીથી ગુજરાતમાં થયેલા સંતોની ગણના આધુનિક ગુજરાતના સંતોમાં કરવામાં આવી છે પણ ગુરુશિષ્ય પરંપરાના સ્પષ્ટીકરણ માટે

આધુનિક ગુરુશિષ્ય પરંપરાના આદ્ય સંતોના જીવન પણ અહીં આપવામાં આવ્યાં છે

## આત્માનુભવી સંતોનું શાંતરસપ્રધાન સાહિત્ય

સંતોના જીવન પરમાર્થી અને પરાર્થી હોવાથી તમને જે આત્માનુભવ કિંવા જે આત્મસાક્ષી થયેલી હોય તેને તેઓ અંતઃપ્રેરણાને અનુસરીને પ્રકટ કરવાના હેતુથી જ સાહિત્યસર્જન કરે છે હરિરસ પીવો–પાવો અને ગાવો–એ સામાન્યતઃ સંતોનું જીવનવ્રત હોય છે, અને તેથી સંત સાહિત્યમાં આત્માનુભવોદ્ગાર અને શાંતરસનું પ્રાધાન્ય જોવામાં આવે છે સહજ ભાવોને સ્વાભાવિક શૈલીમાં પ્રકટ કરવા એ જ સંતવાણીનું મુખ્ય ધ્યેય હોય છે તેથી તેમાં કલાનો અભાવ હોવાનો સંભવ રહે છે, કારણ કે, સંતોની દૃષ્ટિમાં કવિતા તો સ્વાનુભવ વ્યક્ત કરવાનું એક સાધનમાત્ર છે, સાધ્ય નહીં. સંતોનું સાધ્ય કે ધ્યેય તો આત્મસિદ્ધિ. આત્માનુભવ કે ભૂમાનંદનું છે, અલ્પાનંદનું નહીં શ્રુતિમાં યથાર્થ જ કહ્યું છે કે —यो वै भूमा तत्सुखम्, नाल्पे सुखमस्ति । સંતો માયાની પેલી પારના અમરાપુરીના કિંવા બ્રહ્મપુરીના વતની છે એમની દૃષ્ટિમાં આ દૃશ્ય પ્રપંચ, સાકારમાત્ર સાપેક્ષ છે, (Relative) નિરપેક્ષ (Absolute) તો એક અદ્વિતીય પરમસત્ પરમાત્મા જ છે પરમાત્માની પ્રીત શી? પ્રભુ પ્રેમ જોઈએ

## સંતોના પ્રકાર:—અવધૂત કે આચાર્ય

મુખ્યત્વે કરીને સંતો (૧) અવધૂત, અને (૨) આચાર્ય એમ બે કોટિના હોય છે ઉદાહરણ તરીકે શ્રી કલ્યાણદાસજી, શ્રી સંતરામ મહારાજ, શ્રી મસ્તરામજી, અવધૂત શ્રી હરિદેવજી, શ્રી રંગ અવધૂત અને બ્રહ્મર્ષિ સાગર,—આ સંતો અવધૂતકોટિના છે, અને શ્રીમન્ નથુરામ શર્મા, શ્રીમન્ નૃસિંહાચાર્યજી, કરુણાશંકર (કે કુબેરદાસ) મહારાજ શ્રી નિરાંત ઇત્યાદિ સંતો આચાર્ય કોટિના છે અવધૂતો વિશેષતઃ સહજાવસ્થામાં મસ્ત રહે છે શ્રી કલ્યાણદાસજી, શ્રી સંતરામ

મહારાજ, શ્રી કરુણાશંકર મહારાજ, શ્રીમન્ નૃસિંહાચાર્યજીના ગુરુશ્રી મોહનલાલ બ્રહ્મચારીજી ઇત્યાદિના ગુરુદેવ શ્રી જીતા મુનિ નારાયણે સહજાવસ્થાનું બહુ સુંદર વર્ણન કર્યું છે —

“ આવતાને આવ ના કહિએ, (ને) જતાને ન કહીએ જા,
મુનિજી તો એમ કહે કે થનાર હો તે થા ”

(સાગરકૃત “ સંતોની વાણી ’, પૃ ૧૫૮)

શ્રી અખાજીના છપ્પાની ભાષામાં કહીએ તો–સહજાવસ્થા એટલે—“ તરવર ફળ દેવા ન જાય, જે આવે તે બેસી ખાય ”

આવા અવધૂતોને ચેલા—ચેલી હોતા નથી અવધૂત કોઈનો ગુરુ નહીં, પણ જે પૂજે તે ભલે પૂજે–એટલે અવધૂત તો જગત સુહૃદ ને આખા જગતનો ગુરુ આથી ઊલટું, આચાર્યોને અનેક દીક્ષિત શિષ્ય–શિષ્યાઓ હોય છે તેમ જ તેઓ પોતાના આદેશ-ઉપદેશના પ્રચારાર્થે અહર્નિશ યત્નશીલ રહે છે ટૂંકમાં આચાર્યોમાં ‘મિશનરી ભાવના’ હોય છે આધુનિક ગુર્જગતના સંતોમાં બન્ને કોટિના સંતોના આપણને **દર્શન થાય છે.**

આધુનિક ગુજરાતના ઘણાખરા સંતોનો સ્થૂળદેહ આજે વિદ્યમાન નથી તેથી શોધખોળને અંતે મળી આવેલી તેમના જીવનની ઐતિહાસિક માહિતી ઉપરથી તેમ જ તેમની વાણી ઉપરથી તેમના જીવનનું અહીં યથામતિ મૂલ્યાંકન કરવામાં આવ્યું છે આ કાર્ય અંતર્દષ્ટિ અને મહાનુભવનું હોઈ અતિ દુષ્કર છે તેથી મારા આ પ્રયાસમાં કંઈ ક્ષતિઓ જણાય તો હંસવત્ સારગ્રાહી દૃષ્ટિએ મારો શુભ આશય લક્ષમાં રાખીને સુજ્ઞ વાચક ક્ષંતવ્ય ગણશે એવી આત્મપ્રતીતિ છે ૐ શાંતિ ॥

અમદાવાદ
તા ૯–૧૦ '૬૫

કેશવલાલ અં. ઠક્કર

# અનુક્રમ

# શ્રી કલ્યાણદાસજી

( ઈ સ —૧૯૨૦ )

## સંતજીવન અને ઈ. સ. ૧૯૨૦માં જીવતસમાધિ

શ્રી કલ્યાણદાસજી મહારાજ જાતિએ ઉર્જન (ના ખભાત)ના પાટીદાર હતા શ્રી નાગરૂ મહારાજે તેમના સંતજીવનની રૂપરેખા "સંતોની વાણી"ના ઉપોદ્ઘાતમાં આપેલી છે શ્રી કલ્યાણદાસજી છતામુનિનારાયણના શિષ્ય હતા અને અખાજીની પરંપરાના છેલ્લા અવધૂત હતા નડિયાદના શ્રી સંતરામ મહારાજ અને કહાનવાના શ્રી કલ્યાણદાસ મહારાજ બંને ગુરુભાઈ હતા અને સમકાલીન હતા કહાનવા (તા જંબુસર)માં શ્રી કલ્યાણદાસજીની સમાધિ, ગુરુગાદી અને શિષ્યપરંપરા ચાલુ છે ઈ સ ૧૯૭૦માં (વિ સ ૧૯૭૬ આશ્વિન કૃષ્ણપક્ષ દ્વિતીયા) તેમની સમાધિનો શતાબ્દિમહોત્સવ ઉજવવામાં આવ્યો હતો તેઓશ્રી પોતાની પાસે એક અવધી, એક ચિમટો અને એક ઝનરી—એટલું જ રાખતા હતા જ્યાં જ્યાં લોકોમાં ભગવદ્ભાવ હોય, ત્યાં થોડું રોકાતા અને અલખ જગાવતા એક વાર વીરમગામ પાસે તરસાળી ગામના ગોદરે તેમણે અલખ જગાવ્યો એક બાઈ ખેતરમાં રોટલા આપવા જતી હતી તેની પાસે બાવાજીએ રોટી માગી અને બાઈએ બે રોટલા આપ્યા ખેતરમાં ખાનારે જોયું કે રોટલા પૂરા જ નહીં આથી બાવાજી ઉપર આખા કુટુંબને અને રોટીવાળાને ભાવ થયો, પણ પાછળથી ગામના લોકોએ બાવાજીને ચાલી જવા કહ્યું જતી વખતે તળાવના પાણી ઉપર થઈને પાવડી પહેરીને બાવાજી તરસાળી છોડી ગયા. લોકોએ ક્ષમા માગી પણ

બાવાજી ત્યાંથી ચિનાલ ચાલ્યા આવ્યા થોડો વખત રહીને ચિનાલ પણ એમને છોડવું પડ્યું ચિનાલથી પોતે રહેતા આ ના અને હાલ કહાનવા સમાધિસ્થાનમાં જ ગાયણનું વૃક્ષ છે તેની ઉપર આસન જમાવ્યું કહાનવાના ભગવાનજી પટેલે તેમને પોતાના ગુરુદેવ તરીક સ્વીકાર્યા ત્યાંથી તેઓ મહાનવામાં જ રહ્યા હતા અનેક મુમુક્ષુઓ તેમના સત્સંગ અને દર્શન માટે આવતા હતા તેમને તેઓ પ્રેરણા આપતા હતા તેમની ત્યાગવૃત્તિ અને ફકીરી હાલની મસ્તી અલૌકિક હતા. એક વખત શ્રીમંત સયાજીરાવ બીજાના કાકા શ્રીમંત જયસિંહરાવ ગાયકવાડ મહાત્મા કલ્યાણદાસજીના દર્શનાર્થે આવ્યા હતા એમણે નાસુરના રદીના દર્દનું મહારાજશ્રીને નિવેદન કર્યું એટલે પોતાની ધુણીની ખાખ આપીને કહ્યું કે — 'મદ્ય અને માંસ એ બે વર્જ્ય કરવાથી નાસુર જરૂર મટી જશે", અને તે પ્રમાણે મોટા ડૉક્ટરોથી નહી મટેલું એવું દર્દ બાવાજીના વચનથી મટી ગયું. તેથી પોતાની યાદગીરી માટે શ્રીમંત જયસિંહરાવે પહેલેથી આ સ્થાનમાં મહારાજશ્રીની સમાધિ માટે આજ્ઞા લઈને બંગલો બંધાવ્યો હતો તે ઉપરથી જ આ સ્થાન 'બંગલો' અ ન મથી પ્રસિદ્ધિ પામ્યું છે. ઈ સ. ૧૮૨૦માં હજારો માણસોની વચ્ચે ગાજતે ગાજતે મહાત્મા કલ્યાણદાસજીએ ખેડા જિલ્લા કલેક્ટર મિ ગ્રૅડ સાથે વાત કરતા કરતા બ્રહ્મરન્ધ્રમાં પ્રાણનો લય કર્યો હતો અને ૐશાંતિઃ આમ જીવત્ સમાધિ લીધા પછી એમણે એમના બીજા ભક્તોને દર્શન આપ્યા હતા એવા નાનામોટા ચમત્કારોની આવી બહુ બહુ વાતો ચિનાલ, કહાનવા અને બીજાં ગામોમાં ચાલે છે. સમાધિની આસપાસના ગામલોકો તેમને પોતાના ગુરુની પેઠે ગણે છે અને એમની સમાધિ પૂજે છે. તેઓ કોઈ ધર્મ કે પંથ ચલાવતા નહી ; કારણ કે તેઓ તો ગુરુદત્ત જેવા અવધૂત હતા તેમના અવધૂતી સતજીવનની આટલી ઝાંખી કરીને હવે આપણે તેઓશ્રીના સિદ્ધાંત અને સાધનામાર્ગની મીમાંસા કરીશું.

## સિદ્ધાંત-અજાતવાદ કે પરમાત્મવાદ

તેમણે 'કાફરબોધ', 'અજગરબોધ' તથા બીજા ઘણાં ભજનો લખ્યાં છે, અને તે 'સંતોની વાણી'માં પ્રસિદ્ધ થયાં છે. તેમની વાણીનો । ન કળના અજાતવાદ તેમનો સિદ્ધાંત હતો એમ સ્પષ્ટ પ્રતીત થાય છે. પોતાના 'અજગરબોધ'માં તેઓ કહે છે —

'આતમા એક અલખ અખંડ, વ્યાપક સઘન પિંડ બ્રહ્માંડ,
વ્યાપક પર સનાતન સાર, પૂર્ણબ્રહ્મ પરાને પાર
ઉત્પત્તિ સ્થિતિ લય તેમ લેવાય જળ-લહરી દૃષ્ટાંતે જોવાય,
લહેરી થાતાં જળ નવ ટળે લય પામે લહરી જળના ભળે
મહાપુરુષ જ્ઞાનીને કહે, જેમ છે તેમનું તેમ જ રહે,
જેમ નાળીએર ફળ સાકર તણું બાહેર-ભીતર મીઠું ઘણું,
મીઠી માંહી ગોટલી, મીઠી ઉપરની ચોટલી
બાહ્યું ભર્યું સાકર જાણ, એનું નિશ્ચે ઉરમાં આણ,
પિંડ બ્રહ્માંડ તે એમ જાણો, દ્વૈતભાવ જરા મત આણો,
ચૌદલોકમાં વ્યાપક જેહ, તેનામાં તું તેનો તેહ"

* * *

સાચાનો છે સઘળે પ્રકાશ, મૂળ સ્વરૂપી છે અવિનાશ
હું નહીં, તું નહીં, તે નહીં, નહીં જગત્ સંસાર,
ગગન સઘળું માનને દીસે છે નિર્વાણ
પાપ પુણ્ય એ નહીં, નહીં ધર્મ અધર્મ,
જન્મ મરણ એ નહીં, બંધ મુક્ત નહિ ભ્રમ
દિવસ નહીં, રજની નહીં, નહીં અર્કતણો ઉદે કાળ,
બંધ મોક્ષ સહુ કલ્પના, કેવળ સત્ય નિરધાર.
વાચારંભણ છે ખ, દીસે મૃગજળ તોય,
ભેદ સઘળું ભાસતું સ્વપ્નવત્ તે જોય
"ત્યાં નહીં કર કોઈ અહંકાર, આપ આપ પરાને પાર."

આમ વસ્તુનું વર્ણન કરતા તેઓ કહે છે કે — એક અદ્વિતીય પરાત્પર પરબ્રહ્મ, પૂર્ણબ્રહ્મ, આત્મા કે આપેઆપ (Self in Self) સિવાય બીજું કશું જ ત્રિકાલાબાધિત સનાતન તત્ત્વ નથી મધ્યવર્તી ત (Middle Apparent) જીવ, જગત અને ઈશ્વરની ત્રિપુટીનો ભેદ વસ્તુમાં મૃગજળવત્, કે સ્વપ્નવત્ કેવળ કલ્પિત છે, વાચારંભણ છે, ભ્રમમાત્ર છે વસ્તુતઃ જીવ અને જગત બન્ને બ્રહ્મ સ્વરૂપ છે — 'જગદેવહરિ, હરિરેવ જગત્', એજ સત્ય છે. જગત રૂપ જગદીશ જ છે; કારણ કે પિંડ-બ્રહ્માંડમાં, ચૌદલોકમાં આદિ, મધ્ય અને અંતમાં કેવળ વસ્તુ જ વિલસે છે. સૃષ્ટિની ઉત્પત્તિ અને સ્થિતિમાં વસ્તુમાં કંઈ વધતું નથી અને સૃષ્ટિનો લય થતાં વસ્તુમાં કંઈ ઘટતું નથી ઉદાહરણ તરીકે ૧ + ૦ = ૧; ૧ − ૦ = ૧. શૂન્યની વધઘટથી અક્ષર એકડે એકમાં કંઈ જ ફેરફાર પડતો નથી. વસ્તુ સર્વદા સર્વત્ર અવિકૃત રહે છે — જ્યમ છે ત્યમ જ છે. સાકરના શ્રીફળમાં જેમ ગોટલીએ સાકર છે અને ગોટલીએ સાકર છે, તેમ અખિલ વિશ્વમાં બાહ્યાતરનિરંતર પરાત્પર બ્રહ્મ જ સભર ભરેલું છે. જળની લહેરી થતાં જળમાંથી કંઈ જતું રહેતું નથી તેમજ લહેર જળમાં ભળતાં જળમાં કંઈ વધી જતું નથી. વસ્તુતઃ જ્યમ છે ત્યમ જ છે. पूर्णस्य पूर्णम् आदाय पूर्णम् एव अवशिष्यते। આ શ્રુતિવચનનો આ જ ભાવાર્થ છે. વસ્ત્વનુભવ આવો હોવાથી જ્ઞાનીની દૃષ્ટિમાં ભેદભાવ હોય જ નહીં; અને જો ભાસતો હોય તો તે સત્ય નથી, પણ કલ્પિત છે, નહિવત્ છે, અજાત છે. પરબ્રહ્મ વડે જ બધું પ્રકાશે છે; અને સૂર્યચંદ્રાદિમાં પણ તેનો જ પ્રકાશ છે. तमेव भान्तम् अनुभाति सर्वम्। એ શ્રુતિવચનનો આજ ભાવ છે.

આ અજાતવાદના સિદ્ધાંતને સમરૂપ પરમાત્મપ્રાપ્તિ માટેની સાધનાનું મર્મ સમજાવતા 'અજગરબોધ'માં તેઓ કહે છે કેઃ—

"એને જ વડે એ સાધીએ, જ્યમ હીરે હીરો વીંધીએ;
એને જ વડે એ દેખીએ, બીજે કોટિ પ્રકારે ન પેખીએ.
ઘૃતમાખણ કેરી પૂતળી, તાપ મધ્યે જાય ઓગળી.
ઘૃત પોતાને રૂપે થાય, એમાં વધઘટ આવે નહીં જાય;
એમ અંતરજામી એક દેહી થયો, દેહી ગળતા એક આત્મા રહ્યો."

## સાધનામાર્ગ 'હીરો હીરે વીંધાય'

સારાંશ કે, હીરા વડે જ હીરો વીંધાય છે, તેમ પરબ્રહ્મનું જ લક્ષ્ય રાખવાથી અને લક્ષ્યને સમરૂપ લક્ષણપ્રાપ્તિથી જીવ સ્વયં સચ્ચિદાનંદ બની રહે છે. અહંભાવથી આત્મા દેહી થયો છે, તેથી સ્વરૂપપ્રાપ્તિ માટે આત્મજ્ઞાનના જ્ઞાનાગ્નિથી અહંભાવ ઓગાળી નાખવો જોઈએ. આ જ મહામાર્ગ કિંવા અવધૂતી રાહ છે. "અહં"ને હરિમાં ઓગાળવા માટે પ્રથમ ચિત્તશુદ્ધિ અને તીવ્ર મુમુક્ષુતા પ્રાપ્ત કરવા જોઈએ. નિર્મળ અને નિશ્ચલ દિલમાં જ આત્મજ્ઞાન ટકે છે. માટે દિલમાથી કૂડકપટનો પડદો દૂર કરવો જોઈએ અને કહેણી પ્રમાણે રહેણી હોવી જોઈએ. તેથી પોતે કહે છે કે—"હક્ક ચાલે તજ હક્ક પાવે" અન્યથા નહીં. વસ્તુનાએ હિંદુ એ કાફર નહીં અને મુસલમાને કાફર નહીં; પણ જેના દિલમાં કૂફ્ એટલો કૂડકપટ હોય તે જ કાફર છે. બીજું, આત્મજ્ઞાન માટે ગુરુની પરમ આવશ્યકતા રહે છે; કારણ કે ગુરુ વિના જ્ઞાન નહિ અને જ્ઞાન વિના મોક્ષ નહિ. આત્માનુભવ માટે પંખીની બે પાંખ માફક ગુરગોવિંદ દ્વારા જીવનમાં '**પ્રેમ અને જ્ઞાન**'ની એકતા અનુભવવી જોઈએ. પ્રેમ એટલે માયાનો મોહ નહીં પણ પરબ્રહ્મ ગુરગોવિંદમાં, —અહં કિંવા દેહાભિમાનનો લય કરવો તે; અને જ્ઞાન એટલે જ પૂર્ણબ્રહ્મ અંદર બહાર નિરંતર સત્; અને બીજું બધું યે અસત્–આવી ખરી અને પૂરી સમજણ. આવા પ્રેમ અને જ્ઞાન દૃઢ થતાં જીવમાં સર્વાત્મભાવ અને સમદૃષ્ટિ પ્રકટે છે અને સર્વત્ર આત્મદર્શન થાય છે. આમા ધોળાં

ભગવા કે દેશવેષ ચાલે નહીં રાગ અને ત્યાગ એ બન્નેથી પર આ અવધૂની મહામાર્ગ છે – આકારી પથ છે પોતે અજાનવાદી હોવાની નિર્વિકલ્પ <u>સમાધિ</u>થી પર <u>સહજાવસ્થા</u> કિંવા સહજ સમાધિને જ ઉત્તમાવસ્થા માને છે —" આપેઆપ હૃદયપર એક, હું તું જગત નહીં વિવેક " (અજગરબોધ)

ઉપર વર્ણવેલા મહાત્મા કલ્યાણદાસજીના ચમત્કારિક અવધૂત-જીવન ઉપરથી, તેમના અજાનવાદના સિદ્ધાંત ઉપરથી અને તેમના અવધૂતી ગદ્ય ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે તેઓશ્રી અર્વાચીન ગુજરાતના અવધૂત અને સિદ્ધ કોટિના એક મહાન સત્પુરુષ હતા. " ૐ "

---

# શ્રી દાના આપા

( ઈ. સ. ૧૭૨૮–૧૮૨૨ ) ૮૪

## જન્મ, જન્માંધ, સંતકૃપા અને સેવાવ્રત

કાઠિયાવાડના ગિરપ્રદેશમાં કાઠી કોમમાં શ્રી દાના આપાનો જન્મ થયો હતો. તેઓ જન્માંધ હતા; પણ જાદરા આપા નામના એક સંતની કૃપાથી ૧૭ વર્ષની ઉંમરે તેમનો અંધાપો ટળ્યો હતો અને તેઓ દેખતા થયા હતા. તે દિવસથી તેમણે સેવાની દીક્ષા લીધી અને અનેક દુઃખિયાં અને રોગીઓનાં દુઃખ દૂર કરવામાં જ તેઓ પોતાનું જીવન ગાળતા. તેઓ હરદમ હરિનામનો જપ કરતા હતા અને તેથી તેમની વાણીમાં સત્ આવ્યું હતું. પ્રભુકૃપાથી તેમને વાચાસિદ્ધિ પ્રાપ્ત થઈ હતી. ચલાલા (તા. અમરેલી )માં જગ્યા બાંધીને તેઓ રહેતા હતા.

## સંતજીવન

એક વખત દાના આપા બપોરના સમયે એક ઝાડના છાંયે બેઠા હતા. એટલામાં એક કણબીની છોકરીને માથામાં હાથ પછાડતી અને ચીસો પાડતી તેમણે જોઈ. ભગતે છોકરી પાસે જઈને જોયું તો તેના માથામાં જીવડાં ખદબદે. તેમનું કોમળ હૃદય દ્રવી ગયું. ઠાકરનું નામ લઈને તેમણે છોકરીના માથાને ત્રણવાર ચાંપ્યું. માથે હાથ ફેરવ્યો. તરત જ માથે ભીંગડાં વળી ગયાં અને વાળના કાંટા ફૂટી નીકળ્યા... ત્યારથી દાના ભગત ગિરમાળામાં ખૂબ પંકાવા લાગ્યા.

એક વખત દેશમાં દુકાળ પડ્યો. ખેડૂતની કોઠીમાં જારનો દાણોય ખાવા રહ્યો નહીં. વસ્તી આખી ય દાના ભગતની જગ્યાએ પહોંચી. આથી દાના ભગતે સેંકડો મણના રોટલા કરાવવા માંડ્યા. દળનારા અને

રાધનારા દળી દળીને ને રાધી રાંધીને થાકે, પણ અનાજ ખૂટે જ નહીં. દળનારને રાહત આપવા ભગતે ચોખાગોળનું સદાવ્રત ચાલુ કર્યું અને સાથે ઘી પણ આપવાનું રાખ્યું. ગામલોકો કળી ન શકયા કે આ બધુ કયાંથી આવે છે.

એક વખતે દુકાળમા પાણી વિના ગાયો તરફડતી હતી. ગાયોનુ દુઃખ જોઈ દાના ભગતનું હૈયું દ્રવી ગયું. ગામ લોકોએ ભગતને પાણીના દુઃખની વાત કહી. આથી ભગતે આખો મીંચી પ્રભુનું સ્મરણ કરી હાથમાંના ડંડાનો ઘા કરીને તેઓને કહ્યું કે "જાઓ, ત્યાં જઈને ખોદો એટલે પાણી નીકળશે." અજાયબી એ હતી કે ખોદતાંની સાથે પાતાળ ફૂટતું હોય એમ ઉછાળા મારતું પાણી બહાર ધસી આવતું જોયું, તરસી ગાયો ચસચસ પાણી પીવા લાગી. આજે પણ એ જળાશયને 'આપા દાનાનો વીરડો' કહે છે; અને એનું પાણી કદી સુકાતું નથી. ઉપરના પ્રસંગો ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે દાના આપાનું હૃદય આર્દ્ર હતું અને તેઓ દયાની મૂર્તિ હતા. કોઈનું દુઃખ એમનાથી જોવાતું નહીં. મહત્ત્વની વાત એ છે કે એમણે બહારવટીઆ 'વિસામણ'ને અને બારકર્મ કરનારી લાખુના પુત્ર ગીગાને આત્મદૃષ્ટિ આપી સંતપદવીએ પહોંચાડયો હતો. આમ તેમણે પોતાનું આખુંયે જીવન લોકસંગ્રહાર્થે જ ગાળ્યું હતું. ઈ. સ. ૧૮૮૨માં તેઓ સ્વરૂપાવસ્થાન પામ્યા હતા.

એમની વાણી ઉપલબ્ધ નથી; પણ એમના પરોપકારી અને પરમાર્થી જીવન ઉપરથી સહજ સમજાય છે કે એમનામાં પ્રભુ ઉપર અચળ શ્રદ્ધા હતી, ગુરુભક્તિ અદ્વિતીય હતી અને સર્વ પ્રાણી તરફ સમભાવ હતો. સર્વાત્મભાવે સૌ તરફ સમદૃષ્ટિ રાખી બ્રહ્માર્પણ બુદ્ધિથી તેઓ સૌની નિષ્કામ સેવા કરતા હતા. આથી સન્નિષ્ઠ અને સાધુભાવનિષ્ઠ શ્રી દાના આપા ખરેખર જ અદ્વૈતાનુભવી એક સંતપુરુષ હતા એમ નિઃસંદેહ સિદ્ધ થાય છે.

# શ્રી ગંગસાહેબ

(ઈ સ    - ૧૮૨૭)

## જન્મ, ગુરુદીક્ષા, તીર્થાટન અને સંતસમાગમ

શ્રી ગંગસાહેબ ભાણસાહેબના પુત્ર શ્રી ખીમસાહેબના દ્વિતીય પુત્ર હતા રવિ સાહેબે ભવિષ્યવાણી ભાખી હતી કે— 'ખીમના ઘરમાં એક પુત્રરત્ન પ્રગટ થશે અને તે પ્રભાવશાળી સંત બનશે' રવિસાહેબના વચન અનુસાર ગંગસાહેબ બાળપણથી જ અલૌકિક હતા, અને પ્રભુ ભજનમાં મગ્ન રહેતા હતા તેમના જન્મની વાત સાંભળીને રવિસાહેબે સાપરમાં આવીને તેમને મંત્રદીક્ષા આપી ઉંમરલાયક થતાં ગંગની તીવ્ર ઇચ્છાથી ખીમસાહેબની સંમતિથી રવિસાહેબ ગંગને પોતાની સાથે લઈ ગયા, અને તેમને અમૃતબોધ આપ્યો થોડા વર્ષો પછીથી રવિસાહેબ ગંગને લઈને તીર્થાટન કરવા નીકળ્યા તીર્થક્ષેત્રમાં અનેક સાધુસંતોના સત્સંગ તથા જ્ઞાનચર્ચાનો લાભ ગંગને મળ્યો હતો તીર્થાટનમાંથી પાછા ફરતા વાગડીમાં ખીમસાહેબ પાસે આવતાં ગંગારામને જોતા જ પુત્રસ્નેહથી ખીમસાહેબે ગંગને પોતાની પાસે રાખી લીધા, પણ ગંગની ઇચ્છા રવિસાહેબ પાસે રહેવાની હતી આમ છતાં પિતાના અત્યાગ્રહથી તેઓ અનિચ્છાએ પિતા પાસે રહ્યા હતા તેઓ નિર્જન સ્થાનોમાં જઈને ધ્યાનગ્રસ્ત રહેતા, અને રાત્રે જ્યમ ત્યમ સમજાવીને ખીમસાહેબ તેમને ઘેર લઈ આવતા રવિસાહેબની કૃપાથી બાળપણમાં જ ગંગસાહેબને સહજ સમાધિનો અનુભવ થયો હતો

## સંતજીવન અને જીવતસમાધિ

કેટલાક વર્ષો પછીથી ગંગસાહેબ પુનઃ તીર્થાટન કરવા નીકળી ગયા યાત્રામાં તેઓ અનેક સંતોના સમાગમમાં આવતા, અને અનેક સાધકોને

સદુપદેશ આપી કૃતાર્થ કરતા ફરતા ફરતા તેઓ મોરાર સાહેબના સમાગમમા પણ આવ્યા હતા સૌરાષ્ટ્રમા ફરતા ફરતા તેઓ આપરમા આવીને થોડા દિવસ પોતાના પિતા ખીમસાહેબ પાસે પણ રહ્યા હતા વિ સવત્ ૧૮૮૩મા કચ્છ—આપરમા તેમણે જીવતસમાધિ લીધી હતી. આ સમાધિસ્થાન હજી વિદ્યમાન છે અને ત્યા તેમની શિષ્યપરપરા ચાલુ છે

શ્રી ગગસાહેબના સતજીવનની આટની ઝાખી કરીને તેમના ભજનો ઉપરથી તેમના સિદ્ધાત અને સાધનાનુ દેહન કરીશુ

પોતાના ભજનમા તેઓ કહે છે કે —

"એગ ઉપાય નહિ આદિ અતમા, ઈ તરવેણી ભારી રે,
લગે તન ચોગ ચોટ સતનકી, તો જમ કહે જખ મારી રે"

સારાશ કે, પરમપદની પ્રાપ્તિ માટે મુમુક્ષુએ—હરિગુરુ સતની સેવા કરવી જોઈએ, અન્ય કોઈ માર્ગ નથી

"તુ તો મેલીને માન ગુમાન, જીવત હા મરીએ રે"

વિશેષમા 'અહુપણું' શ્રીહરિમા ઓગાળીને મુમુક્ષુએ જીવતા મરવુ જોઈએ—મરજીવા થવુ જોઈએ દેહભાવથી જીવવાને બદલે સર્વાત્મભાવથી જીવવુ જોઈએ અને પ્રભુભક્તિમા તલ્લીન રહેવુ જોઈએ પૂર્ણશ્રદ્ધા અને અનન્ય ભક્તિથી પ્રભુપદની પ્રાપ્તિ થાય છે તેઓશ્રી કહે છે કે —

"હરિજન હિંમત રાખી, ભાવે ભક્તિ કીજે,
શીશ સાટે સદ્ગુરુ મળે, પાછી પીડ ન દીજે રે
આપ કસીને પર પોખીયે, દુખ સહીને સુખ દીજે,
રાજા હરિશ્ચદ્ર મોરધ્વજ, જુગમા અમર રહીજે.

નામા પીપા રોહીદાસને, સમર્યા સાદ દીધા
કોડે કાજ નરસિંહ તણાં, ભલી ભાતે કીધાં. ”

*　　　*　　　*

સાચાને સાહેબો રાખશે, વહાર કરશે વહેલી,
પાંડવ કાજે ચક્ર ધર્યું, પણ પોતાનું મેલી.
જેને આશરો રામનામનો, તેને હરિ કેમ મેલે
ગંગારામની સંગ સદા, ખીમ સાહેબ [illegible]
(ભાણ ભજનાવલી, પૃ. ૩૦)

ગુરુગમનું મહત્ત્વ સમજાવતા તેઓશ્રી કહે છે કે :—

“ ગુરુ ટાળે ત્રિવિધના તાપ, તો ચરણમાં [illegible] રે,
આવો રતન પદારથ સાર, આવી [illegible] રે
ગંગારામ અમર ગુરુખીમ, ભજને [illegible] રે ”
([illegible])

*　　　*　　　*

# શ્રી સંતરામ મહારાજ

(ઈ. સ.    —૧૮૩૧)

## ગુરુપ્રાપ્તિ અને સંતજીવન

શ્રી સંતરામ મહારાજ એક અવધૂતકોટિના સંતપુરુષ હતા. વિ. સ. ૧૮૮૭ના મહા સુદ પૂર્ણિમાએ તેમણે નડીયાદમાં જીવતસમાધિ લીધી હતી. પોતાની વાણીમાં (પદસંગ્રહમાં) પોતાનો અધ્યાત્મ પરિચય કરાવતાં તેઓશ્રી કહે છે કે :—

" મેરે મનકી કયા કહું ધ્યાતા ઓરમ ઓર,
સદ્‌ગુરુ મોએ આન મીલે જબ ચિત્ત બેઠા એકઠોર.
માયામેંસે દૂર કીયા ને આના એકહી પાર,
સદ્‌ગુરુ મોએ આનમીલે એ દેહધરેકા સાર. "

(પદ. પૃ. ૨)

* * *

મન મેગ તો પૂરવ ફરીઆ પછમ ફરીઆ દખનમે દક્ષા લિના,
સદ્‌ગુરુ મોએ આનમીલે તબ, એતર આસન કિના.

ભાવાર્થ કે, હું પરમતત્ત્વની શોધમાં પૂર્વ પશ્ચિમમાં ખૂબ ફર્યો હતો, પણ દક્ષિણમાં સુરતમાં ગુરદેવ જીતામુનિ નારાયણ મળતાં મને આત્મદર્શન થયું હતું. મારું મન માયામાંથી ઉપરામ પામ્યું હતું અને પરમાત્મામાં ઠર્યું હતું. આત્મસિદ્ધિ પ્રાપ્ત થતાં શ્રી સંતરામજી અવધૂતની માફક યદચ્છા વિચરણ કરતા હતા; અને ફરતાં ફરતાં નડીયાદમાં આવીને તેમણે અલખ જગાવ્યો હતો. કહેવાય છે કે કોઈએ તેમની નાતજાતની

પૃચ્છા કરતા પોતાના અવધૂતી ઢંગથી તેમણે કહ્યુ કે-સતની નાતજાત શી? હમારા નામ સતરામ આથી જે જગાએ તેમણે અલખ જગાવ્યો હતો તે સ્થાન આજે 'શ્રી સતરામ મંદિર' તરીકે ઓળખાય છે ઈ સ ૧૮૩૧મા જીવત્સમાધિ વખતે તેમના ખભાર કમાથી નીકળેલા તેજથી અગાઉ તૈયાર કરી ઘી ભરેના દીવેરયુક્ત કોડીયામાથી જ્યોત પ્રગટ થઈ હતી આ જ્યોતને હજી સુધી મંદિરમા અખંડ ચાલુ રાખવામા આવે છે, અને આ જ્યોતિ તથા તેમની પાદુકાઓની સેવા પૂજા કરવામા આવે છે ઈ સ ૧૯૩૧મા તેમને સમાધિસ્થ થવાને ૧૦૦ વર્ષ પૂરા થતા પ્રથમ સમાધિશતાબ્દિ મહોત્સવ ઉજવવામા આવ્યો હતો, અને મુમુક્ષુઓના હિતાર્થે તેમની તથા તેમના શિષ્યોની વાણી "પદસંગ્રહ" નામે પ્રથમા પ્રસિદ્ધ કરવામા આવી હતી શ્રી સતરામ મહારાજના જ્ઞાન અને યોગના પ્રભાવથી અનેક સાધકો આત્મકલ્યાણ માટે તેમના દર્શન સમાગમ માટે આવતા હતા આથી કબીરવડની માફક આ સતરામમંદિરની સંસ્થા ફૂલીફાલીને એક સમૃદ્ધ સંસ્થા બની છે અહીં ગુરુશિષ્ય પરંપરા ચાલુ છે, પણ સંતકોટિના મહાપુરુષો વિરલ હોય છે યુગધર્મ પ્રમાણે નિષ્કામભાવે અનેક લોકોપયોગી શુભપ્રવૃત્તિ માટે આ પવિત્રધામ સુવિખ્યાત છે

શ્રી સતરામ મહારાજના પૂર્વજીવનની વિશેષ માહિતી દુર્લભ હોવાથી તેમના અંતજીવનની આટલી ઝાંખી કરીને તેમના **સિદ્ધાંત અને સાધના** વિષે વિચારણા કરીશું

## સિદ્ધાંત-અજાતવાદ કે સર્વાત્મવાદ

તેમની વાણીનો મૂલભૂત સિદ્ધાંત અજાતવાદ કિંવા પરમાત્મવાદ કે સર્વાત્મવાદ છે પોતાની વાણીમા એક અનંતાદ્વૈત પૂર્ણબ્રહ્મનુ પ્રતિપાદન કરતા તેઓ કહે છે કે —

" ક્ષરમતિ મેલી પરી અક્ષરનતિ ઉર ધાર,
" અક્ષરાતીત પરમાત્મા ત્યાં પરાની પાર,
તુર્યાતીત પદ સદા વાણીમાં ન સ્થાન "
(પદ પૃ ૧૧૬)

સારાંશ, ક્ષર અક્ષરથી પર અક્ષરાતીત પરમ તત્ત્વ છે, અને તે મનવાણીથી પર છે

જીવ જગતનું સ્વરૂપ વર્ણવતાં તેઓ કહે છે કે —

" નરમદે એ નરહરિ નારાયણ એક,
સાચા ગુરુ જેને મળે તે પામે એ વિવેક — "
સર્વમાં સાક્ષી આત્મા (પદ પૃ ૧૧૭)

*　　　　*

" બાવનની બાજી રચી વાણીનો વિસ્તાર,
બાવનથી પડ્યો બાજી તે પ્રીછે ભરથાર "

સારાંશ જીવમાત્ર બ્રહ્મસ્વરૂપ છે, કારણ કે સર્વમાં સાક્ષી આત્મા છે, અને આ વિશ્વ કિંવા જગત્ એ પરાત્પર પરમતત્ત્વના અધિષ્ઠાન પર કલ્પિત છે—કહેવામાત્ર છે, વસ્તુત જગત્ બ્રહ્મસ્વરૂપ છે, તેથી કલ્પિત નામરૂપના આવરણનો ભંગ થતાં બ્રહ્મદર્શન થાય છે કારણ કે, સર્વમાં સર્વત્ર સર્વદા સર્વથા બ્રહ્મતત્ત્વ જ વિલસી રહ્યું છે —

" રામરોમમાં રમી રહ્યો ઘટઘટ સોહંગરામ,
અણુમાત્ર ખાલી નહિ હરિવિના ઠાલો ઠામ "

સારાંશ કે આ સૃષ્ટિસર્ગ ૐકારનું પ્રકટીકરણ માત્ર છે તેથી "અહં"નું ૐમીકરણ કરવું એ જ આત્મસિદ્ધિનો મહામાર્ગ છે સૌનું નિજરૂપ એક અનતાદ્વૈત પરબ્રહ્મ હોવાથી એ જ માનવમાત્રનું—સૌનું

લક્ષ્ય, ધ્યેય, જ્ઞેય, ઉપાસ્ય અને પ્રાપ્ય હોવું જોઈએ; અને લક્ષ્યને અનુરૂપ માનવમાં લક્ષણ હોવા જોઈએ.

## સાધના — ગુરુમુખી જ્ઞાન અને યોગ

આ પગત્પગ લક્ષ્યની પ્રાપ્તિ માટે તેઓ મુખ્યત્વે કરીને ગુરુભક્તિ અને આત્મજ્ઞાનનો ઉપદેશ કરતા હતા, અને ઉત્તમ અધિકારીને ચતુર્વિધ યોગના સાધન પણ બતાવતા હતા. પોતાના સ્વાનુભવથી તેઓ કહે છે કે ગુરગમથી જ આત્મસિદ્ધિ પ્રાપ્ત થાય છે, માત્ર શાસ્ત્રવાચન કે શાસ્ત્રાભ્યાસથી નહી :—

" શાસ્ત્રકી શાખે સમજ ગયાતા પણ મેરા મન ન માના,
સદ્ગુરુ મોહે આન મીલે તબ આતમ દર્શન જાના. "
(૫૯ : પૃ. ૪)

* * *

" ગુરગમ જ્ઞાન વિચારતા ઘર રહે ગુલતાન,
નિશદિન નિરખો નાથને એ સદ્ગુરની છે સાન;
સૂતા બેઠા જોતા જાગતા અર્ધક્ષણ અળગો ન થાય—
હરિગુરુ સંતકૃપા થકી પૂરણપદ પ્રીછાય. "
(૫૬ : પૃ. ૧૧૬)

* * *

" તત્ત્વનું ટાણું તુજને નડે તું તો તત્ત્વાતીત,
સ્વ સ્વરૂપ ગયો વિસરી સિંહ અજાની પ્રીત;
ચટકો દઈ ચેતન કરે જો તે સાનમાં સમજાય. "
(૫૬ : પૃ. ૧૧૯)

* * *

સાગશ કે, ૨૫મી પ્રકૃતિથી પર ગુણાતીત ૨૬મુ સ્વસ્વરૂપ કે ૨૭મુ સ્વરૂપાતીત સ્વયમ્ સદાયે નિર્લેપ-નિરંજન છે; આત્મા કિંવા પરમાત્મા અનાત્મસંગથી ( પ્રકૃતિના ૨૪ તત્વોથી ) સ્વસ્વરૂપના વિસ્મરણથી પોતે જીવભાવને કે ઈશ્વરભાવને—લઘુગુરભાવને—પામ્યો છે. તેથી પ્રથમ મનની અસ્થિરતા દૂર કરીને "સોહમ્"નો દૃઢ નિશ્ચય કરવો જોઈએ; અને આ નિશ્ચયને અનુરૂપ હરદમ દિલમા આત્માનુ ભાન, તાન અને ગાન નાખવુ જોઈએ. એટલે સતત આત્મઅભ્યાસથી અને ગુરકૃપાથી શુદ્ધહૃદયીને આત્માનુભવ સહેજે પ્રાપ્ત થશે. આત્મસિદ્ધિ માટે લક્ષ પ્રમાણે લક્ષણ હોવા જોઈએ; ગ્હેણી અને કહેણીની એકતા હોવી જોઈએ. આ માર્ગ ગુરમુખી હોવાથી ગુર-ગોવિંદમાં જીવાત્માએ પોતાનુ "અહં" ઓગાળી મુક્તપદનો સ્વાનુભવ કરવાનો છે. ચતુર્વિધયોગ ( રાજ, હઠ, મંત્ર અને લય )નુ મર્મ સમજાવતા તેઓ કહે છે કે :—રાજયોગ કિંવા હઠયોગ દ્વારા પણ આત્મસિદ્ધિ પ્રાપ્ત થાય છે—

"સાધન સાધે કોઈ ગુરમુખી, મનમુખી પામે નહિ પાર.  
પદ્માસન વાળીને બેસે ધારણ ધીર,  
ષટચક્રને છેદીને, આવે તરવેણી તીર-સાધન.  
પહેલી મુદ્રા તે ભામિની, સમશ્યા દ્વાદશ કહી,  
પછી જલમુદ્રા ધરો, ભમર ગુફામાં જઈ-સાધન.  
તેજ મુદ્રા ચળે નહિ, પવનમુદ્રામા પેસ,  
આકાશ મુદ્રામાં આવીને, દશમે દ્વારે જઈ બેસ-સાધન.  
પાચે મુદ્રા પૂરી કરી, છઠ્ઠું મન લાવો ઘેર,  
ત્યારે ઉનમુની આવશે, એ છે સમજ્યાની પેર-સાધન.  
ઇંગલા પિંગલા ને સુખમણા ત્રિકુટિમાં રહી જોય,  
વિચાર કરતાં વસ્તુ મળે સમજે સમજણમાં સોય-સાધન.

* * *

સારાશ કે, ઉન્મુનિ અવસ્થા પ્રાપ્ત કરવા માટે જેમ રાજયોગમા ધારણા, ધ્યાન અને સમાધિની આવશ્યકતા છે, તેમ હઠયોગમા આસન, પ્રાણાયામ, સ્વરોદય, મુદ્રા અને ષટ્ચક્રવેધન આવશ્યક છે

સુરત શબ્દયોગ (મંત્રયોગ)નુ મર્મ સમજાવતા તેઓ કહે છે કે—ગુરુદાન પ્રાપ્ત પરબ્રહ્મવાચક શબ્દમા સુરતા રાખી અજપાજપથી દેહાભિમાન લય કરી સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકાય છે —

" સુરત શબ્દ એકતાર હુઆ હૈ, અગમ શબ્દ ગહા કે સુરતી;
સદ્ગુરુ મોએ આન મીલે, જબ આપોઆપ મુગતી "
(પદ, પૃ ૮)

*   *   *

લયયોગનુ રહસ્ય સમજાવતા તેઓ કહે છે કે—મનનો લય બુદ્ધિમા, બુદ્ધિનો ચિત્તમા અને મનબુદ્ધિ ચિત્તની ત્રિપુટીનો લય "અહં"મા કરતા નાનકડુ અહં ફાટે છે અને શાહ સ્વરૂપ ધારણ કરે છે. આમ લયયોગથી પણ આત્માનુભવ કરી શકાય છે,—

' પોતે પોતામા ભળી ગયા, પોતે જોયુ પોતાનુ આપ રે,
પોતે સ્વરૂપે થઈ ગયા રે, ખોયો પોતે પોતાનો થાય "
(પદ પૃ ૨૪)

*   *   *

આમ અધિકારાનુસાર મુમુક્ષુને તેઓ ચતુર્વિધ યોગનુ મર્મ સમજાવતા હતા

ઉપર દર્શાવેલો જ્ઞાન તથા યોગમાર્ગ ગુરમુખી હોવાથી કોઈ સગુર દેવદેવીની મૂર્તિની પ્રતિષ્ઠા નહી કરતા શ્રી સતરામ મદિરમા માત્ર ગુરપાદુકાની જ પ્રતિષ્ઠા કરવામા આવેલી છે તેમના ગુરુબન્ધુ શ્રી કલ્યાણદાસજી મહારાજના સમાધિસ્થાનમા (કહાનવા-પુણ્યાશ્રમ)

પણ ગુરુપાદુકાનું જ પૂજનસેવન થાય છે; કારણ કે, અહીં ગુરુને જ ગોવિંદ તરીકે માની પૂજવામા આવે છે. કોઈ સગુણ-સાકાર દેવદેવીની પૂજા અહીં થતી નથી. શ્રી સંતરામ મહારાજ અને શ્રી કલ્યાણદાસજી મહારાજ—બંને શ્રી અખાજીના પ્રણાલિકાના શ્રી જિતામુનિ નારાયણના શિષ્ય હતા. સંતરામ મંદિરની ગાદીની શાખા વડોદરામા છે, મંદિર પણ છે. સંસ્થા તરફથી અનેક પરોપકારી પ્રવૃત્તિઓ ચલાવવામાં આવે છે. નડિયાદનું સંતરામ મંદિર આખાયે ગુજરાતમાં સુપ્રસિદ્ધ છે.

ઉપર વર્ણવેલા સંતરામ મહારાજના સિદ્ધયોગી જીવન ઉપરથી અને તેમના જ્ઞાનયોગ સાધનાના માર્ગ ઉપરથી સહજ ફલિત થાય છે કે તેઓશ્રી એક અવધૂત કોટિના મહાન્ સંતપુરુષ હતા.

---

# શ્રી દાસીજીવણ

## ( ઈ. સ. -૧૮૩૧ )

### જન્મ, ચમારકર્મ, ગોપી જેવી ભક્તિ—તેથી દાસીજીવન

સૌરાષ્ટ્રમાં ગોંડળથી અઢી ગાઉ પૂર્વે આવેલા ઘોઘાવદર ગામમાં એક ચમાર કુટુંબમાં ' દાસીજીવણ 'નો જન્મ થયો હતો. બાળપણથી જ તેઓ ભક્તિપરાયણ હોવાથી ભજનકીર્તનમાં મસ્ત રહેતા હતા. પોતે ગોપીભાવે પ્રભુભક્તિ કરતા હતા; તેથી તેમણે " દાસીજીવણ " એવું નામ ધારણ કર્યું હતું. તેઓ ઘરબારી હતા અને પોતાની ચમારજાતિનો ધંધો સંતોષપૂર્વક કરતા હતા. મરેલા ઢોરનો ઈજારો રાખીને તેઓ ઢોરનાં ચામડાં વેચવાનું કામ કરતા અને પોતાની ઝૂંપડીમાં આવતા સંતસાધુઓનું આતિથ્ય કરતા હતા. એકવાર એવું બન્યું કે ગિરનારની પરિક્રમાએ જતી એક બહુ મોટી સાધુમંડળી રસ્તામાં તેમને ત્યાં ઊતરી. જીવણદાસે તેમનું આતિથ્ય કર્યું અને આખી રાત ભજન કરવામાં ગાળી.

આ સાધુમંડળીનો સત્કાર કરવામાં દરબારમાં ભરવા માટે પોતે અલગ રાખેલી ઈજારાની રકમ ૬૦ કોરી વપરાઈ ગઈ. આ વાતની જાણ થતાં ગોંડળના ઠાકોર સાહેબ ભા કુંભાજીએ તેમને કેદમાં પૂર્યા. ભક્તરાજ તો તંબૂરો લઈને કેદમાં જઈને બેઠા. સંતોને તો જેલ અને મહેલ બન્ને સરખા જ હોય છે ને ! આ પ્રસંગે રાત પડતા દાસીજીવણે ભજન ગાયું કે :—

### કસોટી અને ભજન

" હે ..જી મારી બૂડની બેડીના તારણહાર! શામળીયા ?
વેલેરી કરજે મારી વાર.
પ્રભાતે રવિ ઉગશે, અને લોક જાણશે મારી વાત,
સાઠ રે કોરીમાં શું લોભાણો શામળા!
હે...જી મારે નથી જોઈતી લાખ—બે લાખ—શામળીના!
હે...જી મારી, "

આમ ભજન કરતા કરતા સંતજીવણ તન્મય બની ગયા હતા; અને આંખોમાંથી ગંગાયમુનાનો પ્રવાહ વહેતો હતો. તેમને શ્રદ્ધા હતી કે પ્રભુ સહાય કરશે, પરંતુ જ્યારે તેમને કંઈ જવાબ મળ્યો નહી, ત્યારે તેમણે નરસિંહ મહેતાની માફક મેણા મારી ભજન આગળ ચલાવ્યું :—

" જીવણ કહે જગદીશને, કયાં ગયા તારા હજારે ય હાથ?
કાં તો તારા ખજાને ખોટ પડી—
એ...જી કાં તો નિર્ધન થયો છે દીનોનાથ—શામળીયા હે .જી,
તુલસી સામ ટાઢું કર્યું, જઈ બેઠો દ્વારિકા બેટ;
જીવણ કહે આ જગતમાં—એ જી ..કોઈ દીઠો મારો દેવાળીયો શેઠ?
શામળીયા! હે . જી મારી "

(ભજનાંક, મંગલ મંદિર ૧૯૫૫)

* * *

### પ્રભુદ્વારા રકમનુ ભરણું અને જેલમાંથી મુક્તિ

ચમત્કાર એવો થયો કે દરબારના ખજાનચી આગળ અચાનક એક શેઠ આવ્યા, અને ખજાનચીને શેઠે કહ્યું :—

" જીવણ ભગતની કૃપાથી મારે ત્યાં પુનર્જન્મ થયો છે, તેથી [illegible]રી [illegible]ાન્યતાની આ છસો કોરી તમે અત્યારે ને અત્યારે જીવણ ભગ[illegible]ના

ચરણોમા મુનાવી આપો. પોતાના ભજનમા આ વાત જણાવતા દાસી જીવણ કહે છે —

" ઘોઘાવદરથી આવીયા, શામળો બનીને શેઠ,
જીવણ ભગતે આપો અમને દિરો,
હે .જી મારે કોરી ધણી છે એને એક—શામળીયા હે જી,
જીવણને ભીમ ભેટીયા, શામળે લીધી એની સાન,
સાટને બદલે જસો દઈ શામળે,
એજી .. એની એર રહ્યો છે જગદાધાર—શામળીયા હે જી, "

* * *

આ પ્રત્યક્ષ ચમત્કાર જોઈને ગોડલ ઠાકોરે તેમના ચરણોમા નમસ્કાર કરીને તેમને છોડી મૂકયા

સતજીવણ પોતાના ભજનને અંતે ' દાસીજીવણ ' નામાચરણ કરતા હતા—જાણે કે પોતે રાધાના અવતાર હોય ! આથી એકવાર ભજનમ ડળીમાથી એક હરિજને પૂછ્યુ કે ' તમે પુરુષ થઈને તમારા ભજનને અંતે " દાસીજીવણ " કેમ લખો છો ? પોતે કઈ પણ જવાબ નહી આપતા તેઓ મૌન રહ્યા, પણ ભજનની રમઝટ ચાલી ત્યા પેતા સતે જોયુ કે ભજનની તલ્લીનતામા ભક્ત જીવણદાસનુ સ્વરૂપ રાધા જેવી સોળ વરસની સુદરી જેવુ લાગતુ હતુ આવા સ્વરૂપની ઝાખી થયા બાદ બે ક્ષણમા તો તેઓ પૂર્વરૂપમા આવી ગ ા આથી સાભ ળનારાઓના મનનુ સમાધાન થયુ અને બધા સતો એમને માનપૂર્વક જોવા લાગ્યા આ ચમાર સતે અનેક ભજનો રચ્યા છે, પણ ઘણાખરા તો માત્ર અનુભવી ભક્તોના કઠમા ઉપર જ રહી ગયા છે

## ભજન અને ચમત્કારિક રીતે કૂવામાં પાણી

દાસીજીવણ પ્રભુ સાથે એવુ તાદાત્મ્ય અનુભવતા હતા કે પ્રભુનુ સ્મરણ કરતા જ તેમનુ કાર્ય સિદ્ધ થતુ હતુ એક વખત પરબની

જગ્યામા સાફલ ભગતે એક કૂવો ગળાવ્યો. એંસી હાથ ઊંડા ખોદતા પણ પાણી નીકળ્યુ જ નહી. આખરે સહુ ખોદનાર થાકયા અને સાફલ ભગત લાચાર થયા. તેવામા ત્યા ઘોઘાવદરના ચમાર ભગત જીવણદાસ આવી ચઢયા. તેમને કૂવામા જોવા નિમિત્તે ઊતાર્યા અને પછીથી ખાટલી ઉપર ખેંચી લેવાતા ભગત અકળાયા. સાફલ ભગતે કહ્યુ કે કૂવામા પાણી આવે તો જ જીવણદાસ જીવતા બહાર આવે, નહી તો કૂવો જ ભગતની સમાધિ બનશે. જીવણદાસજીએ પોતાનો ગમસાગર મંગાવ્યો અને ચાર ભજનો ગયા. તેવામા પૃથ્વીનુ હૈયુ હેતથી ફાટયુ અને કૂવો સભર બન્યો. આવી અનેક ઘટનાઓ દાસીજીવણ વિષે લોકોમા પ્રચલિત છે. વિ. સં. ૧૮૮૭મા તેઓ સ્વરૂપાવસ્થાન પામ્યા હતા.

તેમના ચમત્કારિક સંતજીવનની આટલી ઝાખી કરીને હવે આપણે તેમના સિદ્ધાત અને સાધના માર્ગની મીમાસા કરીશુ. તેમના ઉપદેશનુ મર્મ એ છે કે—ગોપી જેવી અનન્ય પ્રેમલક્ષણા ભક્તિથી પ્રભુપ્રાપ્તિ સહજમા થાય છે. તેઓ પોતાના પ્રત્યક્ષ ઉદાહરણથી સૌને તેઓ પરમાત્માની 'ગોપી' થવાનો ઉપદેશ આપતા હતા અને આત્મસિદ્ધિ માટે પ્રેમને જ પ્રાધાન્ય આપતા હતા. બાહ્ય કર્મકાડની ઉપેક્ષા કરીને અંતર્મુખ થઈ મુમુક્ષુએ મનને આત્મામા શમાવવુ જોઈએ અને પોતાની રસવૃત્તિ ફેરવવી જોઈએ :—

### સાધના અને સિદ્ધાંત

"આગણે ગંગા ગોમની, હું શીદ રેવાજી જાઉં,
અડસઠ તીરથ આગણે, હું તો નિત્ય ત્રિવેણી નાઉં."

* * *

પ્રીત પન્વાના પગ પ્રેમકા, સતચગણુગન્મે ગકા,
કામ ક્રોધ દુશ્મનકુ ઠગનુ, સતનામના દઉ ડકા—
(સોરઠી સતવાણી પૃ ૫૪)

" મેં મસ્તાના મસ્તી ખેલુ, મેં દિવાના દર્શનકા
વ્હાલો મારા નાચાનો સગાથો રે, જેણે પ્રાતુ કીધી. "
(પરિચિત પન્સ ગ્રહ, પૃ ૧૨૩)

* * *

" મે દાસી સગ સતન કેરી, પાઉ પીઆલા અવિનાશી;
ખોજ ખગર તું જો દીન ભીનર, રોમરોમ પર લે' લાગો "
(પરિચિત પન્સ ગ્રહ, પૃ ૧૨૬)

આમ ચિત્તશુદ્ધિ અને પ્રેમનક્ષણા ભક્તિથી પ્રભુપદની પ્રાપ્તિ થાય છે; પન્માત્મા સિવાય બીજુ બધુ યે તુચ્છ છે, અસત્ છે–એમ તેઓ માનતા હતા

પોતાના મૃત્યુની તેમણે આગાહી કરી હતી, અને અંતસમય આવતા ગાયેનું કે :—

" હાટડીએ ટેમ રે'વાને મારા રામની રજા નહિ,
તેડા આવ્યા શ્રીરામના ત્યારે હાટડી પડી ગઈ.
ધર્મના કામમે ઢીલ ન કરવી, વેગા જાશે વર્ષ,
દાસીજીવણુ ભીમ પરતાપે, નામની નોગત થઈ. "
(સોરઠી સતવાણી, પૃ ૫૭)

સંતશ્રી જીવણદાસ આવા વીતરાગી પરમભક્ત કોટિના અર્વાચીન ગુજરાતના એક સંતપુરુષ હતા.

---

# શ્રી બ્રહ્માનંદ સ્વામી

(ઈ. સ. ૧૭૭૩–૧૮૩૨)

## જન્મ : કવિત્વશક્તિ, દીક્ષા અને ભક્તિમય જીવન

ઈ સ ૧૭૭૩મા ડુંગરપુર પરગણાના સાણુ ગામમા એક સંસ્કારી બારોટ કુટુંબમા શ્રી બ્રહ્માનંદનો જન્મ થયો હતો તેમનુ મૂળ નામ 'લાડૂ' હતુ તેઓ જન્મસિદ્ધ કવિ ( a born poet ) હતા; અને તેથી નાનપણથી જ મીઠી કવિતા રચતા હતા પોતાની અદ્ભુત કવિત્વ શક્તિથી યોગ્ય વય થતા લોકોમા તેમ જ રાજદરબારમા તેમણે ખૂબ ખ્યાતિ મેળવી હતી મહાનુભાવ શ્રી સ્વામિનારાયણના દર્શન થતા લાડૂએ તેમને પોતાના ઇષ્ટદેવ માન્યા અને તેમની દીક્ષા લીધી દીક્ષા આપીને શ્રી સ્વામિનારાયણે તેમનુ નામ 'બ્રહ્માનંદ' પાડયુ હતુ અને તે નામથી જ સંપ્રદાયમા તેઓ પ્રસિદ્ધિ પામ્યા છે દીક્ષિત થયા પછીથી તેમનુ અંતરંગ બદલાઈ ગયુ સ્વામિનારાયણ સંપ્રદાય પ્રમાણે આત્મસિદ્ધિ માટે તેઓ સાધના અભ્યાસમા મગ્ન રહેતા અને અહોનિશ સદ્ગુરુદેવ શ્રી સ્વામિનારાયણની સેવા કરતા

## સંતજીવન અને અધ્યાત્મ સાહિત્યસર્જન

જીવનપર્યંત ગુરુસેવા અને ગુરુભક્તિના પ્રતાપથી તેમણે આત્મસિદ્ધિ પ્રાપ્ત કરી હતી બ્રહ્માનંદ, બ્રહ્મવિલાસ, ઇત્યાદિ ભગવદ્ભક્તિ વિષયક સુંદર, અધ્યાત્મ સાહિત્ય તેમણે સર્જ્યું છે તેમના ભજનો બહુ લોકપ્રિય છે એમના હાથે અમદાવાદ, વડતાલ, મૂળી ઇત્યાદિ સ્થાનોમા સ્વામિનારાયણનાં મંદિરો નિર્માણ થયા પોતાના સત્સંગમા આવતાને

તેઓ સંતસેવા, સંતસમાગમ અને શ્રીજી મહારાજની અનન્ય ભાવે ભક્તિ કરવાનો બોધ આપતા હતા. તેઓશ્રી પોતાના ગુરુદેવ સ્વામિનારાયણને પૂર્ણ પુરુષોત્તમ માનતા હતા, અને અન્યને મનાવતા. ઈ. સ. ૧૮૩૧માં તેઓ સ્વરૂપાવસ્થાન પામ્યા.

તેમના જીવનની આટલી ઝાંખી કરીને તેમના સિદ્ધાંત અને સાધનાની વિચારણા કરીશું.

## સિદ્ધાંત—બ્રહ્મ, અક્ષરબ્રહ્મ અને પુરુષોત્તમ

સિદ્ધાંતમાં સ્વામિનારાયણ સંપ્રદાય દ્વૈતવાદી હોવાથી તેમાં ‘જીવ, ઈશ્વર અને જગત્’નો પૃથક્ભાવ-પૃથગ્ અસ્તિત્વ કાયમ રહે છે. મુક્તિમાં પણ વ્યક્તિભાવ અને સેવ્યસેવકભાવ અખંડિત રહે છે. તેઓ એમ માને છે કે જડપ્રધાન અને ચેતન પુરુષનું કારણ મૂળ પ્રકૃતિ અને બ્રહ્મ (મૂળપુરુષ) છે, અને તેનું કારણ અક્ષરબ્રહ્મ છે, અને અક્ષરબ્રહ્મનું કારણ, આત્મા અને પતિ પુરુષોત્તમ નારાયણ છે. આ પુરુષોત્તમ નારાયણનું સ્વરૂપ માનવરૂપે સહજાનંદ સ્વામીરૂપે પૃથ્વી ઉપર પ્રગટ થયું અને ત્યાર પછીથી ઉત્તરોત્તર “સંત” દ્વારા સદા પ્રગટ જ રહ્યું છે. આમ બ્રહ્મ જીવથી પર છે, બ્રહ્મથી પર અક્ષરબ્રહ્મ છે અને અક્ષરબ્રહ્મથી પર ‘પુરુષોત્તમ’ છે. જીવાત્મા પુરુષોત્તમ પરમાત્માને સનાતનતામાં ધારણ કરી રહે એ જ મોક્ષ કિંવા પરમપદ.

## સાધના—સંતસેવા અને સત્સંગ દ્વારા મોક્ષપદ

આ પરમપદની સાધનાનું મર્મ સમજાવતા તેઓ કહે છે કે – શાસ્ત્રોમાં જીવના મોક્ષના અર્થે અનેક સાધનો બતાવ્યા છે, પણ શ્રીજી મહારાજે એક જ વસ્તુમાં – સંતમાં – મોક્ષમાર્ગ દર્શાવ્યો છે. જો સંત મળે તો જીવનું પરમકલ્યાણ થાય અને પરમપદની પ્રાપ્તિ

કરાવે, પણ જ્યારે અનેક જન્મના સુકૃત ભેગા થાય ત્યારે જ સાચ્ચા સતની પ્રાપ્તિ થાય છે. સત દ્વારા સમ્યગ જ્ઞાન પ્રાપ્ત થાય છે. અને સમ્યગ્ જ્ઞાનથી મોક્ષ થાય છે માટે સતસેવા અને સત-સમાગમ દ્વારા યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી જ્ઞાનનો અંત અનન્ય ભક્તિમાં આવવો જોઈએ પુરુષોત્તમની અનન્ય એકનિષ્ઠ ભક્તિથી જીવ માયાને તરી જાય છે અને પરમપદને પામે છે ભજન કરતા સ્મૃતિ અધિક, સ્મૃતિ કરતા ધ્યાન અધિક અને ધ્યાન કરતા આત્મામાં પરમાત્માને કાયમ ધારવા તે અધિક છે પૂર્ણ પુરુષોત્તમમાં નિષ્ઠા એ જ મોક્ષ કિંવા પરમપદ આ પરમપદ પ્રાપ્ત કરતા પહેલા સોનાની માફક જીવને અનેક કસોટીઓમાંથી સાંગોપાંગ પસાર થવું પડે છે. પોતામાં રહેલા મલ, વિક્ષેપ અને આવરણ દૂર કરવા પડે છે

**સંતલક્ષણ**

સાચ્ચા સતના લક્ષણ વર્ણવતા તેઓ કહે છે કે —

" એસે સત સચે જગમાંહી ફિરેં, નહી ચાહત લોભ હરામકુ જી:
સદા શીલ સંતોષ રહે ઘમ્ભીર, કંદ કિયે ક્રોધ કામકુ જી.
અરુ જીભકુસે કસીં જૂઠ ન ભાખત, ગાઠ ન રાખત દામકુ જી
બ્રહ્માનંદ કહે સચ પારતાકુ, એસે સત મિલાવન રામકુ જી "
(કલ્યાણ સંતવાણી અંક પૃ ૪૨૭)

ઉપર વર્ણવેલા તેમના ભક્તજીવન ઉપરથી તેમ જ તેમના સિદ્ધાંત અને સાધના ઉપરથી સમજાય છે કે શ્રી બ્રહ્માનંદ સ્વામી એક પરમભક્ત કોટિના સત્પુરુષ હતા પરમતત્ત્વ 'વસ્તુ' દ્વૈત અદ્વૈતથી પર છે; અને તેથી દ્વૈતપ્રધાન ભક્તિ દ્વારા કે અદ્વૈતપ્રધાન જ્ઞાનદ્વારા કે ઉભય દ્વારા જે આત્મનિષ્ઠા પ્રાપ્ત કરે છે તેની ગણના સતમાં કરવામાં આવે છે વસ્તુત ભક્તિ અને જ્ઞાન એવા બ્રાઈ બે જુદા જુદા પરસ્પર

વિરોધી તત્ત્વો નથી. ભક્તિ અને જ્ઞાન એક જ તત્ત્વ છતાં, માત્ર અવસ્થાંતર ભેદે કરીને જ તેના બે જુદા જુદા નામ છે. આત્મ-પરમાત્મ અનુભવની દષ્ટિએ ભક્તિ અને જ્ઞાન એક જ અનુભવના બે જુદાં જુદાં નામ માત્ર છે. ક્ષર અક્ષરથી પર પુરુષોત્તમને કોઈ પરબ્રહ્મ કહે છે, કોઈ સ્વામિનારાયણ કહે છે. આમાં વાચારંભણ દ્વૈત છે, વસ્તુતઃ દ્વૈત નથી; અને વસ્ત્વનુભવી એ જ સંત. આ દૃષ્ટિએ પરમભક્ત શ્રી બ્રહ્માનંદ સ્વામીની ગણના સંતમાં કરવામાં આવી છે. સગુણોપાસક અને નિર્ગુણોપાસક બન્નેનું પર્યવસાન સ્વત્વવિલયમાં જ થાય છે.

---

# શ્રી લાલસાહેબ

(ઈ. સ. ૧૭૪૧ — ૧૮૩૩)

## જન્મના ગર્ભયોગી : રવિગુરુદીક્ષા અને ગૃહત્યાગ

ઉત્તર ગુજરાતના પાટનગરમાં વિ. સં. ૧૭૯૭ (ઈ. સ. ૧૭૪૧)માં મનોહર ભક્તને ઘેર શ્રી લાલસાહેબનો જન્મ થયો હતો. તેઓ યોગ-ભ્રષ્ટાત્મા હતા અને વિશેષમાં ભક્તિના સંસ્કાર તેમને વારસામાં મળ્યા હતા. બાળપણથી જ તેમનું દિલ પ્રભુભક્તિ તરફ ઢળ્યું હતું; અને વિદ્યાભ્યાસમાં ચિત્ત ચોંટતું નહીં. તેમના દિલમાં આત્મદર્શનની ઝાંખી કરવાની નમના હતી. તેથી ઉમ્મરલાયક થતાં માતાપિતાની સંમતિ લઈને તેઓ શેરખીના સંતશ્રી રવિસાહેબનાં દર્શન કરવા ગયા. રવિ-સાહેબને જોતાં જ તેમનામાં પૂર્વજન્મના સંસ્કાર જાગ્યા અને તેમણે રવિગુરુની દીક્ષા લઈને તેમનું શિષ્યત્વ સ્વીકાર્યું. ત્યાં ગુરુની સેવાસુશ્રૂષા કરીને તેમના સત્સંગથી અને શબ્દથી સાધના સાધીને તેમણે આત્મ-સિદ્ધિ પ્રાપ્ત કરી.

## સંતજીવન અને જીવતસમાધિ

સિદ્ધાવસ્થા પ્રાપ્ત કરીને તેઓ પાટણમાં આવીને વસ્યા. ત્યાં અનેક મુમુક્ષુઓ તેમના દર્શન અને સમાગમ માટે આવતા. તેઓ સૌને માનવ-દેહની મહત્તા સમજાવી લખચૌરાસીમાંથી મુક્ત થવા ચેતવતા હતા. મુમુક્ષુ અધિકારીઓને તેઓ ગુરુભક્તિ અને આત્મજ્ઞાનનો બોધ આપી મોક્ષ માર્ગે ચઢાવતા અને જીવનમાં વિવેક વૈરાગ્ય અને સંયમનું મહત્ત્વ સમજાવતા. તેમને સિદ્ધિઓ પણ વરી હતી. પરંતુ તેઓ બધું ગુપ્ત

રાખતા હતા. વિ. સં. ૧૮૮૯ (ઈ. સ. ૧૮૩૩માં)ના માહ માસની શુક્લપક્ષ એકાદશીના રોજ મંગલ પ્રભાતે તેમણે ૯૨ વર્ષની ઉમ્મરે જીવતસમાધિ લીધી. તેમનું સમાધિસ્થાન પાટણમાં છે.

તેમના જીવનની આટલી ઝાંખી કરીને તેમનાં ભજનો ઉપરથી તેમના સિદ્ધાંત અને સાધનાની મીમાંસા કરીશું.

**સિદ્ધાંત અને સાધના :**

સિદ્ધાંતમાં તેઓશ્રી એમ માનતા હતા કે એક અદ્વિતીય પરમાત્મા સિવાય બીજું બધુંયે અસત્ છે; અને તેથી દેહ અને દુનિયાદારીમાં મોહ પામવાથી જીવાત્મા ભવચક્રમાં પડે છે. માટે મુમુક્ષુએ ગુરુ દ્વારા જ્ઞાન અને ગુરુગમ પ્રાપ્ત કરીને નષ્ટમોહ અને સ્થિતપ્રજ્ઞ થઈને મોક્ષ-પદની પ્રાપ્તિ કરવી જોઈએ. દિલમાં જ્ઞાન દૃઢ કરવા માટે હરદમ હરિ-સ્મરણ કરવું જોઈએ, અને સંસારથી વિરક્ત જીવન ગાળવું જોઈએ. પોતાના ભજનમાં તેઓ આ જ વાતનો બોધ આપે છે:—

"ચેત બે ચેત અચેત કયું આંધરા ! આજ અરુ કાલમેં ઉઠ જાઈ;
ખબર કર ખબર કર ખોજ લે નામકુ, યાદ કર શબ્દસંભાલ ભાઈ"
(સંતવાણી : ૧૯૬૫ : પૃ. ૪૫૩)

* * *

વિશેષમાં તેઓ કહે છે કે—આત્માનુભવ માટે મુમુક્ષુએ પોતાનું "હુંપણું" હરિમાં ઓગાળવું જોઈએ; અને આ હેતુની સિદ્ધિ માટે બહિર્મુખ મનને અંતર્મુખ અને એકાગ્ર કરી આત્મામાં શમાવવું જોઈએ:—

"કાયાના બંગલામાં કેશવજી બિરાજે જી;
દોડી જાજો દરસન પ્યાસી, આવોને અનભેપદના વાસી,

આપા તજી સાચા સદ્‌ગુરુ સેવીએજી,
મટી જાય જમડા કેરી ફાસી, આવોને૦
ગણકાર ધૂન મુજને ગવિગુરુ ભેટયાજી ;
નિર્ભય થયા લાલ દાસી. આવોને ૦
(ભજનાક મંગલમંદિર : ૧૯૫૫ : પૃ. ૨૯૩)

ઉપર વર્ણવેલા તેમના સંતજીવન ઉપરથી, જીવત્ સમાધિ ઉપરથી તેમ જ તેમના સિદ્ધાંત અને સાધના ઉપરથી સહજ ફલિત થાય છે કે શ્રી લાલસાહેબ અર્વાચીન ગુજરાતના એક આત્માનુભવી સંત પુરુષ હતા.

---

# શ્રીમત્ કરુણાશંકર મહારાજ

( ઈ. સ.       — ૧૮૩૫ )

## શ્રી કુવેરનું બાળસ્વરૂપે અદ્દભુત પ્રાકટ્ય

જ્ઞાન સંપ્રદાયના આદ્ય સ્થાપકશ્રી કરણાશંકર મહારાજનો જન્મ અલૌકિક રીતે થયો હતો ; અને પોતે અયોનિજ મહાપુરુષ હતા—એમ તેઓશ્રી પોતાની વાણી ( " જ્ઞાનસંપ્રદાય ભજનસાગર ")મા પોતાનો પરિચય આપતાં જણાવે છે :—

" હાવે કહું ઉત્પન્ન સૂનો, મમ તન અંદેશા ;
હમ હે પુરુષ અનાદ્ય, ઉપાધિત્યે વર્જિત વેશા.
બિંદુ કે નહીં શરીર ધીર, દઢ પુરુષ પુરાના;
રૂપ અરૂપી ખેલ કુવેર, અકેલ નિદાના.
ઉપર સર્વસે સોય, ભિતરસે રહુ ભરપૂરા;
ઈંડ પિંડ બ્રહ્માંડ સૂત્ર, મમ હાલ હજુરા. "

( ભ૦ છપ્પા, ૧૯ અને ૨૭ )

સારાંશ કે, હું માતાના ઉદરમાંથી જન્મ લઈને આવ્યો નથી. હું આદિ અનાદિનો મહાપુરુષ હોઈ પંચભૌતિક ઉપાધિથી રહિત છું. મારા શરીરના રૂપ, અરૂપ ખેલને હું એકલો જ જાણું છું. સંતશ્રી સાગર મહારાજની હસ્તલિખિત ડાયરી ઉપરથી સમજાય છે કે શ્રી કુબેરદાસ મહારાજ અખાજીની પ્રણાલિકાના સંતશ્રી જીતમુનિનારાયણના શિષ્ય હતા. શ્રી કલ્યાણદાજીના તેઓ સમકાલીન હતા. પોતાનો વિશેષ પરિચય આપતાં તેઓ કહે છે કે જંબુદ્વીપમાં ભક્તોના ઉદ્ધાર માટે અલખના આદેશથી હું અવતર્યો છું. સંતશ્રી કબીર સાહેબ માફક

તેમનું પ્રાકટ્ય વનમા થયું હતું ; અને એક કોળી રજપુત દંપતીએ તેમને બાળસ્વરૂપે ઘેર લાવીને ઉછેર્યા હતા. આ દિવ્ય બાળક તે જ સારસાના જ્ઞાનસંપ્રદાયના આદ્યસ્થાપક શ્રી કરુણાશંકર મહારાજ.

તેઓ પોતાની વાણીમા વિ. સં. ૧૮૭૮ આસો માસ શુકલપક્ષ પૂર્ણિમાએ કક્કા પૂર્ણ કર્યાનું જણાવે છે. તેમને સમાધિસ્થ થયાને લગભગ ૧૨૫ વર્ષ થયાં છે. સારસા (તા. આણંદ)મા તેમની ગુરુગાદી અને શિષ્યપરંપરા હજી ચાલુ છે. હાલ ત્યા પંચમ ગુરુ શ્રી શીતળદાસજી છે. તે જ્ઞાનસંપ્રદાયનો પ્રચાર પોતાના બોધથી તથા શ્રી કુબેરની અપ્રસિદ્ધ વાણી પ્રગટ કરીને કરી રહ્યા છે. પરંતુ શ્રી કુબેરના વિશ્વવ્યાપી આકાશી પંથમાં સાપ્રદાયિક તત્ત્વ પ્રવેશી ચૂક્યું છે. આ મહાપુરુષના પૂર્વજીવનની વિશેષ માહિતી ઉપલબ્ધ નહીં હોવાથી તેમના દિવ્યજીવનની આટલી ઝાંખી કરીને તેમના સિદ્ધાંત અને સાધનામાર્ગની વિચારણા કરીશું

## સિદ્ધાંત- પરાત્પર પરબ્રહ્મ જ સત્

ઉપર જણાવ્યા પ્રમાણે તેઓશ્રી જીવામુનિનારાયણના શિષ્ય હતા, અને તેથી તેમની વાણીમાં પણ અજાતવાદ જોવામાં આવે છે. સિદ્ધાંતમાં તેઓશ્રી પરમાત્મવાદી કિંવા અજાનવાદી હતા.એક અદ્વિતીય પરાત્પર પરબ્રહ્મ જ સર્વોપરિ સત્ છે – નિજરૂપ અને નિજપતિ છે ; અને તે મનવાણીથી અગોચર છે અને અષ્ટ આવરણ રહિત છે :—

" જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુર્યા, મન બુદ્ધિ ચિત્ત અહંકારા;
એ અષ્ટ આવરણ રહિત અગમ ઘર, અપરમપાર અપારા. "
(ભજનસાગર, અવિનાશી પદ ૩)

*  *  *

૫ મહાભૂત, ૫ કર્મેન્દ્રિય, ૫ જ્ઞાનેન્દ્રિય, ૫ વિષયો (તન્માત્રા), ૪ અંતઃકરણ—આ ૨૪ તત્ત્વો, ૨૫મી પ્રકૃતિ, ૨૬મું વ્યાપક બ્રહ્મ અને ૨૭મું અનિર્વાચ્ય અનતાદ્વૈત પરબ્રહ્મ આ ૨૭મું પરબ્રહ્મ કિંવા સ્વરૂપાતીત સ્વયમ્ એ જ એમની વાણીનો મૂળભૂત સિદ્ધાંત છે સૃષ્ટિ સર્ગનું વર્ણન કરતા તેઓ કહે છે કે —

"અમાસે વાસો શૂન્યમે, આપ અવ્યક્ત અવાચ
પાદુ પાણી ચમુ વિના, સ્વે ચૈતનમાં સોહાય
જા દિન જન્મ નહિ શક્તિકે, બ્રહ્મા વિષ્ણુ મહેશ,
તેતીસ ક્રોડ દેવ નહિ, ચંદ્ર સૂર નહિ શેષ
આપ ઈચ્છાએ અરૂપથી, રૂપ ધર્યો ભગવંત,
તા ઈચ્છાકી શક્તિ હે, શક્તિસે પંચુ તત

(ભ તિથિ પચીસ્ય)

આમ આ ખલક અલખની ઇચ્છાથી ઉત્પન્ન થયેલું હોવાથી કિરતાર કે **સકર્તા સિદ્ધાંત** ઉપર આ જ્ઞાનસંપ્રદાયનો ખાસ આગ્રહ છે જ્ઞાન-સંપ્રદાયનું વિશેષ સ્પષ્ટીકરણ કરતા તેઓ કહે છે કે — આના પંથનું નામ **કાયમપંથ** છે, કારણ કે તેનું નામ અને નામી નિજ કેવળ કર્તા કિંવા પૂર્ણબ્રહ્મ કે પરબ્રહ્મ કે સ્વરૂપાતીત સ્વયમ્ સર્વદા અખંડ છે **ગગનમઢી** છે, કારણ કે વ્યાપક બ્રહ્મ કિંવા પૂર્ણબ્રહ્મનો પ્રકાશ આકાશવત્ સર્વત્ર વ્યાપ્ત છે, **નિર્ગુણ ધૂણી** છે કે જેમાં ત્રિગુણના કર્મકાંડ રૂપ અપાર કાષ્ઠો બળે છે, **મુક્તદ્વાર** છે, કારણ કે તે દ્વારેથી ચૈતન્ય અંશ નિજરૂપ પૂર્ણબ્રહ્મને પ્રાપ્ત કરી મુક્તપદનો સ્વાનુભવ કરી શકે છે, **કૈવલ્ય ગામ** છે, કે જ્યાં એક અદ્વિતીય સ્વરૂપાતીત સ્વયમ્ છે; **બ્રહ્મક્ષેત્ર** છે, બ્રહ્મમાંથી સર્વ જીવોના ચાર ભૌતિક ધારો ઉત્પન્ન થાય છે. સત્, ચિત્ અને આનંદ મારી શાખા છે, **અચિંત્ય** મારો અખાડો છે અને **અવિગત** મારી ગાદી છે વિશ્વને ઉત્પન્ન કરનાર પરમકારણરૂપ

કિરતાર કે પૂર્ણબ્રહ્મને જીવો – અંશો ભૂલી ગયા છે. તેથી નિજપાત રૂપ કૈવલ ભગવાને અંશોને પૂર્ણબ્રહ્મનો અનુભવાત્મક બોધ આપવા માટે મને અહીં મોકલ્યો છે.

આ પરાત્પર પરબ્રહ્મની પ્રાપ્તિ માટે એક અખંડ નિજરૂપ નિજકર્તા સિવાય બીજું કોઈ પણ લક્ષ્ય કે ઉપાસ્ય ચાલે નહીં. સામાન્યતઃ આ જગતમા ચાર પ્રકારના ઉપાસકો જોવામા આવે છે :—(૧) **દેહદર્શી** જીવો ત્રિગુણને અધીન રહે છે; (૨) **પ્રકૃતિદર્શી** જીવો શક્તિના ઉપાસક હોય છે; (૩) **જીવદર્શી** જીવો સગુણ ઈશ્વરના ઉપાસક હોય છે; અને (૪) **આત્મદર્શી** જીવો નિર્ગુણ વ્યાપક બ્રહ્મોપાસક હોય છે. જડચેતન ઉભયના સારરૂપ ( Essence beyond spirit and matter ) નિજરૂપને જે જીવો જાણે છે તે જ કૈવલ્ય પદને પામી શકે છે. માટે લક્ષ્ય ઠેઠનું હોવું જોઈએ :—

" હદ બેહદ પર આપના આપા, તિનકી પર કૈવલપદ વ્યાપા ;
તેહી આપના આપહી જેહી જાને, સોહીજન કૈવલ્યપદહી પહેચાને."
( અગાધબોધ - ૨૪ )

સારાંશ કે, પરબ્રહ્મનો અંશ સર્વ ઘારોમાં રહેલો છે. તે અંશ જ સોહમ્‌ને સત્તાસ્ફૂર્તિ આપે છે. નિજરૂપ અંશની જાણ ઓહં સોહમની ઉપર છે. માટે સાચ્ચા મુમુક્ષુએ ઠેઠનું લક્ષ્ય રાખીને લક્ષ્યને અનુરૂપ લક્ષણોની પ્રાપ્તિ માટે નિજરૂપ કૈવલ્યની સ્વરૂપાતીત સ્વયંની આરાધના-ઉપાસના કરવી જોઈએ, અન્ય દેવદેવીઓની નહીં. શ્રી કુબેર કહે છે કે સૂર્ય ચર્મચક્ષુ ખોલે છે અને હું મુમુક્ષુનું જ્ઞાનચક્ષુ ખોલું છું. એવા અમે બે પ્રકારના સૂર્યો વિશ્વમાં પ્રકાશ કરવાવાળા છીએ. સૂર્ય દેવધામનો અને હું કૈવલધામનો રહેવાસી છું. સર્વ કોઈ મારાથી છે, પણ હું કોઈના વડે નથી :—

## સાધન—એનું લક્ષ્ય અને લક્ષણ

"કહે કુબેર નિજલક્ષ ભજન વિના, કોઈ નર જકતમે હોય ન સૂખી."
(ભ. પ્રભાતપદ ૨)

*　　*　　*

"સંત સંગત્ય મુખ્ય લક્ષ ભજન વિના, જીવદશા નવ જાવે હો;
બિના પારસ લોહ હોત ન કંચન, મુદ્રા અન્ય મિલાવે હો."
(ભ. કેરાપદ - ૩)

આત્માનુભવ માટેની પાલન કરવાની રહેણીકરણી દર્શાવતા જ્ઞાનસંપ્રદાયની 'સ્વચારપત્રિકા'માં કહ્યું છે કે :—

મુમુક્ષુએ સૂર્યોદય પૂર્વે શૌચ, દંતધાવન તથા સ્નાનાદિ કરી દૃઢાસન વાળી પ્રણવ સાથે સુરતાનુરતાનો એકતાર કરીને, ચંચળ મનના વેગને વશ કરીને, હૃદયમાં નિજરૂપ કૈવલકર્તાનું ધ્યાન ધરીને તદ્‌વાચક 'અમરમંત્ર'નો ૭ ઘડી સુધી દરરોજ જપ કરવો જોઈએ. વિશેષમાં હરિજને ષડ્‌રિપુનો નાશ કરી ષટ્‌સંપત્તિ પ્રાપ્ત કરવા માટે નીચેના દુર્ગુણો તજી દેવા જોઈએ :—

"જૂઠ પ્રપંચ ચોરી ઓરુ હેરી, હરિજન સો ઉન રહે ન નેરી."
"કામ ક્રોધ મોહ તજી અહંકારા, હરખ શોક અભિમાન વિકારા;
શીલવંત લક્ષે નિશદિન હી, સો સાચે હમેરે હરિજન હી."

*　　*　　*

અનેક ગુરુ-શિષ્યના ઉદાહરણ આપીને શ્રી કુબેર સમજાવે છે કે—ગુરુકૃપા વિના આ કૈવલજ્ઞાન દુર્લભ છે. આમા કશું તજવાનું યે નથી, અને કશું ભજવાનું યે નથી; માત્ર 'હું-મારું'ને બદલે 'તું-તારું' (અર્થાત્ બધું યે હરિનું છે એમ) સમજીને શાંત થઈ રહેવાનું છે. આ ગુરુમુખી સહજ-સમાધિનો સુલભ માર્ગ છે. અભ્યાસ, વૈરાગ્ય

અને સંયમથી આમા સફળતા મળે છે. હરિગુરુ સંતની કૃપા વિના આ ભવસાગરનો પાર પમાતો નથી :—

"કરે ઉત્તમ કર્મ અપાર, સતકરુણા બિના નહી નિસ્તાર;
સંત નારદ વ્યાસને મળીઆ, દાઝ ભાગી ને સંશય ટળીયા.
અષ્ટાવક્ર જનક સમજાવ્યા, ઋષિ સહસ્ર ઇઠયાસી છોડાવ્યા.
શુકદેવ પરીક્ષિત્ સિધ્ધ, દિન સપ્તમા કલ્યાણ કીધું.
સંત સાહેર ગમાનંદા, યુગ ચાર કે કાટયા ફંદા;
તાકે સેવક દાસ કબીર, ધન્ય સંતશિરોમણિ ધીર.
કર્યો વાણી તણો વિસ્તાર, જીવ અગણિત કોટિ ઓધાર.
બ્રહ્માનંદ અખાજીને ભેટયા, જીવશિવના સંશે મેટયા,
પોખ્યુ અદ્વૈત જ્ઞાન અપાર, સુણતામા હવે નિસ્તાર.
એવી સાખ્ય અનંત અપાર, કહેતા રસનાએ પામુ નહિ પાર."

ઉપર વર્ણવેલા શ્રી કુવેરના દિવ્ય સંત જીવન ઉપરથી અને એમની અગાધ બોધમય વાણી ઉપરથી નિ:સંશય સિદ્ધ થાય છે કે શ્રી કરુણાશંકર મહારાજ અર્વાચીન ગુજરાતના એક સિદ્ધ કોટિના મહાનુભાવી પ્રતાપી સંતપુરુષ હતા.

---

# બાપુસાહેબ ગાયકવાડ

(ઈ સ ૧૭૭૯—૧૮૪૩)

## જન્મ; વિદ્યાભ્યાસ; જમાદારી; ધીરા અને નિરાંત ભક્તનો સત્સંગ

વડોદરામા એક યશવતરાવ ગાયકવાડ નામના મરાઠા સરદારના કુટુબમા શ્રી બાપુસાહેબનો જન્મ ઈ સ ૧૭૭૯મા થયો હતો. બાળપણથી તેમનુ હૈયુ હરિરગી હતુ અને ભજનનો તેમને શોખ હતો તેમણે બહુ વિદ્યાભ્યાસ કર્યો ન હતો, પણ વડોદરામા લશ્કરી નોકરીમા તેઓ જમાદાર તરીકે કામ કરતા હતા પોતે અહર્નિશ ભજનમા મસ્ત રહેતા હોવાથી નોકરીમા વારવાર ભૂલો થતી હતી, અને તેથી તેમનો દડ પણ થતો હતો આથી તેમણે નોકરી છોડી દીધી અને સત્સગમા રહેવા લાગ્યા પ્રથમ ગોઠડામા પોતાની જાગીરની વ્યવસ્થા કરતા તેમને ધીરા ભગતનો પરિચય થયો અને તેમનુ શિષ્યત્વ સ્વીકાર્યું પછીથી તેઓ નિરાત ભગતના સત્સગમા આવ્યા બન્નેને ગુરુગોવિદ તરીકે પૂજીને આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને તેમણે આત્મસિદ્ધિ પ્રાપ્ત કરી હતી તેમના ભજન પ્રાચીન કાવ્યમાળા, પુસ્તક ૭મા પ્રસિદ્ધ થયેના છે

## સત જીવન :—કસોટી, ભજનકીર્તન અને ઉપદેશ તથા ભજનરચના

આત્માનુભવ થતા તેમની ખ્યાતિ આસપાસ પ્રસરતી હતી નરસિહ મહેતાની માફક ઢેડ હરિજનના આગ્રહથી એક વખત તેઓ હરિજનવાસમા ભજન કરવા ગયા, કારણ કે તેમનામા સમદૃષ્ટિ હતી.

તેમની આખમા ઉચ્ચનીચનો ભેદભાવ જ ન હતો પણ આ પ્રસગથી વડોદરા મહમદવાડીમા વસતા તેમના પિતાએ તેમને ઘરબહાર કાઢી મૂક્યા અને તેમની પત્ની પણ તેમને બગડેલા જાણીને તેમને તજીને પિયેર ચાલી ગઈ આથી તેમને સસાર ઉપર પૂર્ણ વૈરાગ્ય આવી ગયો, અને પછીથી પોતે ભજનાનદમા મસ્ત રહીને એકાકી જીવન ગાળતા હતા અને ભજનો રચતા હતા તથા પોતાના સત્સગમા આવનારને પરાભક્તિનો બોધ આપતા હતા જીવનના આ કટોકટીના પ્રસગનુ સુદર વર્ણન તેમણે પોતાના ભજનમા કર્યું છે ઈ સ ૧૮૪૩મા તેઓ સ્વરૂપાવસ્થાન પામ્યા હતા —

" પારસના સગ થકી પથ્થર જોને બગડચો,
થયો પારસ તે જાણે કોક જ્ઞાની રે,
નિરાત સગ થકી બાપુ જોને બગડચા,
જેણે આત્મા લીધો છે જાણી રે '

તેમના સતજીવનની આટલી ઝાખી કરીને તેમની વાણી ઉપરથી તેમના સિદ્ધાત અને સાધનાની મીમાસા કરીશુ

**સિદ્ધાંત—અજાતવાદ, વસ્તુ : એક અનંતાદ્વૈત પરબ્રહ્મ સિવાય બીજું કશું યે નથી**

પોતાના ગુરુદેવ શ્રી નિરાતની માફક શ્રી બાપુસાહેબ સિદ્ધાતમા અજાતવાદી છે —

" અખડ એક આમા રે, બીજુ બાકી સર્વે ધૂળ,
બાપુ કહે ભજ નામને રે, કાચી કાયા આકડાનુ ફૂર "

* * *

સારાશ કે, એક અનતાદ્વૈત પરબ્રહ્મ જ સત્ છે, અને "જીવ,

જગત્ અને ઈશ્વર "ની ત્રિપુટીનો ભેદ વસ્તુમાં કલ્પિત છે, અસત્ છે, માત્ર મૃગજળવત્ મધ્યે વ્યક્ત છે; આદિને અંતે નથી :—

" ચૈતન્યમાં દૃશ્ય કલ્પવું, જાણો બંધતણું એ મૂળ,
ચૈતન્યમાંથી કલ્પના છૂટવી, મુક્તિ જાણો સમૂળ. "
( બાપુસાહેબ ગાયકવાડકૃત કવિતા. પૃ. ૧૬૬. )

* * *

" ઉંબાડીયું એક હાથમાં લઈ ફેરવે બાળ અપાર,
અગ્નિચક્ર નહીં પણ ચક્ર દેખાશે, મિથ્યા એ વિચાર;
ભ્રમ છે એવો રે—
ભેદ સમજ્યો તેને ભ્રમ ભાગ્યો, બીજાને જાગ્યો અપાર. "
( બાપુ; પૃ. ૧૭૫-૭૬ )

* * *

" સંસાર સાગર મૂઢને મોટો, જ્ઞાનીને મન છે ખાડ. "

* * *

સારાંશ કે, જ્ઞાનીની દૃષ્ટિમાં આદિ, મધ્ય અને અંતમાં એક અનંતાદ્વૈત બ્રહ્મનું જ સર્વત્ર સર્વમાં દર્શન થાય છે; માત્ર અજ્ઞાનીની દૃષ્ટિમાં ભેદ હોવાથી સંસાર તેને બંધનકર્તા નીવડે છે. બ્રહ્મનિષ્ઠાથી જ મોક્ષપદનો સ્વાનુભવ સાક્ષાત્કાર થાય છે.

**ત્રિપદી સાધનામાર્ગ :—વૈરાગ્ય, ભક્તિ અને જ્ઞાનનિષ્ઠા**

આ પરમપદની પ્રાપ્તિ માટે તેઓશ્રી પોતાના ગુરુદેવ નિરાંત મહારાજની માફક ત્રિપદી સાધનામાર્ગ દર્શાવે છે. :—

" હરિ વસ્તુ તારણ તરણ. "

સારાંશ કે, બ્રાહ્મી સ્થિતિ કિંવા બ્રહ્મનિષ્ઠા જ જીવાત્માને આ સંસારમાં તારનાર છે. માટે આત્મા-પરમાત્મા સિવાય અનાત્મ

વસ્તુ ઉપરનો રાગ દિલમાંથી કાઢી નાખવો જોઈએ. મોહક્ષય એ જ મોક્ષ. તેથી બાહ્ય ત્યાગ કરતા અંતસ્ત્યાગનું જ મહત્ત્વ વિશેષ છે:—

" માયા ભક્તિને આદ્યનું વેર, ભક્ત ઉપર ધણીની મેહેર. "

* * *

" અલખને ખોળી કહાડે તેને તો કહીએ જોગી,
ગમે તો બાવા થાવ કે રહો ભોગી "

( બાપુ. પૃ. ૫૫ )

* * *

ઓળખ્યું આપ, મટ્યો તાપ.

( બાપુ. પૃ. ૫૩ )

" થાય વાસનાનો ભંગ, ત્યારે ચઢે અખંડ રંગ. "

સારાંશ કે, મુમુક્ષુએ સૌથી પ્રથમ જીવનનો પ્રવાહ બદલવો જોઈએ. પોતાના પામર વિષયી પ્રાકૃત જીવનને વૈરાગ્ય દ્વારા—નષ્ટમોહ થઈને સંસ્કૃત કરવું જોઈએ. જગતમાં વસ્તુતઃ બ્રાહ્મણ અને કૃપણ—એવી બે જ જાતિ વિદ્યમાન છે. બ્રાહ્મી-પ્રવાહ તરફ જનાર તે બ્રાહ્મણ અને માયાના પ્રવાહમાં ખેંચાનાર તે કૃપણ. મુમુક્ષુએ હંસદૃષ્ટિ ધારણ કરી સૌથી પ્રથમ ' દ્વિજ ' કિંવા બ્રાહ્મણ થવું જોઈએ. અવસ્તુ ઉપર તીવ્ર વૈરાગ્યથી જ ત્રિપદી માર્ગનો પ્રારંભ થાય છે. જીવની ઉચ્ચ ગતિ માટે બીજો કોઈ માર્ગ જગતમાં છે જ નહીં. મહાત્મા ક્રાઈસ્ટના વચનનો આ જ ભાવ છે:—

" Born again we all must be,
If the kingdom we shall see. "
The Bible.

આત્મા-પરમાત્મા જ આખરનું સત્ છે—આત્મા જ સર્વનું સ્વરૂપ છે. આ નિજરૂપની ખરી અને પૂરી સમજણ માટે મુમુક્ષુએ—દ્વિજ જીવાત્માએ ગુરુનું શરણ લેવું જોઈએ. ત્રિપદી માર્ગનું આ

બીજું પગથિયું છે, કારણ કે ગુરુ વિના જ્ઞાન નહી અને જ્ઞાન વિના મોક્ષ નહી. વળી આ જ્ઞાન શુદ્ધ ચિત્તમા જ—દિલમા જ ટકે છે, અન્યત્ર નહી. બાપુ સાહેબ કહે છે કે—ગુરુમુખી જ્ઞાનથી જ અને ગુરુમ ત્રના અજપાજપથી મુમુક્ષુ પરમપદને પામે છે :—

"ગુરુએ જ્ઞાન બતાવ્યુ શ્રીમુખ, મારુ મટી ગયુ જન્મમરણનુ દુ ખ."
(બાપુ પૃ ૫૩)

* * *

શમદમ અને જપતપથી, ગુરુમ ત્રના અજપાજપથી અ તે દેહાધ્યાસ ગળી જાય છે અને અ તરમા આત્મ જ્યોતિનો પ્રકાશ થાય છે આત્મદર્શન થતા મુમુક્ષુને સ્પષ્ટ સમજાય છે કે આ બધુ યે બ્રહ્મ છે—એક અનતાદ્વૈત પરબ્રહ્મ જ સર્વમા વિલસી રહ્યુ છે આમ જીવબ્રહ્મૈક્ય અને જગદ્ ઐકાત્મ્ય અનુભવગમ્ય થતા સરિતા સાગરમા ભળે તેમ જીવ સ્વય સચ્ચિદાન દ બની જાય છે અને નિજાન દમા મગ્ન રહે છે —

" સ્વપ્નુ હતુ તે સમાઈ ગયુ, સુરતા થઈ છે એકતાર રે,
સરિતા સિંધુમા મળી ગઈ, પગમા પામી ભરતાર રે
બાપુ પધાર્યા સ્વધામમા "
(બાપુ પૃ )

* * *

આત્મસિદ્ધિ માટે બાપુસાહેબ મુમુક્ષુઓને ઉપર દર્શાવ્યા પ્રમાણે ત્રિપદી સાધનામાર્ગ દર્શાવતા હતા અને અનેકના જીવન તેમણે ઉન્નત કર્યા છે કહેવાય છે કે સત શ્રી પ્રીતમદાસ ઉપર બાપુ સાહેબના ઉપદેશની ખૂબ અસર થઈ હતી.

ઉપર વર્ણવેલા તેમના સ તજીવન ઉપરથી તેમજ તેમના સિદ્ધાત સાધના ઉપરથી સિદ્ધ થાય છે કે શ્રી બાપુસાહેબ ગાયકવાડ અર્વાચીન ગુજરાતના એક આત્માનુભવી મહાન્ સ તપુરુષ હતા

# શ્રી રાણીમા

( ઈ સ. ૧૭૪૫–૧૮૪૮ )

### રાણીમાનો જન્મ અને પ્રભુમય જીવન :
### વીરાભગતનું ધણ પ્રભુએ ચાર્યું, અને જીવનમાં પરિવર્તન:

સોરઠી સંતોમા અગ્રગણ્ય એવા શ્રી રાણીમા ( કિંવા બાઈમા ) ભરવાડ કોમમા ઈ. સ ૧૭૪૫મા લુણસરિયા ગામમા જન્મ્યા હતા. તેમને હરિ હાજરાહજૂર હતા અને તેથી તેઓ મીરાબાઈના અવતાર ગણાતા હતા. રાણીમાના પિતાનુ નામ 'વીરાભગત' અને માતાનું નામ 'પુજીબાઈ' હતુ. રાણીમા નાનપણથી જ પ્રભુસેવામા તલ્લીન રહેતાં હતા 'ન કરવા ઘર કામ, ન દેવા ઢોર અને ન વાળવું વાસીદુ.'' હરદમ હરિભજનમા જ લીન. રાણીમાના પિતા વીરાભગતને આંગણે દરરોજ સંતસાધુઓ આવ્યા જ કરતા હતા. એક વાર સાધુઓ હઠે ચઢ્યા કે વીરાભગત અમારી સાથે એક પંગતે બેસી છાસ પીએ તો જ જમશું. વીરાભગતનું ચિત્ત ચરવા જતી ગાયોના ધણમા હોવાથી રાણીમાએ ઘરમાથી બહાર આવીને કહ્યું—'બાપુ, દેવગવાળો ગાયોની સંભાળ રાખશે શા માટે ચિંતા કરો છો ? ગોકુળિયામા ચારતો અને લુણાસરીયામા પણ ચારશે. તમ તમારે જમવા બેસી જાવ. સંતોને ચાલવામા નકામી ઢીલ થાય છે. આથી વીરાભગત ગાયોને ભૂલી જઈ સંતો સાથે ભોજન લેવા બેસી ગયા. ગાયોનું ધણ ખેતરો ખૂંદતું છેક સીમાડા સુધી પહોંચી ગયું. એક ખેડૂતની નજરે આ કાન્મો કેર પડી

ગયો. એટૂલે ડોસાજી દરબારને ફિર્યાદ કરી કે બાપુ! ગજબ થઈ ગયો. આથી દરબાર મારતી ઘોડીએ સીમાડે ગયા. જોયુ તો તમામ ગાયો શાન્તિથી ગૌચરમાં ચરતી હતી; અને વીરાભગત હાથમા લાકડી લઈ ઊભો હતો. વીરસ્વરૂપી ભગવાનને જોઈને દરબાર એટલા બધા મુગ્ધ બની ગયા કે તેમને ત્યાથી જવાનુ મન જ થતુ નથી. ડોસાજીએ ગામમા પાછા ફરતા ઉતાવળે પગલે આવતા વીરાભગતને જોયો અને બોલ્યા—"માળું, આ શું કૌતક!" મર્મ પામતા ઘોડા ઉપરથી ઊતરી વીરાના પગમા પડી ગયા. વીરાભગત દેહભાન ભૂલી ગયા અને જાગ્રત થતા દરબારને કહેવા લાગ્યા કે મારા માટે ઠાકરને ૫૦૦૦ વર્ષ પછી ગોવાળ બનવું પડે એવો પ્રસંગ હવે આવવા દઈશ નહિ. લુણસરીયાથી વીરાભગત કેરાળામા રહેવા આવ્યા અને ત્યા પ્રભુના સ્વપ્નાનુસાર તેઓ પ્રભુના કલિ અવતારના પાચ ઘોડા લઈ આવ્યા. પાચ સ્વરૂપોને પૂજામા પધરાવનાં રાણીમાએ મંદમંદ હસીને કહ્યું કે—"બેસતા તો આવડે છે; પણ રાજ! બેસી જાણજો. રાણીના ઘરમા ગજછત્ર લાવશો મા, પણ અભ્યાગત સંત ભૂખ્યા ન જાય એટલી ખબર લેતા રહેજો; અને કામ પડે ત્યારે આવજો. મોટા કરો છો, મોટાઈ નિભાવજો." આમ કેરાળા સંતોનુ ધામ જેવું બની ગયું હતુ. એક વખત વાકાનેર શ્રી રઘુનાથજી મંદિરની ગાદી માટે મહંતની પસંદગીનો પ્રશ્ન ઊભો થયો હતો. રાજા સાહેબના આગ્રહભર્યા આમંત્રણથી સંતદર્શનની અભિલાષાએ રાણીમા વાકાનેર ગયા હતા. 'રાજહઠ' અને 'સંતહઠ'ના રાજ્યાગ્રહથી મામલો કટોકટીભર્યો હતો; પણ રાણીમાએ સૌને શાંત પાડી સમાધાન કરાવ્યું હતું. પછી સૌ સંતને કેરાળા નિમંત્રી રાણીમા ઘેર આવ્યા. કેરાળામા એક અઠવાડિયા સુધી સૌ સંતોને રાખીને રાણીમાએ તેમનું ભાવભીનું ભવ્ય સ્વાગત કર્યું હતું. આ બધું કોણ લાવે છે? ક્યાથી આવે છે? અને કોણ વ્યવસ્થા કરે છે? તેની કોઈને કશી ખબર પડી નહીં

## લાલાભગતને પ્રોત્સાહન અને સહાય

એક વખત વાંકાનેરથી રાજકોટ જતાં 'સિંધાવદર' સ્ટેશન છે–ત્યાંથી પૈસાની મુઝવણથી રાણીમા પાસે લાલાભગત આવ્યા અને કહેવા લાગ્યા કે— મા ! ઠાકરને શરણે આવ્યો છું. વ્યવહારનો બોજો લાલિયાથી હવે નથી ઊપડતો. તેમાયે વાકાનેરના ઠક્કરની કોરીઓએ તો હદ વાળી છે. રાણીમાએ કહ્યું—લાલા, તારા જેવા રાજના લાડકડા માટે આમ બોલવું શોભતું નથી." લાલાએ કહ્યું—" શોભે કે ન શોભે, બાઈમા ! મારૂં ગજું કેવડુંક ! " ઠાકરે જ ભાર મૂકતાં વિચારવું જોઈ એના ! મારા જેવા પારેવા પર પાવાગઢ મૂકવો એ શું બરાબર છે? થાકયો માવડી, ઠાકરનો ઉંબર મૂકી સિંધાવદર જવાનો જ નથી. બાઈમા તેની ત્યાગવૃત્તિ જોઈ થોડીવાર ગંભીર ભાવે તેના તરફ જોઈ રહ્યાં અને પછી કહ્યું—" લાલા, બાપ ! જા ઠાકર તને વ્યવહારની ચિંતામાંથી મુક્ત કરે છે. સિંધાવદર મૂકી જ્યાં જઈશ ત્યાં ઠાકર ભેળો રહેશે. પથ્થર પાસેથી અપાવશે. તારી કોરીઓ તો અપાઈ ગઈ જ સમજ; અને બન્યું પણ એવું જ. આથી માની આજ્ઞા માથે ચઢાવી બીજે જ દિવસે લાલા ભગત પોતે સાયલા જઈ સ્થિર થયા. ત્યાં ઠાકરે લાલાજીના અનેક પરચા પૂર્યા. સાયલાનું સ્થાન આજે પણ ઉજ્જ્વલભાવે સોરઠી જનતા સમક્ષ લાલયશગાથા ગાઈ રહ્યું છે.

## મહાન સંતમેળો અને અખૂટ રિદ્ધિસિદ્ધિ

એક દિવસ મોટાંબેન રૂડીમાની પ્રેરણાથી રાણીમાએ પોતાના મોટા બાપુ, બાપુકાકા, માજી, ગુરુપત્ની અને ગુરુદેવ પાછળ એક મોટો સંત-મેળો ભરવાનો નિશ્ચય કર્યો. કંકોત્રીઓ લખાઈ ગઈ અને મોટા ગંજાવર પાયા ઉપર તૈયારીઓ થઈ રહી હતી; પણ રાણીમા ઉપર જરાયે ભાર નથી. પોતે કહેતાં કે માનવીનો કાર્ય કરવામાં અધિકાર છે, ફળમાં નહિ. મારા માટે તો કર્મ પણ નથી. મારો રાજ મને મીરાં પેઠે

" જોઈ પહેરાવે સોઈ પહેરૂં, જો દે સોઈ ખાઉં...
મેરી ઉનકી પ્રીત પુરાની, ઉન બીન પલ ન રહાઉં...
જહાં બૈઠાવે તિતહી બૈઠું, બેચે તો બીક જાઉં...
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, બાર બાર બલિ જાઉં... "

આટલું બોલતાં બોલતાં સમાધિ થઈ ગઈ. ભાવાવેશ ઊતરતાં મા એ કહ્યું—અભ્યાસથી ધીરે ધીરે શરણતાની ભૂમિકાએ પહોંચાવ છે; અને આખરે આત્મનિવેદન કે સર્વસ્વાર્પણ સુધી ભક્તિનો પ્રવાહ વધી જાય છે. એટલે જન્મ, જીવન અને માનવતા સફળ થાય છે. સંતમેળામાં બેહદ માનવમહેરામણ ઉભરાયો હતો. આથી ભક્તમંડળ-સહ આવીને દાના આપાએ રાણીમાને કહ્યું—" મચ્છુમાં પાણી ખૂટી ગયાં છે; " અને વિસામણે કહ્યું—" તારો માલ સવારે એક પીરસણે ઊડી જશે." આથી રૂડીબાઈએ કહ્યું—" રાણી, ઠાકર કહે છે ઊડ ! એક-વાર ભંડારમાં અને નદી તરફ આંટો મારી આવ ". રાણીમા બોલ્યાં—" મારી તો બલા જાય છે ! એને જાવું હોય તો ભલે ઈ જાય. આજ મારા રાજને ખબર પડશે કે ભરવાડને આંગણે કેટલી વીશુંયે સો થાય છે. " એટલામાં દોડતા શ્વાસે એક જણે આવી કહ્યું કે—દોડો, દોડો, ધરેધરા ઊભરાઈ હાલ્યા.' એટલે રાણીમા બોલ્યાં—એમાં કીયો પાડ ઠાકરે કર્યો. આપણે જ ભાર તાણી તાણીને એને બગાડીએ છીએ. રાજ તો કહી ગયા છે કે—" અનન્ય ભાવે ભજન કરતો માનવ મારામાં જોડાઇ રહે તો તેના યોગક્ષેમનું વહન હું કરું છું. " બધુંયે ભક્તમંડળ આ વચનો સાંભળીને શાંત થઈ ગયું. જાતિપ્રાંતના ભેદભાવ ભૂલીને બાઈમાના હાથે જમીને સૌ તૃપ્ત થયાં. મેળાના અંતે કેટલાક રાજવીઓએ અને ભાયાતોએ સંતસત્કારની સગવડ માટે ગામો તથા જમીનના દસ્તાવેજો આપ્યા. આ બધા વિવેકના જવાબમાં રાણીમાએ કહ્યું, ' ઠાકરને રાજા બનવું નથી. દેવળવારો રાજાનો રાજા છે. તેના છોરૂ માટે આપતા હો તો

તેમા પાપ કરો છો તમારા જેવા જો ઠાકરના છોરૂને બનાવવા હોય તો તમારી મરજી ' આથી ગજવીઓ અને સૌ માના આશીર્વાદ લઈને પોતપોતાને સ્થાને ગયા આ મેળાના વર્ણનોના અનેક લોકગીતો ગવાયા છે રાણીમાને રામ ભગત અને લખુ ભગત નામે બે પુત્રો હતા તેઓ ઠાકરને ખોળે પરમ આનંદથી હરિગુણ ગાતા સંતસેવામા સમય વીતાવતા હતા

## ફેરાળા છોડી રાજકોટ ગમન

હવે એકવાર એવુ બન્યુ કે કામદારની ભભેરણીથી ફેરાળા ઠાકોરે માફ કરેલી ગાયની મસવાડી લેવા હુકમ કર્યો કામદારે જાતે જઈને રાણીમાને હુકમ વાચી સંભળાવ્યો એટલે રાણીમાએ કહ્યુ — " જા, તારા રાજસાહેબને કહી દેજે કે સાધુભક્તોને કોઈ દેશ કે ગામ પર મોહ હોતો નથી બધીયે ભૂમિ ગોપાલની છે, રાણીનો ઠાકર આજે જ ફેરાળા મૂકી દે છે " આવુ કહીને રાણીમાએ પોતાના પુત્રપરિવારને કહ્યુ કે— રામ, લખુ, ઝડપ કરો બાપ ! જો જો, ભેળા એક વાલની વાળી પણ આવી ન જાય હો ! આપણે બધુયે રાજસાહેબને મસવાડીમા આપી દીધુ છે કમાડ સુદ્ધાત વાસવાના નથી આટલુ બોલીને ઠાકરને લઈને પોતે પરિવારસહ ફેરાળા છોડી દીધુ મહાજને ખૂબ આગ્રહ કર્યો પણ રોકાયા નહિ ફેરાળાથી રાજકોટ આવતા ઠાકોર સાહેબ શ્રી ભાભાજી રાજે તેમનો ખૂબ ભાવથી સત્કાર કર્યો બધી જાતની અનુકૂળતા કરી આપીને કહ્યુ —" મારુ રાજકોટ તમારા પ્રતાપે તીર્થધામ ગણાશે સત્સંગ વધતા મારી પ્રજા વિવેકી, વિનયી અને સન્માર્ગગામી થશે " પણ ગાયો ઉપરનો મોહ રહી જવાથી રામભગત અન્નજળ લેતા નહી. માએ કહ્યુ—" રામ ! શુ હજી તને ફેરાળાનો મોહ જતો નથી ? " રામે કહ્યુ —" મા ! તમે તો સાગરપેટા રહ્યા એટલે કાઈયે ન લાગે,

પણ માલધારીને મનથી માલના મોહ તજાતા નથી. " એટલે માએ કહ્યું—" વારુ, બેટા ! જમી લે, ઠાકર તારી ગાયો કાલે સવારે લાવી આપશે. " પછી માના ચરણની રજ લઈ રાજી થઈ રામે ભોજન કર્યું અને બીજે દિવસે સવારે ચમત્કારિક રીતે બધીયે ગાયો રાજકોટ આવી ગઈ ! એટલે રામભગત માને પગે હાથ નાખી બોલ્યા, " મા તેં ઠાકરને ખરેખર વશ કર્યા છે. તારા બોલેબોલ ઠાકર પાળે છે. મને આ ગત નહિ શીખવે ?" માએ કહ્યું—" રામ ! બેટા ! આ શીખ્યું શિખાય એવું નથી. હૈયાઉકેલની વાત છે. ભાવભૂખ્યો ભગવાન ભાવ જોઈ દોડતો કામ કરે છે. જે દી તું તારાપણું ભૂલીશ તે દી ઠાકર તારો થશે. ભક્તિ કરવાથી ભક્ત થવાય છે. " થોડા સમય પછી વાંકાનેરના રાજાને પોતાની ભૂલ સમજાતાં લુણસરીઆના ભાયાતો, વાકાનેર મહાજન અને રાજકોટ ઠાકોરસાહેબ સાથે તેઓ રાણીમા પાસે આવ્યા અને ક્ષમા માગી પાછાં આવવા આગ્રહભરી વિનંતિ કરી. રાણીમાએ કહ્યું—" રાજસાહેબ ! હું કયાં રિસાણી છું ? દુઃખ માનશો નહિ; પણ રાણી જીવતાં ફરી ડેરાળા આવે નહિ. એક વાર કરેલા નિર્ણયમા ફેરફાર કરતા અમો ભક્ત લોકોને આવડતો નથી. વાણિયાગત મહાજન કે રાજને પરવડે. " વાંકાનેર ઠાકોરે ગળગળા થઈ જઈને કહ્યું—" મારી ભૂલથી મારું માથું નીચું નમી જાય છે. ગૌચર ખેડવાથી પણ ભયંકર પાપકર્મ સંતભૂમિ ખેડવાનું પાપ મારા માથા પર ચઢી ચૂકયું છે. " આથી પ્રસન્ન થઈને રાણીમાએ કહ્યું—" મહારાજ, મારી રૂડીબહેન અને તેનો પરિવાર વાંકાનેર થઈ ડેરાળે આવશે અને ત્યાં જ રહેશે. તેને સત્કારજો, સંભાળજો અને હું નથી આવી શકતી તેનો ખેદ કરશો નહિ. મારો મૃતદેહ ડેરાળામાં સમાશે. " આ શબ્દોથી સંતોષ માની વાંકાનેરના રાજવી પાછા ફર્યા; અને પ્રભુકૃપાથી રાણીમાના તમામ કુટુંબીજનોનું જીવન થાળે પડી ગયું.

## માળિયાથી પ્રભુમૂર્તિની ચમત્કારિક પધરામણી

હવે એક વખત પોતાના પુત્ર રામને પાસે બોલાવી માએ કહ્યુ, “બેટા ! તારા બાપુને સમાધે વરસ થવા આવ્યુ નાતરીતિ તો કરી, પણ હવે થોડી ઘરરીતિ આપણે કરવી જોઈએ થોડા સંતો જમાડીએ અને ભાગવત કે રામાયણનુ પારાયણ કરાવીએ ” ભાગવતની કથા શ્રવણ કરતા રાણીમા ભાવાવેશમા આવી ગયા તેમને શ્રી કૃષ્ણપ્રતિમા પૂજવાનો ભાવ થઈ આવ્યો વેરાને ખાળવા ઘણા પ્રયત્નો કર્યા પણ વ્યર્થ મનોગત ભાવ જાણનાર શ્રી દેવકીનદને કહ્યુ — “ મારુ સ્વરૂપ માળિયા મદિરમા છે, ત્યા જઈ લઈ આવો અને પૂજો ’ —એવી આજ્ઞા થતા તે લેવા પોતે માળિયા ગયા, પણ ત્યાના દરબારે એવી શરત કરી કે જો ઠાકોરજી મદિરમાથી સ્વય પોતાની મેળે ચાલીને તમારી ગોદમા આવી બેસે તો સુખેથી લઈ જઈ શકો છો આ વાત આખાયે માળિયામા પ્રસરી ગઈ આથી મદિર આગળ માનવમહેરામણ ઊભરાયો માળિયા દરબાર કારભારી, બે જમાતના આગેવાનો, મિયાણા સરદારો અને નગરશેઠ મદિરમા આવ્યા પછી દરબારે રાણીમાને બોલાવવા હુકમ કર્યો થોડી વારે પોતાના પુત્ર રામ અને ભાઈ ધેનારામ સાથે રાણીમા મદિરમા આવ્યા મદિરના પગથિયા ચડતા વૈષ્ણવોએ રાણીમાનો જયનાદ કર્યો એટલે રાણીમા બોલ્યા “ ઠાકરનો જય બોલાવો બાપ ! મારો જય ન હોય ’ આથી લોકોએ ભગવાનના જયઘોષથી ચોગાન ગજાવી મૂક્યુ આસ્તિક અને નાસ્તિક-બધાયે હવે શુ થાય છે તે જોવા થભી ગયા દરબારે રાણીમાને કહ્યુ —“ આ રહ્યા ભગવાન, લઈ જાવો આવવા હોય તો ” આ શબ્દો સાભળી રાણીમાએ પ્રભુની મૂર્તિને ઉદ્દેશીને કહ્યુ — ‘ પધારો પ્રાણેશ ! ગધાધર ! તારી સ્તુતિ કરવા મારી પાસે શબ્દભડાર ક્યાથી હોય ! મારા રસરાજ ! નામાની છાપરી છાવનાર, ત્રિલોચનની ઘાટ ઘડનાર, પ્રહ્લાદને સ્તભચીરી રક્ષનાર,

ત્રિલોક સ્વામી ! સાચ્ચા ભાવે સતો સેવ્યા હોય, તારા ગુણો તારે ભરોસે ગાયા હોય, તારા ભક્તોને કપટ વગર મારા માન્યા હોય, હરિ-ગુરુસતથી પડદા ન નાખ્યા હોય તો પધારો, મારા રાજ ! તમારી હોઉં તો લાજ રાખજો પગલિયુ ઉપાડો !"—આવી સ્તુતિ કરતા પણ મૂર્તિ ચલાયમાન થઈ નહિ એટલે રાણીમા બોલ્યા—" કાનુડા ! ઉપરની કાળપ કાળજા સુધી ઉતારતા નહિ કેશવ ! દૂણા સામે કડણુ થવુ સારુ નહિ !' બાઈમાના આર્તનાદથી પ્રભુ હસ્યા એટલે રાણીમા પાછા હઠ્યા અને બોલ્યા—" મારા કોડીલા ! મને કલાવવામા શી મજા આવે છે ? " આવુ કહેતા જ પ્રતિમા સિંહાસન પરથી નીચે ઊતરી અને લોકો પ્રેમમા પાગલ બની નાચવા લાગ્યા જયનાદોથી ગગન ગાજવા લાગ્યુ રાણીમા પાછા હઠતા જ ગયા, અને પ્રતિમા આગળ ચાલતી જ રહી છેક પગથિયાની ચોકી સુધી બન્ને આવ્યા ! એટલે રાણીમા બોલ્યા—" બસ ! બસ ! મારા વહાલા ! બહુ ચાલ્યા આવો, આવો, રાણીના હૈયાના હીચકે બિરાજો ! મારા રાજ ! ઘણે દિવસે સભાળ લીધી " શ્રી કૃષ્ણ ભગવાનની શ્યામ બસીધર પ્રતિમા રાણીમ ના હાથમા સહુ જોતા કૂદીને ચઢી બેઠી દરબારે રાણીના પગમા પડી ક્ષમા માગી રાણીનો રાજ તેના હૈયામા ચપાયો હજારો કઠમાથી જયનાદો ગાજવા લાગ્યા ઘડીભર નાસ્તિકતાને દેશ મૂકી નાસી જવુ પડ્યુ રામ માના તેજમા અજાઈ દગ થઈ ગયો મદિર પાસે વેલ મગાની તે જ વખતે પ્રતિમાને તેમા પધરાવી રાણીમા તેમા બેસી ગયા રાજા અને મહાજને રોકવા અનેક પ્રયત્નો કર્યા પણ વ્યર્થ રામ ભગત તથા ઘેનારામ માટે જુદો સિગરામ મગાની તેમા બેસાડી રાણીમા રવાના થયા. માળિયાથી બગથળા આવતા રસ્તામા એક દિવસ રાણીમા મીરા ભગતની જગ્યામા રોકાયા મીરાએ વૈયા બાળ્યા હતા તે વડ પણ રાણીમાએ જોયો માળિયાના વિજય સમાચારે બગથળા ગામ ઘેનુ

બન્યુ હતુ મીઠા ભગતે પોતાના ગુરુદેવ ગણીમાને નમન કરી કહ્યુ—"મા ! તમે તો કલિકાલમા સત્યયુગ વર્તાવ્યો ! સતસમાજની લાજ રાખી એક જ પડકારે હજારો નાસ્તિકોના મન ધર્મ તરફ વાળ્યા"

## બગથળામાં મરેલો બાળક 'નરભેરામ' સજીવન કર્યો

ગણીમા બગથળા આવતા તેમને મળવા તેમની બાળસખી મંદિરની પૂજારણ ગોમતીબાઈ અને તેના પતિ ગોવિંદરામ આવ્યા ગોમતીની આગળીએ નરભેરામ નામે પાચ વર્ષનો બાળક જોઈ ગણીમા રાજી થયા બાળકને ઉપાડી ગણીમા બોલ્યા—"અરે આ રામાનંદી ! ભક્ત થજે હો ! બન્યુ એવુ કે આ વખતે બગથળામા કોલેરા ચાલતો હતો આથી એકાએક કોલેરા થઈ આવવાથી રાત્રિના બાર વાગ્યે નરભેરામ મરણ પામ્યો ગણીમા સતસેવામા રોકાઈ જવાથી લગભગ રાત્રિના નવ વાગતા નરભેરામની ખબર જોવા ગયા ગણીમાને જોતા જ ગોમતી રડી પડી. આથી ગણીમાએ કહ્યુ—"ગાડીબહેન ! આ તો નાટક છે ! આને જ મહાત્માઓ સસાર કહે છે રોવાથી કે રગરગવાથી જગતના નાટક અટકતા નથી એ તો સમજવાથી જ અટકે છે અથવા થવા છતા અસર ઉપજાવતા નથી' ગોમતીએ કહ્યુ —"ગણીબહેન ! હુ નરભેરામને રોતી નથી રોવુ તો એટલા માટે આવે છે કે આપ જેવા સમર્થ અમારા ઘરકને ઝૂ પડે આવે ત્યારે હુ અભાગણી પાણીનો કળશિયો ભરી પાવા યોગ્ય રહી નહિ વળી નરભેરામ સાજે જ કહેતો હતો કે મા ! માસીને જમવાનુ કહી દેને હજી આ બોલના પડઘા પૂરા સમાયા નથી ત્યા તો મારો બાનુડો હાલી નીકળ્યો એને માસીના હેત પણ રોકી શક્યા નહિ !"—"ગોમતી ! તે મારા પગમા ધર્મની બેડી નાખી દીધી હશે મારા ધણી ! તારી મરજી !'—આમ કહી ગણીમાએ ગોવિંદરામ પાસે મંદિરમાથી ચરણામૃત મગાવ્યુ, અને ચરણામૃતહાથમા લઈ બોલ્યા—

જન દેવળુવાળા, લાજ નાખજે, માન નાથ ! હુ તો તારી ચરણરજ છુ — આમ કહી મરેલા નરભેરામના મુખમા ચરણામૃત મૂક્યુ એટલે નરભેરામમા ચેતના આવી. બાળકે બેઠા થઈ કહ્યુ — " મા ! મને ભોયટાઢામા કેમ સુવાડ્યોછે ? " ગોમતીના હર્ષનો પાર રહ્યો નહિ તે બોની, બેટા તુ મરી ગયો હતો માસીના પ્રતાપે જીવતો થયો છે ભાઈ, માસીને પગે લાગ તારા સદ્ભાગ્ય કે આજે જગતની જીવતી જાગતી શક્તિ અવતારી અહી હાજર છે " બાળકને પગે લાગતો અટકાવી ગોદમા લઈ રાણીમાએ કહ્યુ — " ભાઈ, ડાહ્યો થજે અને પૂરા ૮૫ વર્ષ જીવજે સાધુસેવા કરી કુળ તારજે તારી મા અને બાપની સારા કર્મો કરી આખો ડારજે " — એમ કહી પોતે જગ્યામા ગયા પછી એક દિવસ બગથળામા રહીને રાણીમા રાજકોટ આવ્યા

## શ્રી રાણીમાની વચનસિદ્ધિ

હવે એક વખત એવુ બન્યુ કે જસદણ દરબારનો પુત્ર એલા ખાચર બળિયાના રોગમા ઝપટાઈ ગયો વૈદ ડૉક્ટરોની દવાઓની અસર થઈ નહી, એટલે એના ખાચર દરબારને પાળે આવ્યા માએ કુશળ પૂછયા કે — " દરબાર, પરિવાર તો સુખી છે ના ? " દરબારે કહ્યુ — " મા ! આલાને માતા બહુ નીકળ્યા છે આશા નથી " માએ કહ્યુ — ચેલાભાઈ, આલા ને ઠાકર આગમ કરના દવળુ વાળો શરણે આવનારને હેલતો નથી ધરમાદા કરજો, અનાથને નિભાવજો અને સાધુસતના ચરણ સેવજો જુઓને, આજના નવા રાજના નવા રંગમા જૂનવટ ભુલાતી જાય છે ' દરબારે કહ્યુ — " હવે મા ! પાચે આગળીઓ સરખી નથી. મા ! મારુ મોત ભરે નહી હો ! " માએ ભસ્મની ચપટી તથા દહી આપી કહ્યુ — દરબાર ! ઠાકર સારુ કરશે ' દરબારે કહ્યુ " મા ! આલો જીવશે તો દરરાજ ઠાકરને પાળે રૂપિયો એક એક જસદણ ભેટ આપશે. " માએ

કહ્યુ—" ઠાકર નાણાના ભૂખ્યા નથી દરબાર ! વસ્તી તરફ હેત રાખજો એ તમારુ રાજાઓનુ સાચુ તીર્થ છે, બાકી આનાને બીજી આય આવવાની નથી આલણ મહારાજ કહેવાતા જસદણને જીવતુ રાખશે " માના વચન પ્રમાણે આલાને સારુ થઈ ગયુ અને આલા ખાચર જીવતા સુધી માસિક રૂ ૩૦ ત્રીશ ઠાકરને ઉંબરે આપતા

આવી જ રીતે હરજીવન જોષીનો દીકરો રાઘવજી પણ માના વચનથી મરણના મુખમાથી ઊગરી ગયો હતો આ અને આવા અનેક ચમત્કારિક પ્રસગો બન્યા હતા અહી તો માત્ર થોડાક જ ઉદાહરણ આપ્યા છે રાણીમાની નજરમા માગતારાનો કે ઉચ્ચનીચનો ભેદ રહ્યો જ ન હતો તેઓ ખરેખર સોરઠી સતોમા શણગાર રૂપ હતા તેમના પ્રતાપ અને આશીર્વાદથી અનેક સજ્જનો ભક્ત બન્યા હતા અને અનેક ભક્તો મહાપદ પામ્યા હતા

## વિ સં. ૧૯૦૪મા ચૈત્ર સુદ ૧૧ના રોજ સ્વરૂપાનુસ્થાન

૧૦૩ વર્ષનુ રાણીમાનુ વૃદ્ધ શરીર હોવા છતા તેમા વૃદ્ધાવસ્થાની કરચલીઓ પડી ન હતી, આંખનુ તેજ તેવુ ને તેવુ જ હતુ, દાત અને કાનમા અ શ પણ રોગ ન હતો અલબત્ત, વૃદ્ધ હોવાથી તેટલા પૂરતી અશક્તિ આવી હતી વિ સ ૧૮૦૪મા રામનવમીના રોજ માના શરીરમા સહેજ જ્વર આવ્યો એટલે રાજની આરતી ઉતારવા પોતાના પુત્ર રામને બોલાવી કહ્યુ—" બેટા રામ ! આજથી ઠાકર તને સોપાય છે. હવે તુ ઠાકરનો અને ઠાકર તારા ! "—આમ કહી મા મ દિરમાથી મેડા૨ પધાર્યા રાત્રે ભોજનથી પરવારી સહુ 'મા' પાસે આવીને બેઠા એટલે 'મા'એ કહ્યુ —" ભાઈ, એકાદશીની સવારે મારી મહાયાત્રા થશે તમે બધા સ પી એકમનના બની ઠાકરના ઘરની ટેન કરજો, સાધુસ તોને

જમાડી તેનો પ્રસાદ જમજો. તેમા તમારા બન્ને લોક સુધરશે. કીર્તિ અને મોક્ષ મળશે. તમે વ્યવહારુ ભાવને સ્વપનવત્ ગણી સેવામય જીવન જીવજો. આપણા જેવા માલધારી સમાજ માટે 'સેવાધર્મ' સર્વોત્તમ છે. સહેલાઈથી આચરી શકાય તેવો છે. મે આચરી અનુભવ્યુ છે " માના ઉપદેશના અંતિમ વચનો સાભળી રામ ભગતે કહ્યુ—" મા ! કાલે અમે કોને પૂછી જાણકારી મેળવીશુ ? અમારુ તો કલ્પવૃક્ષ હવે વૈકુંઠમા જાય છે. " મા બોલ્યા—" મારા દીકરા, એ તો કેવળ માનવીની ભ્રાંતિ છે. નવાજૂના વસ્ત્રો જેમ દેહ-દેહીની સ્થિતિ છે સહુએ રામ રાખે તેમ રહેવુ જોઈએ. " માની આજ્ઞા થતા સૌ સૌને સ્થાને ગયા. માન કહેવા છતા વહુઓ બાજી રહી. તેમને ઉદ્દેશીને માએ કહ્યુ—" મારી દીકરીઓ, તમે સૌ મારા જીવનનો અભ્યાસ કરજો અને તેવા થવા મથજો. ઠાકર તમારુ સૌભાગ્ય અખંડ રાખશે. ટુકડો દેશો તો નામના રહેશે. " આમ દશમ શાતિથી પસાર થઈ ગઈ.

માના મહાપ્રસ્થાનના ખબર પડી જવાથી એકાદશીએ માના અતિમ દર્શનાર્થે માનવ મહેરામણ ઉભરાયો હતો. પ્રાતઃકાલમા રામ પાસે સંતોનુ ચરણામૃત મગાવી તેનુ પાન કરી મા બોલ્યા—" શી અમર ઔષધિ છે ! શી શાતિ આપનાર મહાવસ્તુ છે ! " આમ ચરણામૃતનાં ગુણગાન કરી મા બોલ્યા—" સતો, ક્ષમા કરજો મે તમોને દુભવ્યા હોય તો. " " રામ ! મારુ અધૂરુ કામ પૂરુ કરજે બાપ ! માનના પ્રવાહમા તણાતો નહી. " " જય ઠાકર ! જય મહારાજ ! " આટલુ બોલીને ૐ શાતિ —મા સ્વરૂપાવસ્થાન પામ્યા. માની ઇચ્છા પ્રમાણે તેમના દેહને ડેરાળામા સમાધિસ્થ કરવામા આવ્યો.

ઉપર વર્ણવેલા તેમના સંતસેવામય ભક્તજીવન ઉપરથી સહજ સિદ્ધ થાય છે કે શ્રી રાણીમા પરમાત્મપ્રાપ્તિ માટે પરાભક્તિ કિંવા

ગોપી જેવી પ્રેમલક્ષણા ભક્તિને અને હરિગુરુસંતની સેવાને જ સર્વોપરિ માનતા હતા; અને આ સંસારવ્યવહારને કેવળ સ્વપ્નવત્ ગણતા હતા. શ્રી રાણીમા ખરખર જ આધુનિક ગુજરાતના અતિ મહાન્ સંતસાધ્વી હતા. પરમાત્મા સાથે પૂર્ણ અભિન્નતા અનુભવતા અર્વાચીન ગુજરાતમા તેઓશ્રી જાણે કે સાક્ષાત્ ભક્તિનો અવતાર હતાં. અર્વાચીન ગુજરાતના સ્ત્રીસંતોમા તેમનુ સ્થાન અ-દ્વિતીય છે.

---

# શ્રી મોરાર સાહેબ

(ઈ. સ.      –૧૮૪૯)

## થરાદ ( મારવાડ )ના રાજકુમાર, ગુરુદીક્ષા અને ગુરુવિરહ

શ્રી મોરારસાહેબ થરાદ નામના રાજ્યના રાજકુમાર હતા. એમનું મૂળ નામ માનસિંહજી હતું. સંતશ્રી રવિસાહેબના સત્સંગની તેમના ઉપર એટલીબધી અસર થઈ હતી કે રાજ્યવૈભવને તુચ્છ ગણીને વિ. સં. ૧૮૩૨માં રવિસાહેબ પાસે દીક્ષા લઈને તેમણે રાજગાદીનો ત્યાગ કર્યો હતો. પોતાનો વૈરાગ્ય દર્શાવતાં એક ભજનમાં તેઓ કહે છે.––
" મેયા મારો મનવો હુવો રે વિરાગી, મારી લે' તો ભજનમાં લાગી રે.."
( સોરઠી સંતવાણી )

પુત્રવિરહથી તેમનાં વિધવા માતા ગાંડા જેવાં થઈ ગયાં અને શેરખીમાં રવિસાહેબ પાસે આવ્યાં. આથી રવિસાહેબે તેમને માતા સાથે રહેવા આજ્ઞા આપી પાછા મોકલ્યા; પણ મોરારસાહેબથી ગુરુવિરહ સહન થયો નહીં અને તેઓ બિમારીમાં પડ્યા. ગુરુવિરહ દર્શાવતાં પોતાના ભજનમાં તેઓ કહે છે :—

" ઔષધ પીધેથી મારી મટે નહિ પીર,
રવિના દર્શન વિના અંત છૂટશે શરીર;
અસાધ્ય રોગ મારો એસે મટી જાય,
મોરારને રવિસાહેબ મળે તો સફળ જીવન થાય."

આથી તેમનાં માતાજીએ પાછા આવવાની શરતે રવિસાહેબ પાસે જવાની રજા આપી. ગુરુદેવ પાસે થોડા દિવસ રહીને તેઓ પાછા

પોતાની માતા પાસે આવ્યા. માતાનો સ્વર્ગવાસ થતાં મોરારસાહેબ પોતાના ગુરુદેવ રવિસાહેબ પાસે આવ્યા અને તેમની સેવામાં તલ્લીન રહેવા લાગ્યા.

## જામખંભાળિયામાં નિવાસ અને સંતજીવન

એકવખત જામ ખંભાળિયાના એક ભક્ત વીરમજીની માગણીથી મોરાર સાહેબને સદ્ગુરુશ્રી રવિસાહેબે જામખંભાળિયા જવા આજ્ઞા કરી. આથી વિ. સં. ૧૮૪૨માં ખંભાળિયામાં આવીને ગુરુગાદી સ્થાપીને ત્યાં રહ્યા; પણ જતી વખતે શ્રી મોરારસાહેબે શ્રી રવિસાહેબ પાસેથી વચન લીધું કે તેઓ અંતકાળે જામખંભાળિયામાં આવીને સમાધિસ્થ થશે. આ વચન અનુસાર વિ. સં. ૧૮૬૦માં શ્રી રવિસાહેબે જામ-ખંભાળિયામાં આવીને જીવતસમાધિ લીધી હતી. પોતાના આદર્શ જીવનથી શ્રી મોરારસાહેબની ખ્યાતિ આખાયે સૌરાષ્ટ્રમાં પ્રસરી હતી. તેમના સત્સંગ અને દર્શનાર્થે આવતા નાનામોટા અનેક મુમુક્ષુઓનો તેમણે ઉદ્ધાર કર્યો હતો. આથી આજે પણ મોરારસાહેબનું ખંભાળિયા કહેવાય છે.

## વિ. સં. ૧૯૦૫માં સમાધિ અને ચમત્કાર

તેમના જીવનમાં અનેક ચમત્કારિક ઘટનાઓ બની હતી. અહીં તો માત્ર તેમના સમાધિપ્રસંગનું જ વર્ણન કર્યું છે. વિ. સં. ૧૯૦૫માં તેઓ મહાપ્રયાણ કરવાને તત્પર થયા હતા. દૂરદૂરથી તેમનાં છેલ્લાં દર્શનાર્થે ભાવિકો આવ્યા હતા, પણ જામનગરના રાણા રણમલ મહારાજે પોતાનો ભક્તિભાવ દર્શાવતાં કહ્યું કે—"આપશ્રી સમાધિ લેશો, તો હું આત્મહત્યા કરીશ." આથી મોરાર સાહેબે ખોદાવેલી સમાધિમાં શ્રીફળ હોમાવીને તે બંધ કરાવી દીધી; પણ તે દિવસથી તેઓ સતત એક વર્ષ સુધી ધ્યાનમગ્ન રહ્યા હતા. વિ. સં. ૧૯૦૫માં

ચૈત્ર સુદ ૨ના રોજ પ્રાતઃકાળમાં પોતે બંધ કરાવેલી સમાધિ ઉઘડાવી તુર્ત જ સમાધિસ્થ થઈ ગયા. આથી રાજકોટના પોલિટિકલ એજન્ટે સમાધિ ખોદી કઢાવવા જામનગર નરેશને હુકમ આપ્યો. જામનગર નરેશે એ કામ કરવા પોતાની અનિચ્છા અને અશક્તિ દર્શાવી. આથી એક લશ્કરની ટુકડી લઈને પોલિટિકલ એજન્ટ જાતે સમાધિ ખોદી કાઢવા આવ્યા હતા; પરંતુ ચમત્કાર એવો બન્યો કે સમાધિ ઉપર શ્રી મોરાર સાહેબ પોતે બિરાજમાન હતા. તેમનો આવો પ્રભાવ જોઈને તેનો ગર્વ ઊતરી ગયો; અને ત્યાંથી મોરારસાહેબને અનેકવાર પ્રણામ કરીને લશ્કરની ટુકડીસહ શાંતચિત્તે તે રાજકોટ પાછો ફર્યો. આ એક કથાનક છે.

## સિદ્ધાંત અને સાધના

શ્રી મોરારસાહેબના જીવનની આટલી ઝાંખી કરીને તેમની વાણી ઉપરથી તેમના સિદ્ધાંત અને સાધનાનો મર્મ સમજવા યત્ન કરીશું. સિદ્ધાંતમાં તેઓશ્રીની એવી માન્યતા હતી કે એક અદ્વિતીય પરમાત્મા સિવાય બીજું બધું યે અસત્ છે–ક્ષણભંગુર છે, આત્મસિદ્ધિ કિંવા પરમપદની પ્રાપ્તિ માટે વૈરાગ્ય, ગુરુભક્તિ અને આત્મજ્ઞાનની ખાસ જરૂર છે. અનાત્મ વસ્તુઓ ઉપરથી રાગદ્વેષ અને મોહ સૌથી પ્રથમ ટળવાં જોઈએ. પછીથી ગુરુભક્તિ દ્વારા આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ એટલે નિજરૂપ અનુભવગમ્ય થશે :—

"જન્મ ગયો જંજાળમાં, શબ્દે લક્ષ ન લાગી;
ભજન ન તું ભૂલ્યો રામનું, મોહમમતા નવ ત્યાગી.
મોરાર કહે મહાપદ તો મળે, મનવો હોય રે વિરાગી."
(સંતવાણી અંક: પૃ. ૪૫૨)

* * *

" નામ સુનત ઉઠ ધાયે સોહાગી, પ્રગટ રવિગુરુ મળીયા ;
અવર પુરુષ મોરે મન નહિ ભાવે, મન માધવને છળીયા ;
જીવનમરણકો સાથી હમારો, ઉનકા પહિરે બલૈયા."
( ' મંગળમંદિર ' ભજનાંક-૧૯૫૫ ; પૃ. ૨૯૦ )

* * *

રવિભાણ પરંપરામાં થયેલા આ સંતનું ગુરુશિષ્યપરંપરાનું વૃક્ષ આ પ્રમાણે છે :—




ઉપર દર્શાવેલા તેઓશ્રીનાં સિદ્ધાંત-સાધના તથા જીવન ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે શ્રી મોરારસાહેબ અર્વાચીન ગુજરાતના એક રાજવી, ત્યાગી અને આત્માનુભવી પ્રતાપી સંતપુરુષ હતા.

# શ્રી દાસ હોથી

( ઈ સ -૧૮૪૯ )

## મુસ્લીમ કુટુંબમાં જન્મ, ભજનભાવ અને ગુરુ મોરારની દીક્ષા

કાઠિયાવાડના નેકનામ ગામમા એક સંધી મુસલમાન સિકંદરને ઘેર ' શ્રી દાસ હોથી 'નો જન્મ થયો હતો તેમને નાનપણથી જ ભજન-કીર્તનમા બહુ રસ પડતો. તેથી સ ત શ્રી મોરારસાહેબની ભજનમ ડળી-મા તેઓ વારંવાર જતા અને ભજન ગાવા કરતા મોરારસાહેબને તે પોતાના ઈષ્ટદેવ ગણતા અને તેમની દીક્ષા લીધી હતી હોથીના પિતાને પુત્રની આ રીતભાત ગમતી નહી . પોતાનો પુત્ર પોતાના જાતિધર્માનુસાર તલવાર, બંદૂક, તમંચા, છરી અને ભાલા લેવાને બદલે તબૂરો અને મંજીરા લઈ ભજન ગાયા કરે-એથી એના હૈયાને આઘાત થયા કરતો હતો. આથી બાપ હોથીને ખૂબ મેણા મારતો અને દુઃખ દેતો. પણ અગ્નિમા તપાવવાથી સોનુ જેમ ચળકે છે, તેમ જયમ જયમ દુઃખદર્દ આવતા ત્યમત્યમ હોથીમા ભકિતભાવ અને પ્રભુપ્રેમ વધતા હતા. એના દિલમા તો રામનામની એને એવી લગની લાગી હતી કે એની દષ્ટિમા હિંદુ-મુસ્લીમ ધર્મનો ભેદ ટળી ગયો હતો પોતે ભજનમા તલ્લીન રહેતા હતા

## કસોટી : વિષપાન, અને પ્રભુકૃપા

એકવાર મોરારસાહેબની મંડળી ઢેઢવાડે ભજન કરવા ગઈ અને તેમા દાસ હોથી પણ હતા. સિકંદરે હોથીને હરિજનવાસમા જતો

ખૂબ રોકયો પણ બધુ યે વ્યર્થ. આથી તેને ખૂબ કાળ ચઢયો. પુત્ર ઘેર આવતા બીજે દિવસે જ્યારે હોથા ભજનમંડળીમા જવા લાગ્યો, ત્યારે પિતાએ અફીણ ઘોળીને પુત્રને કહ્યું—" કાતો આ ઝેરનો પ્યાલો તું પી કે કાતો હુ પીઉં ; કેમ કે આવું બદનામ જીવતર સંધીની કોમમા હવે મારાથી સહેવાતું નથી." "તમે શીદ પીવો, મારે જ પીવું જોવે "—એમ કહીને હોથી વિષપાન કરી, ઓરડો બંધ કરી કામળો કાસી સૂઈ ગયો. આમ ઝેરનો પ્યાલો પીવરાવી હોથીને સિકંદરે ઘરમાં પૂર્યો હતો. થોડીવારે ખબર આવ્યા કે હોથી તો ઢેડવાડે બેઠા ભજન બોલે છે. સિકંદરે જઈને જોતા સાચું દીઠું. પછી ઘેર જઈ તાળું ખોલી અંદર જુએ તો હોથી સૂતા છે. આ ચમત્કારથી એને પોતાના કર્મ માટે ખૂબ પશ્ચાત્તાપ થયો. સિકંદર પુત્રના પગમાં પડી ગયો, માફી માગી અને પછીથી હોથીને ભજનમાં જતાં કદી વિઘ્ન નાખ્યા નહીં. આ પ્રસંગને ઉદ્દેશીને હોથીએ ગાયું છે કે :—

" અવળા શીદને સંતાપો રે, શીદને રંઝાડો રે,
સઘળું કુટુંબ મળીને,
મારે છે કાંઈ હો... સાઈ સમર્થાનું રે હેત,
મારે છે કાંઈ હો હરિ સમર્થાનું રે હેત—અવળા.
ઝેરના પિયાલા હોથી સુમરો પી ગયા રે,
આવ્યા છે કાંઈ અમી તણા ઓડકાર—અવળાં.
મોરારને વચને રે હોથી સુમરો બોલીયા રે,
દેજો દેજો સંતુના ચરણમા વાસ—અવળા. "

* * *

'દાસ હોથી ' એ ઘણાં ભજન રચ્યાં છે; પણ ઘણાખરાં તો માત્ર અનુભવી ભક્તોના તંબુરા ઉપર જ રહી ગયાં છે. ઈ. સ. ૧૮૪૯ના અરસામાં તેઓ સ્વરૂપાવસ્થાન પામ્યા હતા.

તેમના જીવનની આટલી ઝાંખી કરીને હવે તેમના ભજનો ઉપરથી તેમના સિદ્ધાંત અને સાધનાની વિચારણા કરીશું.

### સિદ્ધાંત અને સાધના

દાસ હોથી પોતાના ભજનમા કહે છે કે :—

"વૃત્તિ મારી ગમચરણુમા લાગી રે,
સુરતી મારી સાધુચરણમા લાગી રે,
તેણે મારી ભવની ભાવઠ ભાગી રે—તેણે.
સદ્ગુરુએ મુને શબ્દ સુણાવ્યો, રણુકાર ગઢ લાગી;
તખ્ત નિવેણીના તીર ઉપર, મોહન મોરલી વાગી રે—તેણે
સદ્ગુરુએ મુને કરુણા કીધી, અંતર પ્રેમ પ્રકાશી;
દાસ હોથીને ગુરુ મોરાર મળીઆ, ત્યારે તુટી જમડા કેરી ફાસી—તેણે."

( પરિચિત પદસંગ્રહ, ઈ. સ ૧૯૨૪, પૃ. ૩૪૦ )

*　　*　　*

"માગ સદ્ગુરુ દીનદયાળ, અરજ એક મારી રે;
શરણાગત પ્રતિપાળ, આશ તમારી રે.
દાસ હોથીને દીદાર, દયા લાવી દેજો રે;
મેરમના ગુરુ મોરાર, હૃદયમા રહેજો રે."

*　　*　　*

સદ્ગુરુ શબ્દકા સાબુ પાયકે, ભાવે ભવફીટ ધોયા;
હોથાને ગુરુ મોરાર ભેટ્યા, દેખત જમડા રોયા;
જેની સુરતા હરિસે લાગી.

( ભજનાક, મંગલમંદિર, ૧૯૫૫ પૃ. ૧૮૯. )

*　　*　　*

ભક્તિતો ભાવ વિના નવ આવે રે, ગુરુગમ કયુ પાવે, કયું પાવે.

*　　*　　*

આ ભજનો ઉપરથી સ્પષ્ટ થાય છે કે જીવાત્માએ આ ભવચક્રમાંથી છૂટવા માટે હરિગુરુસંતનું શરણ લેવું જોઈએ. ગુરુસેવા અને ગુરુ-સમાગમ દ્વારા ગુરુગમ પ્રાપ્ત કરવી જોઈએ. આ ગુરુગમ લક્ષમાં રાખીને ગુરુ શબ્દ કિંવા ગુરુમંત્રનો જપ જપીને, તપ તપીને આત્મસિદ્ધિ પ્રાપ્ત કરવી જોઈએ. મહાપદની પ્રાપ્તિ માટે ગુરુની પરમ આવશ્યકતા રહે છે; કારણ કે ગુરુ વિના જ્ઞાન નહીં અને જ્ઞાન વિના મોક્ષ નહીં. જ્ઞાનનો અંત પ્રેમલક્ષણા ભક્તિમાં આવવો જોઈએ; કારણ કે જ્ઞાનની દૃઢતા માટે હરદમ ભાવપૂર્વક પરાત્પર બ્રહ્મની ઉપાસના—ભક્તિ કરવી જોઈએ. હૈયું હરિરંગી થાય અને હરિમા રસબસ થાય ત્યારે જ હૈયામાં આત્મ-જ્યોતિ જાગે છે અને જીવના ભવભ્રમણનો અંત આવે છે.

ઉપર વર્ણવેલા દાસ હોથીના અડગ શ્રદ્ધામય ભક્તજીવન ઉપરથી, તેમ જ તેમના સિદ્ધાંત-સાધના ઉપરથી સહજ ફલિત થાય છે કે શ્રી દાસ હોથી આધુનિક ગુજરાતના પરમભક્ત કોટિના એક સંતપુરુષ હતા.

---

# શ્રી ભોજાભગત

( ઈ સ ૧૭૮૫-૧૮૫૦ )

## જન્મ ; વિદ્યાભ્યાસ ; અને ભક્તિપરાયણતા

ઈ મ ૧૭૮૫મા સૌરાષ્ટ્રના ગલોલ ગામમા એક અસ્કારી પાટીદાર કુટુબમા ભોજાભગતનો જન્મ થયો હતો બાળપણથી જ તેમનુ હૃદય પ્રભુ તરફ ઢળ્યુ હતુ , અને તેથી આજીવન તેઓ બ્રહ્મચારી રહ્યા હતા અને ભજનધ્યાનમા લીન રહેતા હતા પોતાને ઘેર કે નિશાળમા તેમને કઈ કેળવણી મળી ન હતી પણ પોતે ઘટજ્ઞાની હોવાથી તેમણે અનેક ભજન, પદ તથા આખ્યાન રચ્યા છે અને તેમના ' ચાબખા ' આખાયે ગુજરાતમા સુપ્રસિદ્ધ છે અનન્ય પ્રભુભક્તિના પ્રભાવથી તેમને સિદ્ધિઓ પણ વરી હતી

## ભોજાભગતની કસોટી ; અને ચાબખા

તે જમાનામા ગાયકવાડ સરકારની સત્તા સૌરાષ્ટ્રમા પ્રવર્તતી હતી અને સૌરાષ્ટ્રના મુખ્ય લશ્કરી મથક તરીકે અમરેલીને પસદ કરવામા આવ્યુ હતુ આ લશ્કરી મથકનો મુખ્ય દીવાન વિઠ્ઠલરાવ વજ્રહૃદયી હતો એનુ નામ સાભળતા બાળકો છાના રહી જતા અને ભલભલા માનવીનાગાત્રો ઢીલા પડી જતા આ ક્રૂર વિઠ્ઠલરાવના કાને ભોજાભગતની ખ્યાતિની વાત આવી આથી એક દિવસ દીવાન વિઠ્ઠલરાવે ભોજાભગતને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યુ — " ભગત ! તમારી પાસેથી ચમત્કાર જોવા માટે મે તમને બોલાવ્યા છે " ભોજાભગતે કહ્યુ — " દીવાનસાહેબ ! હુ એક અભણ ગામડિયો ખેડૂત છુ મારી પાસે ચમત્કાર કેવો અને સિદ્ધિ કેવી ! હુ રામનામ સિવાય કઈ જાણતો

નથી." આ પ્રત્યુત્તરથી ગુસ્સાના આવેશમાં વિઠ્ઠલરાવે ભગતને એક અંધારા ઓરડામાં પુરાવી દીધા. ભોજાભગત તો ઓરડાના એક ખૂણામાં આસનબદ્ધ બની નિરાંતે પ્રભુધ્યાનમાં મગ્ન રહેવા લાગ્યા. સરકાર તરફથી આવતું ભોજન પ્રેમપૂર્વક જમીને ધ્યાનમાં મસ્ત રહેતા. આમને આમ દશપંદર દિવસ થઈ ગયા, પણ ભગત તો કુદરતી હાજતે જાય જ નહીં. આ ચમત્કારિક વાત સાંભળતાં વિઠ્ઠલરાવનું હૈયું પીગળી ગયું. એણે ભગતની માફી માગી અને તેમને છોડી મૂકયા. સન્માનપૂર્વક વિદાયગીરી આપતાં વિનંતિ કરી કે— "ભગતજી ! મને તમારો ચમત્કાર તો જાણવા મળ્યો ; પણ તમે મને હવે કંઈ ઉપદેશ આપો." દીવાનના આ શબ્દો સાંભળી તેની સન્મુખ લગભગ દોઢસો જેટલા 'ચાબખા' તેને સંભળાવ્યા અને તેના જીવનમાં ખૂબ પરિવર્તન થઈ ગયું. આ 'ચાબખા'થી જ આજે ભોજાભગત ગુજરાતમાં સુવિખ્યાત છે.

## સંતજીવન; સદ્બોધ; અને સાહિત્યસર્જન

દિનપરદિન ભોજાભગતની ખ્યાતિ ખૂબ પ્રસરતી હતી અને ઘણા મુમુક્ષુઓ તેમના સત્સંગ અને દર્શનાર્થે આવતા હતા. તેઓશ્રી સૌને વૈરાગ્ય, પરાભક્તિ અને આત્મજ્ઞાનનો ઉપદેશ આપતા હતા. મુમુક્ષુઓના હિતાર્થે તેમણે 'ચાબખા' ઉપરાંત (૧) કક્કા ; (૨) પ્રભાત ; (૩) સરવડાં ; (૪) તિથિઓ ; (૫) સાત વાર ; (૬) પદો ; (૭) બ્રહ્મબોધ ; (૮) સેલૈયા-આખ્યાન ; અને (૯) ભકતમાળ પણ રચ્યાં છે. પ્રાચીન કાવ્યમાળા તેમજ બૃહદ કાવ્યદોહન, ભાગ ૧, ૫, ૬ અને ૮માં તેમની વાણી પ્રસિદ્ધ થયેલી છે. તેમના મહાન શિષ્ય વીરપુરના ભગત જલારામજી હતા ; તેમને તેમણે વીરપુરમાં સમાધિ લેવાનું વચન આપ્યું હતું. અમરેલી પાસે ફતેપરામાં તેમજ વીરપુરમાં તેમની ગાદી અને શિષ્યપરંપરા ચાલુ છે. પોતાના સંપર્કમાં આવનાર ઘણા ભાવિકોનાં જીવન તેમણે ઉન્નત કર્યાં હતાં.

તેમના સંતજીવનની આટલી ઝાંખી કરીને તેમની વાણી ઉપરથી તેમના સિદ્ધાંત અને સાધનાની વિચારણા કરીશું.

### અજાતવાદ-સિદ્ધાંત

તેમની વાણીનો મૌલિક સિદ્ધાંત અજાતવાદ કિંવા એક અનંતાદ્વૈત પરમાત્મવાદ હતો. પોતાની વાણીમા તેઓ કહે છે કેઃ—

"પુરુષોત્તમ પૂર્ણબ્રહ્મ પોતે પરમાત્મા
સભર ભરિયો છે સર્વાવાસ, વિલસાઈ રહ્યો આત્મા."

(બૃહત્ મન્થદોહન, પૃ. ૭૪)

* * *

"રવિ નિકસે કિરણોની ફોજ,
એમ હરિ વિલસ્યા પોતાની મૌજ."

* * *

"અગ ચરાચર વ્યાપક રામ, ન્યારૂં ન્યારૂ ધરિયું નામ."

(બૃહત્ કાવ્ય)

'અણછતો આપણું આપ ભૂલી ગયો,
જીવ થઈ જાચતો કર્મધારે."

### સાધના—વૈરાગ્ય અને ભક્તિદ્વારા અપરોક્ષ આત્મજ્ઞાન

આ ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે— એક પરમ તત્ત્વ જ "જીવ, જગત અને ઈશ્વર"ની ત્રિપુટીરૂપ થઈ વિલસી રહ્યુ છે. બધું યે બ્રહ્મ છે; બ્રહ્મથી અતિરિક્ત કશું યે નથી. માટે સ્વસ્વરૂપની પ્રાપ્તિ એ જ માનવનુ મહાધ્યેય હોવું જોઈએ. આત્મસિદ્ધિ માટે સાધનામાર્ગ દર્શાવતા તેઓશ્રી કહે છે કે — અજ્ઞાનથી જ જીવને ભવબંધન છે; તેથી અપરોક્ષ આત્મજ્ઞાનથી જ જીવના ભવભ્રમણનો અંત આવે છેઃ—

" જેને ધ્યેય ધ્યાતા નહી દ્વૈતપણુ, તદ્રૂપ કહાવે રે,
તત્ત્વદર્શી નિત્ય આપમા ઉપનિષદ ગાવે રે "

આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે જીવે પોતાના મૂળનો વિચાર કરવો જોઈએ, અને અવસ્તુ ઉપર વૈરાગ્ય લાવી વસ્તુ ઉપર પ્રીતિ-ભક્તિ કરવી જોઈએ વસ્તુનો વિચાર કરીને વાસનામાનનો ત્યાગ કરી એકમાત્ર આત્મસ્થ થઈ રહેવુ જોઈએ —

" વસ્તુ વિચારી હુવા બ્રહ્મચારી,
આત્મ ઉગારીને બીજા બાળ્યુ રે "

ટૂકમા ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય દ્વારા પોતાના "હુંપણા" નો વિનય પરમાત્મામા કરવો જોઈએ અપનો ઇન્કાર કર્યા વગર, ભૂમા બ્રહ્મની ભક્તિ થઈ શક નહી અવસ્તુ ઉપર વૈરાગ્ય લાવવા માટે ભોજાભગતે મોહવશ જીવાત્માને ખૂબ ચાબખા માર્યા છે ઉદાહરણ —

ચાબખો ૩૪

જીવને શ્વાસ તણી સગાઈ, ઘરમા ઘડી ન રાખે ભાઈ,
બાપ કહે છે બેટો અમારો, માતા મગળ ગાય,
બેની કહે છે બાધવ અમારો, ભીડ પડે ત્યારે ભાઈ—જીવને
ઘરની ત્રિયા ઘડી ન વિસરતી, અન્તે અળગી રઈ,
ભોજો ભગત કહે કથ વળાવીને, તુરત બીજાને ગઈ—જીવને.

ચાબખો ૧૮

મૂરખો મોહને ઘોડે ચડ રે, માથે કાળ નગારા ગડે,
ભોગ દેખી જીવ થાય ભુરાયો, જેમ પતગ દીપમા પડે-મૂરખો
ત્રણે અવસ્થા ગઈ તૃષ્ણામા, પછી કાળે ફીથો કડે,
ભોજો ભગત કહે ભજન કર્યા વિના, જમના જોડે જડે રે-મૂરખો

ચાગખો ૨૪

મૂરખને કઈ પેરે સમજાવુ, ભાઈ એને નિશ્ચય નરકમા જાવુ,
વાદ કરે વઢવા દોડે, એને અમૃત તજીને વિષ ખાવુ-મૂરખને.
ખાટકી પાછળ ઘેટા ચાલ્યો જાય, મા'જન જાણે મૂકાવુ,
ઇન્દ્રિય સ્વાદે અવળો ચાલે, એને ઊંધે માથે ટીંગાવુ-મૂરખને.

ચાબખો ૧૨

મૂરખા મોહી ન્હો માર રે આમા કાંઈ નથી તારુ
સાત સાગર જેની ચોકી કરતા, ફરતુ નીર ખારુ,
ચૌદ ચોકડીનુ રાજ્યુ ગયુ, જેની નાજ ગવણવાળુ રે-મૂરખા

ચાબખો ૯

પ્રાણિયા ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નુ છે સસાર
ધન દોલત ને માલખજાના, પુત્ર ને પરિવાર,
એમાથી જાશ તુ એકલો પછી ખાશ જમના માર-પ્રાણિયા

ચાગખો ૭

મનવા રે'ની ભજનમા ભળી, તારી વેળા જાય છે વળી,
માનવી ઝાડ છે મૂળ વિનાનુ, ધર્મ વિણ જાશે ઢળી-મનવા

ચાબખો ૩

મન ચઢ્યુ મોટમને પરે ર, તેથી કરી સાહેબ છેટે ર
માયાના મદમા ફરે મસ્તાનો, જેમ ડાંન ઘા યુ ઘેરે રે,
હક ન ચાલ્યો ને ખાવુ હરામનુ, બોળ્યુ બાપનુ કૂળ બેટે રે—મન

ચાગખો ૧

ભક્તિ શૂરવીરની સાચી ર, લીધા પછી નહિ મેલે પાછી રે
અષ્ટ સિદ્ધિને ઇચ્છે નહિ થઈ મુક્તિ તેની દાસી રે-ભક્તિ

તનમનધન જેણે તુચ્છ કરી જાણ્યા, અહોનિશ ઉદાસી રે;
ભોજો ભગત કહે ભાયડા એ તો, વૈકુંઠના વાસી રે–ભક્તિ

આ ચાબખાઓ ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે— આત્માનુભવ માટે તેઓશ્રી ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનો બોધ આપતા હતા. વસ્તુત: જીવ બ્રહ્મસ્વરૂપ છે એ વાત સમજાવતા તેઓ કહે છે કે:—

"ધધ્યા જો વિચારી મૂળ, પંચ ભૂતનું દિસે સ્થૂળ;
છઠ્ઠો આત્મા એક અખંડ, સઘળે વ્યાપક પિંડ બ્રહ્માંડ,
જો તપાસી તું ક્યા રહ્યો, અજ્ઞાને પોતે થઈ રહ્યો.
પેટ ચોળી ઉપજાવ્યું શૂળ, ધધ્યા જો વિચારી મૂળ.
(ભોજાભગતના કક્કા)

વસ્તુત: સાચ્ચું "હુ" કે સાચ્ચું "તું" નહીં જાણતા બંધન એ જીવે પેટ ચોળીને ઉપજાવેલું શૂળ હોવાથી, સ્વરંચિત હોવાથી મોક્ષ પણ સ્વપુરુષાર્થ ઉપર–ધીરતા અને વૈરાગ્ય ઉપર અવલંબે છે. મોક્ષાનુભવ માટે અંતર્મુખ થઈ જીવે આત્મસ્થ થવાનું છે.

ઉપર વર્ણવેલા તેમના સિદ્ધાંત અને સાધના ઉપરથી નિઃસંશય સિદ્ધ થાય છે કે શ્રી ભોજા ભગત અર્વાચીન ગુજરાતના એક મહાન આત્માનુભવી સંતપુરુષ હતા.

# શ્રી વીસામણજી

( ઈ. સ — ૧૮૫૦ )

## જન્મ : લૂંટારો; દાના આપાનો ભેટો અને જીવનપરિવર્તન

સૌરાષ્ટ્રમા રાજકોટની આસપાસ કાઠીરજપુત કોમમા વિસામણનો જન્મ થયો હતો. મોટો થતા તેણે લૂંટારાનો ધંધો આદર્યો હતો. એની ધીરદાક એટલી બધી વાગતી હતી કે કાઠિયાવાડનો ઘણો પ્રદેશ એણે ઉજ્જડ કરી નાખ્યો હતો. એનું નામ સાભળતા સૌના હાજા ગગડી જતાં લોકો દાના આપા પાસે આવીને આ લૂટારૂના ત્રાસથી બચાવવા વિનતિ કરવા લાગ્યા. આથી લોકોનુ દુખ ટાળવાના હેતુથી યાત્રાળુઓનો સઘ કાઢીને થાનના દેવળો ઉપર ધ્વજ ચઢાવવાના નિમિત્તે દાના આપા પ્રવાસે નીકળ્યા. માર્ગમા બહારવટિયા વીસામણની જગ્યા આવી ત્યા ભજનધૂનનો અવાજ સાભળીને લૂંટારાના માણસો સઘ પર તૂટી પડચા, પણ સઘમા દાના આપાને જોઈને માણસો પોતાના સરદાર પાસે ગયા અને તેને જણાવ્યું કે સઘમા દાના આપા છે વીસામણે હુકમ કર્યો કે એ ભગતડા સિવાય બધાને લૂટી લ્યો એ વાત સાભળતા દાના આપાએ કહ્યુ કે તારા સરદારને કેવું છે મને તમારા સરદાર પાસે લઈ જાવ. પછી સૌને લૂટજો. દાના આપાને જોતા જ વીસામણના હૃદયમા ક્ષોભ થવા લાગ્યો દાના આપાએ કહ્યુ —વીસામણ, તારી સાથે ચાલનારને કોઈ લૂટે તો તું શું કરે ? વીસામણે કરડી નજરે કહ્યું કે—હું તેનુ માથું ધડથી જુદું કરી નાખું. તો પછી આ બધા યાત્રાળુઓ મારી સાથે છે. માટે પ્રથમ તુ મને વીંધી નાખ અને પછી તેમને લૂંટજે આ શબ્દો સાભળતા વીસામણ ખચવાયો એટલે દાના

આપાએ તેને કહ્યુ કે—'તુ તો નામદે પીરનો અવતાર છે આ શુ ? કોણ જાણે કેમ પણ આ વચનોની તેના હૃદય ઉપર એટલી બધી અસર થઈ કે તે દાના આપાને પગે પડયો દાના આપાએ પૂછયુ કે—આ હાડીમા શુ રાખ્યુ છે ? અદર એક ઘેટાનુ માસ રાધાતુ હતુ આથી શરમાઈ જઈને વીસામણે કહ્યુ કે—એમા ચોખા છે આ શબ્દો એના મુખમાથી નીકળતા જ દાના આપાએ કહ્યુ કે—તારી ભાવના ફળશે તુ આ બધાને અહી શિરામણ કરાવ ચમત્કાર એવો થયો કે હાડીમાથી ચોખાની સુવાસ આવવા લાગી આ ચમત્કાર જોઈને વીસામણે પોતાની અપરાધોની ક્ષમા માગી, હથિયાર ભાગી નાખ્યા અને કઠી બધાવી પોતે દાના આપાનો શિષ્ય થઈ ગયો

## પાળિયાદમા સ્થાનક અને સતજીવન

પછીથી સસગના પ્રતાપથી ગુરુકૃપા અને ગુરગમ પામતા વીસામણજીએ પાળિયાદમા સ્થાનક બાધ્યુ દાનાગુરની કૃપાથી તેના દિલમા દીવા થયા હતા અહી તેઓ ગૌસેવા અને ગરીબ સેવા કરતા હતા, અને એકનિષ્ઠ ભક્તિનો સૌને બોધ આપતા હતા ઈ સ ૧૮૫૦ના અરસામા વીસામણજી સ્વરૂપાવસ્થાન પામ્યા કાઠિયાવાડમા દાના આપા અને વીસામણજીની જોડ ખૂબ ખ્યાતિ પામી છે —

'દાનો નીમળ દો જણા, ભલકળ ઉગા ભાણ,
અધારુ અળગુ કર્યું, જપે સારી જહાન '

## સિદ્ધાત—સાધના, ગુરુભક્તિ, સતસેવા અને હરિસ્મરણ

તેમના જીવનની આ રૂલી ઝાખી કરીને હવે આપણે તેમના સિદ્ધાત—સાધનામાર્ગની વિચારણા કરીશુ વીસામણજી મૂળમા લૂટારા અને નિરક્ષર હતા આથી તેમણે વાણી રચી નથી, પણ પોતાના ગુરુગોવિંદ દાના આપાને પગલે ચાલીને ગૌસેવા, ગરીબસેવા અને હરદમ પ્રભુ

ભજનમાં તેઓ મસ્ત રહેતા હતા. આથી આત્મભાવ, ગૌસેવા, ગરીબ-સેવા અને હરદમ હરિસ્મરણ એ જ આત્માનુભવનો મહામાર્ગ છે એમ તેઓ સમાગમમાં આવનાર સૌને ઉપદેશતા હતા.

આમ દાના આપાએ જારકર્મ કરનારી લાખુના દીકરા ગીગાને અને મહાન લૂંટારા વીસામણને પોતાના પ્રભાવથી તાર્યા હતા. બન્ને દાના આપાને પોતાના ગુરુગોવિંદ માનતા હતા; અને તેમને પગલે ચાલીને સંતપદવીને પામ્યા હતા.

ઉપર વર્ણવેલા તેમના નવજીવન ઉપરથી અને સિદ્ધાંત—સાધના ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે વીસામણજી સેવાભાવી ભક્તકોટિના એક સંતપુરુષ હતા અને ગુરુકૃપાથી પરમપદને પામ્યા હતા.



# શ્રી ગીગા આપા

( ઈ. સ. — ૧૮૫૦ )

## લાખુથી જન્મ : ગૌસેવા અને દાના ગુરુની કૃપા

સૌરાષ્ટ્રમાં ધજડી ગામમાં ગધૈ મુસલમાન કોમની કોઈ લાખુ નામે જુવાન દીકરી હતી. આ લાખુને રાણપુરમાં પરણાવી હતી; પણ તેનો ધણી વામમાર્ગે ચઢેલો હોવાથી તેણે મારીને લાખુને પોતાના ઘરમાંથી કાઢી મૂકી. આથી પતિથી ત્યજાયેલી લાખુ પિતાને ઘેર આવીને રહી. માતાપિતા તેને બીજે દેવાની તૈયારી કરતા હતા. આથી માતાપિતાની સંમતિ લઈને લાખુ ચલાલામાં દાના આપાની જગ્યામાં આવીને ગૌ-સેવા કરતી અને આશ્રમમાં રહેતી. અહીં જગ્યામાં કોઈ બાવાના સંગથી લાખુને ગર્ભ રહ્યો. આથી એક રાત્રે તે કૂવા ઉપર જઈ આત્મ-ઘાત કરવા જતી હતી. એટલામાં ફરતા ફરતા ત્યાં દાના આપા આવી ચઢ્યા. તેમણે તેને આત્મઘાત કરતાં અટકાવી. પછીથી લાખુને પુત્ર થયો. તેનું નામ દાના આપાએ ' ગીગો " પાડયું અને ભગતજીએ તેને ઉછેરીને મોટો કર્યો. ગીગો મોટો થતાં ગૌસેવામાં તલ્લીન રહેતો અને છાણુ વાસીદું વાળી માથે ટોપલા મૂકી ઉકરડે નાંખી આવતો. આથી દાના આપા અંદરથી તેના ઉપર ખૂબ પ્રસન્ન રહેતા હતા.

એક વખત પાળિયાદના ભગત વીસામણજી દાના આપાનાં દર્શન અને સમાગમ માટે આવ્યા હતા. બન્ને સંતો વાતચીત કરતા હતા. એટલામાં વીસામણની દૃષ્ટિ ગીગા ઉપર પડી. ગીગાના ગાલે રેલા ઊતરતા હતા અને તે વાસીદાના ટોપલા નાંખી આવતો હતો. વીસામણજીએ દાના આપાને કહ્યું કે હવે આને માથેથી કયારે ટોપલા

ઉનગવરો ? દાના આપાએ કહ્યુ કે તમે પણ સમર્થ છો. પછીથી દાના આપાએ ગીગાને પોતાની પાસે બોલાવીને કહ્યુ કે—વીસામણજીને પગે લાગ છાણવાળા હાથ હોવાથી ગીગો ચરણસ્પર્શ કરતા સકોચાતો હતો, પણ દાના આપાએ કહ્યુ કે—એ તો કકુના હાથ છે—કર મા પછીથી દાના આપા ગીગાને ભેટી પડચા અને તેના માથે હાથ મૂકીને કહ્યું કે—જાવ, બાપ ! હવે ટોપલા લેવા નહી પડે. ગીગાના દિલમા દીવા થયા. તેના ઉપર મતકૃપા અને ગુરુકૃપા થતા તેના દિલની દશા બદલાઈ ગઈ અને ગીગો સંતપદ પામ્યો આ પ્રસંગ પછીથી દાના આપાએ લાખુ પાસે રસોઈ કરાવી અને એકભાણે બેસીને લાખુ, ગીગો અને દાના આપાએ ભોજન કર્યું અને પછીથી કહ્યુ કે—" બાપ ગીગલા ! આજે આપણે ભેગા બેસી ગબડી ખાધી, એટલે આજથી ધરમધ્વજા બાધીને તું ભૂખ્યાદુખ્યાને ગબડી દેતો જા " પછી ગીગાએ જુદી જગા બાધી ગરીબગુરબાને રોટલો આપવાનુ ચાલુ કર્યું. વિ સ. ૧૮૭૮ના પોષ વદ ૧૧ના રોજ દાના આપા સ્વરૂપાવસ્થાન પામ્યા. પછીથી ચલાળામા રહેવુ ઠીક નહી લાગવાથી ગીગા આપા પોતાની ગાયો લઈને યદચ્છા વિચરણ કરવા નીકળી પડચા.

## સાત્તાધારમાં જગ્યા; ગૌસેવા; ગરીબસેવા; અને ભક્તિપરાયણ જીવન.

આમા, અમરેલી, સીમરણ અને ગિરમા ચાચઈ એમ જગ્યાઓ બાધી તેમણે ૭ વર્ષ ગાળ્યા ચાચઈમા ભગતની ગાયોના ટેલવાને વાજસુરવાળાના માણસોએ ખૂબ માર્યો તેથી ગીગા આપાએ ચાચઈ છોડી દીધું અને ગિરમા આવેલા સાત્તાધાર ગામમા જગ્યા બાધી ત્યા રહેવા લાગ્યા. અહી તેઓ અહર્નિશ ગૌસેવા અને ગરીબસેવા કરતા હતા સૌને—આબાલવૃદ્ધ સ્ત્રી પુરુષને અભેદભાવે રોટલો આપતા હતા અને સદ્‌બોધ પણ આપતા હતા. સૌ દુખીઓને અહી આશરો મળતો હતો.

આથી સાત્તાધાર જૂના સમયનું અનાથાશ્રમ બની રહ્યું હતું. ઈ. સ. ૧૮૫૦ના અરસામાં ગીગા આપા સ્વરૂપાવસ્થાન પામ્યા હતા. સાત્તાધારમાં તેમની જગ્યા હજી વિદ્યમાન છે.

## સિદ્ધાંત અને સાધના—" સેવા અને સ્મરણ "

ગીગા આપા નિરક્ષર હોવાથી તેમણે વાણી રચી નથી. તેઓ ઘટજ્ઞાની હોવાથી પોતાના પ્રત્યક્ષ ઉદાહરણથી તેમ જ અંતઃપ્રેરણાથી સર્વાત્મભાવે ગૌસેવા તથા દીનદુઃખીયાંની સેવા કરવાનો અને હરદમ હરિસ્મરણ કરવાનો ઉપદેશ આપતા હતા. શ્રી મેઘાણીએ ' સોરઠી સંતો 'મા તેમના જીવનની રૂપરેખા આપી છે અને તેમનાં વચનામૃતોની નોંધ કરેલી છે. તેમના સંતજીવન ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે તેઓ આ ક્ષણભંગુર અસાર સંસારમાં સારમાં સાર એક હરિનામ છે—એમ માનતા હતા; અને તેથી સૌને— પ્રાણી-માત્રને પ્રભુમૂર્તિ ગણીને નિઃસ્વાર્થ સેવા કરવા ઉપદેશ આપતા હતા. વિશેષતઃ તેઓ અભેદભાવે ગૌસેવા અને ગરીબસેવામાં તલ્લીન રહી ભક્તિપરાયણ જીવન ગાળતા હતા. આત્માનુભવ માટે ગુરુકૃપા અને એક-નિષ્ઠ ભક્તિ જ મહાસાધન છે એમ તેઓ માનતા હતા.

ઉપર વર્ણવેલા તેમના નિષ્કામ સેવાભાવી જીવન ઉપરથી તેમ જ તેમના સિદ્ધાંત અને સાધના ઉપરથી સ્પષ્ટ ફલિત થાય છે કે તેઓ પરમ સેવાભાવી ભક્તકોટિના એક સંતપુરુષ હતા. નીચ કુળમાં ઉત્પન્ન થવા છતાં પોતાના સેવાભાવથી અને ગુરુભક્તિથી તેઓ સંતપદને પામ્યા હતા.

# શ્રી નિરાંત મહારાજ

( ઈ. સ. ૧૭૪૭ — ૧૮૫૨ )

## જન્મ; વિદ્યાભ્યાસ; અને ભક્તિપરાયણતા

શ્રી નિરાંતનો જન્મ વડોદરા જિલ્લાના કરજણ તાલુકાના 'દેથાણ' ગામે એક ગોહેલ રજપૂત કુટુંબમાં ઈ. સ. ૧૭૪૭મા થયો હતો. તેમના પિતાનું નામ ઉમેદસિંહ અને માતાનું નામ હેતાબા હતું. માતાપિતા સંસ્કારી અને ભક્તિભાવવાળા હતા. આથી શ્રી નિરાંતમા ભક્તિના સંસ્કાર વ ન્મામા ઊતર્યા હતા બાળપણથી જ તેમને ભજન ગાવાનો શોખ હતો. આથી ગામમા ઓચ્છવમંડળમા મુખ્ય ઓચ્છવીઆ શ્રી નિરાંત હતા. તેમણે ગામઠી નિશાળમા અભ્યાસ કર્યો હતો. છતાં આશ્ચર્યની વાત એ છે કે તેમણે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય-બોધક ઘણા ભજન રચ્યા છે

સોળ વર્ષની ઉંમરે તેમનું પ્રથમ લગ્ન ભરૂચ તાલુકાના તરસરા ગામે પરમારોમા થયું હતુ અને બીજુ લગ્ન કરજણ તાલુકાના સંભોઈ ગામે મોરી પરમારોમા થયું હતું.

## ગૃહી જીવન; દીક્ષા; અને આત્મસાધના

પ્રથમ પત્નીથી તેમને ત્રણ પુત્રો, અને બે પુત્રીઓ હતી; અને બીજી પત્નીથી પાચ પુત્રો અને બે પુત્રીઓ હતી. પોતે સ્વભાવે પ્રેમી તથા મળતાવડા હોવાથી નાતજાતમા તેમનું સારું માન હતું. પાદરા તાલુકાના કણઝટ (હાલ માસર રોડ) ગામે તેમને ગોકુળદાસ નામે એક રામાનંદી સાધુનો ભેટો થયો. ઘણા વખતના સત્સંગને પરિણામે પૂજ્યભાવ

ઉત્પન્ન થવાથી શ્રી નિરાંતે તેમની પાસેથી દીક્ષા લીધી. ત્યારથી તેમનું જીવનચક્ર બદલાઈ ગયું. કઠોર સાધના સાધી તેમણે આત્મસિદ્ધિ પ્રાપ્ત કરી હતી, અને લોકો શ્રી નિરાંત મહારાજ પાસે ઉપદેશની માગણી કરતા, પણ પોતાના ગુરુની હયાતીમાં તેમણે ઉપદેશ આપવાનું કામ કર્યું નહી.

## સંતજીવન, અને નિરાંત સંપ્રદાય

પોતાના ગુરુ વિદેહ થયા બાદ શ્રી નિરાંત મહારાજે ઉપદેશ આપવાનું કામ શરૂ કર્યું. આ વખતે શ્રી પ્રીતમદાસ, શ્રી સહજાનંદ, શ્રી કુબેરદાસ વગેરે ધર્મનો પ્રચાર કરી પોતપોતાનો સંપ્રદાય સ્થાપી મંદિરો બંધાવતા હતા શ્રી નિરાંત મહારાજના શિષ્યોને પણ પોતાના સંપ્રદાયનું ધામ બાંધવાની ઇચ્છા થઈ શિષ્યોનું સમાધાન કરતા શ્રી નિરાંત મહારાજે કહ્યું કે—જેમાં ભક્તિ અને જ્ઞાન જળવાઈ રહે એવા નિવૃત્તિમાર્ગની જ્ઞાનગાદીઓ આપણે સ્થાપવાની છે. આમ કહીને પોતાના શિષ્યો પૈકી એકંદરે સોળ શિષ્યોને જ્ઞાનગાદી સ્થાપવાનો તેમણે અધિકાર આપ્યો. આ રીતે પોતાને હાથે જ સંપ્રદાયનો પાયો નાખી ઈ સ ૧૮૫૨માં (વિ સં. ૧૯૦૮ના ભાદરવા સુદ ૮ના રોજ) ૧૦૫ વર્ષની ઉંમરે તેઓશ્રી નિર્વાણ પામ્યા તેમના સંતજીવનની આટલી ઝાંખી કરીને તેમના ભજનો ઉપરથી તેમના સિદ્ધાન્ત અને સાધનાની હવે મીમાંસા કરીશું.

## સિદ્ધાંત—અજાતવાદ

શ્રી નિરાંત મહારાજ સિદ્ધાંતમાં અજાતવાદી હતા એમ એમના ભજનો ઉપરથી પ્રતીત થાય છે —

" સર્વની માંહે ને સર્વથી ન્યારો, સર્વના પ્રેરક પોતે રે "

(નિરાંતકૃત કાવ્ય પૃ ૬૬-૬૭)

." મૂળ જોતાં તે વસ્તુ એક છે, તાણો વાણો તે વસ્ત્ર અનેક છે;
ભિન્ન ભાવ નિરાંત ન નરખીએ, અહી નામ હરિનું હરખીએ."

*    *    *

" કંઈએ નહીં ને સર્વસ્વ તેનું, વૃક્ષબીજ છે જેવું;
પરાપાર પરખો રે, વેદે વેદે નેતિનેતિ કહ્યો."

*    *    *

" કીટ પતંગ ને બ્રહ્મ આદિ, વસ્તુ એક અમૂલ "
" મનવાણીથી પર પરમેશ્વર, નિર્વાણીપદ નિરખો રે;
સર્વાતીત અને સર્વની માંહે છે, સચરાચરમાં સરખો રે."
(નિરાંત કાવ્ય.)

*    *    *

સારાંશ કે એક અનંતાદ્વૈત પરમતત્ત્વ જ સત્ છે અને બીજું બધુંયે અસત્ છે કિંવા વસ્તુમાં મધ્યવ્યક્ત છે.

આ પરમતત્ત્વની પ્રાપ્તિ માટે, આત્મસિદ્ધિ માટે સાધના દર્શાવતાં તેઓશ્રી કહે છેઃ—

" નીરખીર બે મળ્યાં એકઠાં, નોખાં કરે તે હંસ;
જીવશિવની પર જે પદ છે, નૂવ નરખે બગવંશ."

## સાધના-હંસદૃષ્ટિ; વૈરાગ્ય અને ભક્તિજ્ઞાન

સારાંશ કે, આત્માનુભવ માટે સાર-અસાર વસ્તુવિવેક સૌથી પ્રથમ જોઈએ. પરમહંસ જ પરમપદને પ્રાપ્ત કરી શકે છે, કારણ એ છે કે અજ્ઞાન એ જ દુઃખનું કારણ છે, અજ્ઞાન એ જ પાપનું કારણ છે અને અજ્ઞાન એ જ બંધનનું કારણ છે. અજ્ઞાનથી અવિવેક, અવિવેકથી આસક્તિ, આસક્તિથી રાગદ્વેષ, રાગદ્વેષથી કર્મ, કર્મથી શરીર અને

શરીરથી દુ:ખ ઉત્પન્ન થાય છે. માટે સાધકે આત્મ-અનાત્મ વિવેક કરીને, વૈરાગ્ય અને વીરત્વથી અનાત્મ વસ્તુઓનો અંતઃકરણમાંથી ત્યાગ કરવો જોઈએ અને વસ્તુ ઉપર અનન્ય પ્રીતિ કરવી જોઈએ. પોતે કહે છે કેઃ—

" નેહ વિના હરિ નવ મળે, કરીએ કોટિ ઉપાય ;
બીજાં સાધન આદરે, હિરદું શુદ્ધ ન થાય. "

*   *   *

" સાચું સગપણ શામળિયાનું, બીજાું સૌ પરહરીએ રે. "
( નિ. કા. ૩૬ )

આમ ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરીને આત્મજ્ઞાન માટે ગુરુનું શરણું લેવું જોઈએ, કારણ કે ગુરુ વિના જ્ઞાન નહીં અને જ્ઞાન વિના મોક્ષ નહીં. અધિકારી જીવને જ ગુરુ ઉપકારક થાય છે, અન્યને નહીં. શિષ્યની યથાર્થ પરીક્ષા કર્યા પછી જ ગુરુમહારાજ અંતર્દષ્ટિ અને ગુરુમંત્ર આપે છે. આ ગુરુમંત્રના જપની સાધના સાધીને મુમુક્ષુ સાધક સિદ્ધિ પામે છેઃ—

ઓળખીને અંતરમાં લાવો, પ્રેમે પકડી રાખો રે ;
અરધ ઉરધના ઘાટમાં ભાઈ, અચવ્યો એ રસ ચાખો રે.

*   *   *

" સાચી સદ્‌ગુરુની સાધના, બીજું આળપંપાળ. "
( નિ. કા. પૃ. ૪૬ )

*   *   *

" હરિગુરુ સંત કૃપા કરે, હરે સકલ સંદેહ ;
પરમપુરુષ પરમાત્મા, તાસુ લાગે નેહ. "

*   *   *

" નામ વિના કોઈ નવ તરે, ભવસાગરની માંહ્ય ;
નિરાંત નામ વંદુ વળી, જ્યા જ્યાં દેખું ત્યાંય. "

આમ ગુરુમંત્રનો જપ જપતાં અને તપ તપતાં મન અ-મન થાય છે ; અને અંતરમાં પરમાત્મ જ્યોતિનો ઉદય થાય છે :—

" નિરાંત કહે નિષ્ઠાનું ફળ છે, માનો કે ન માનો રે. "

*    *    *

" આતમદષ્ટિ તેને કહીએ, આવરણ નહિ રે લગાર,
સર્વાતીત ને સર્વનો સાક્ષી, ખટ વીસમો નિરધાર ;
તેથી પર પોતે રે, એકાએકી આપ રહ્યો " –અનુભવ.
(નિ. કા. પૃ. ૧૦૫)

*    *    *

સારાંશ કે ૨૪ તત્ત્વો, ૨૫મી પ્રકૃતિ ; ૨૬મો પરમાત્મા કે વ્યાપક બ્રહ્મ ; ૨૭મુ પૂર્ણ અનંતાદ્વૈત બ્રહ્મ–આવી બ્રહ્મનિષ્ઠા એ જ પરમ પદ કિંવા મોક્ષ એમ શ્રી નિરાંત માને છે. આમ આત્મસિદ્ધિ માટે (૧) વૈરાગ્ય ; (૨) જપતપ, પરાભક્તિ અને ગુરુગમ ; અને (૩) એક અનંતાદ્વૈત પરબ્રહ્મમાં નિષ્ઠા આવો **ત્રિપદી માર્ગ** તેઓશ્રી દર્શાવે છે.

ઉપર વર્ણવેલા શ્રી નિરાંતના સંતજીવન ઉપરથી તેમ જ તેમણે દર્શાવેલા અનંતાદ્વૈત પરબ્રહ્મના સિદ્ધાંત ઉપરથી અને આત્મસિદ્ધિ માટેના ત્રિપદી સાધનામાર્ગ ઉપરથી સિદ્ધ થાય છે કે પોતે ગૃહસ્થાશ્રમમાં હોવા છતાં શ્રી નિરાંત મહારાજ આધુનિક ગુજરાતના એક મહાનુભાવી સંતપુરુષ હતા.

---

# સંત શ્રી લાલાજી

## (ઈ. સ. ૧૮૦૦—૧૮૬૨)

### જન્મ; નરસિંહ મહેતા જેવું ભક્તિમય બાળજીવન; દીક્ષા અને સંતસેવા

સૌરાષ્ટ્રમાં રાજકોટમાર્ગે વાંકાનેર પાસે સિંધાવદર ગામમાં વિ. સં. ૧૮૫૬માં (ઈ. સ. ૧૮૦૦માં) એક સમૃદ્ધ વૈશ્ય કુટુંબમાં શ્રી લાલાજીનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ બલવંત શાહ અને માતાનું નામ વીરૂબાઈ હતું. જન્મથી જ તેમના અંતઃકરણમાં ભક્તિભાવ હતો અને બાળપણથી તેઓ સાધુસેવામાં રસ લેતા. વાંકાનેરના સેવાદાસજી મહારાજ પાસેથી તેમણે બ્રહ્મસંબંધ અને ગુરુમંત્ર લીધો હતો. પ્રાથમિક અભ્યાસ પૂરો થતાં પિતાજીએ તેમને પોતાની કાપડની દુકાને બેસાડ્યા; પણ લાલાજીનું ચિત્ત સંસારવ્યવહારમાં ચોટતું નહીં. એમને તો સાધુસેવા કરવાનું જ ગમતું.

### કામળીઓનું દાન અને લાલાજીની કસોટી; ચમત્કાર

એક વખત શિયાળાની કડકડતી ટાઢમાં ધ્રુજતી એક સાધુમંડળી લાલાજીની દુકાને આવી. લાલાએ સાધુઓને પ્રણામ કર્યા. એટલે એક સાધુએ લાલાને કહ્યું— "બચ્ચા, ઠંડ બહોત પડતી હૈ, સંતકુ એકએક કમલી દાનમેં દે દે." આથી લાલાજીનું હૃદય પીગળી ગયું. તેમણે સાધુની આજ્ઞા માથે ચઢાવીને દરેક સાધુને એકએક કામળી આપી. સંતોએ કામળી લઈ લીધી અને "શ્રી રામચંદ્રજી મહારાજકી જે" બોલાવી ચાલી નીકળ્યા. જીવરાજ ઠક્કર નામનો એક પડોસી દુકાનદાર આ બધું

જોઈ ગયો હતો તેણે લાલાજીના પિતા બલવંત શાહને આ વાત કરી અને કહ્યું કે— "શેઠ, ચેતીને ચાલો તમારું ઘડપણ છે અને તમારો દીકરો તમને દેવાળું કઢાવશે" આથી બલવંત શાહને ખૂબ ક્રોધ ચઢ્યો લાલાજીને બોલાવીને પ્રથમ તો ખૂબ માર્યા અને પછી કહ્યું કે— "કામળીઓ કેમ આપી દીધી?" લાલાજીએ કહ્યું — 'શી વાત? દુકાનમાં તપાસ કર્યા પછી મને કહેજો' ચમત્કાર એવો થયો કે દુકાનમાં તપાસ કરતાં કામળીઓ બરાબર માલુમ પડી આથી બલવંત શાહ ભોંઠા પડ્યા અને તેમણે જીવરાજ ઠક્કરને ખોટી ભંભેરણી કરવા બદલ સખત ઠપકો આપ્યો આથી જીવરાજ ઠક્કર બલવંત શાહને સાધુની જમાત પાસે લઈ ગયા અને પ્રત્યક્ષ કામળીઓ બતાવી ખાતરી કરવા બલવંત શાહે સાધુની જમાતના મહંતને પૂછ્યું— "મહારાજ, સૌ સંતોને એકસરખી કામળી છે તો તે ક્યાંથી ખરીદી?" આ પ્રશ્નના ઉત્તરમાં મહંતે કહ્યું — "સિધારદર ગાંવમેં લાલા નામકા બડા ભારી ભગત હૈ દાનધર્મમેં બડા નિષ્ઠાવાલા આદમી હૈ ઉસને સાધુલોગકી માગ સુનકર અપની દુકાનસે પ્રત્યેક સાધુકો એકેક કામળી દી હૈ બચ્ચા, સાધુલોગ ખરીદે કહાંસે?" આથી બલવંત શાહ વિચારમાં પડી ગયા તેથી મહંતે કહ્યું— "ક્યા સાધુલોગકી બાત પર બિસ્વાસ નહિ આતા?" બલવંત શાહે કહ્યું —"મહારાજ, દુકાનમાં તપાસ કરતાં કામળીઓ બરાબર માલુમ પડી અને અહીં હું પ્રત્યક્ષ જોઉં છું કે કામળીઓ મારી દુકાનની જ છે તો આ ચમત્કાર કે શું સમજવું?" મહંતે કહ્યું — "બચ્ચા, તેરા પુત્ર ધર્માવતાર હૈ, જુનાગઢવાસી નરસિંહ મહેતાકા અવતાર હૈ કલિયુગમેં લોગોંસે ભક્તિપંથ બતાનેકે વાસ્તે લિયે આયે હૈ" ત્યારથી બલવંત શાહને સમજાઈ ગયું કે— મારું અહોભાગ્ય છે કે આવો પુત્ર મારે ત્યાં પ્રગટ્યો છે ત્યારથી તેમણે લાલાજીને ભજનકીર્તન અને દાનસેવા કરવાની છૂટ આપી

## ઠાકોરને બ્રહ્મરાક્ષસનુ વળગણ ; લાલાજીનુ સંતજીવન અને સાયલામાં કાયમ નિવાસ

દિન પ્રતિદિન શ્રી લાલાજીની કીર્તિ ચારે દિશાએ પ્રસરવા લાગી અને એમની આસપાસ એક મોટુ અનુયાયી મડળ રચાયુ તેમને અનેક શિષ્ય અને શિષ્યાઓ હતા. એક વખત સાયલા ગામના ઠાકોરે પોતાને ત્યા પધારવા શ્રી લાલાજીને આમ ત્રણુ મોકલ્યુ ઠાકોરને બ્રહ્મ રાક્ષસ વળગ્યો હતો અને તેનુ જીવન બહુ જ દુ ખી થઈ ગયુ હતુ ઠાકોર જમવા બેસે કે ભોજન રક્ત અને માસમય થઈ જતુ હતુ. રાત્રે શાતિથી નિદ્રા પણ આવતી ન હતી ઠાકોરે સત લાલાજીને પોતાનુ દુ:ખ નિવેદન કર્યું અને કૃપાની યાચના કરી આથી લાલાજીએ સતોના ચરણ ધોઈ ઠાકોરના ભોજન પર ચરણામૃત છાટી ઠાકોરને જમવા કહ્યુ આમ થતા ભોજનમા કઈ જ વિકૃતિ જણાઈ નહી લાલાજી મહારાજે રાત્રે ભજનમા આકર્ષણ કરીને બ્રહ્મરાક્ષસને બોલાવ્યો અને સતોનુ ચરણામૃત પાઈને તેનો ઉદ્ધાર કર્યો. આ રીતે સાયલા ઠાકોરની મહાપીડા ટળી તેથી ઠાકોરે ખૂબ આગ્રહ કરીને શ્રી લાલાજી મહારાજને જમીન આપીને ત્યા સાયલામા રાખ્યા અને ત્યા એમને માટે મદિર બધાવી આપ્યુ અને સદાવ્રત ચાલુ કર્યું. ત્યારથી સાયલા એ લાલા ભગતનુ ગામ કહેવાય છે

## લાલાજીના જીવનમાં ચમત્કારિક ઘટનાઓ—
## મૃત પંખી સજીવન

એક વખત શ્રી લાલાજી મહારાજ સેવકોના આગ્રહથી વડોદરા પધાર્યા હતા ત્યા શહેરના ઘણા લોકો તેમના સત્સગ અને દર્શન માટે આવતા. ભાવિકો પ્રેમપૂર્વક લાલાજી સમક્ષ ફળફૂલ, દ્રવ્ય અને અન્ય ખાદ્યપદાર્થો ધરતા હતા લાલાજી આ બધુ સત સાધુઓને અને

લાવિકાને જમાડવામા વાપરી દેતા પણ જેનાકને અદેખાઈ આવવાથી એક નાસ્તિકે બે પખી મારીને લાલાજીની કસોટી કરવા માટે તેમની સમક્ષ મૂક્યા અને કહ્યુ —"તુ સિદ્ધ બનીને જગતને ઠગે છે બીજાના પૈસા હરી લે છે જો તારામા સત્ય હોય તો આ બે આડપ પાને જીવતા કર ' લાલાજી મહારાજે તરત પ્રભુનુ સ્મરણ કર્યુ અને પક્ષી જીવતા થઈ ઊડી ગયા તે નાસ્તિકે આ ચમત્કાર જોઈને મહારાજની માફી માગી લાલાજીએ તેને કહ્યુ કે—"હવેથી કોઈ નાવુનો દ્રૂપ ન કરવો, પુરુ ગ્વ, જીવહત્યા કદી ન કરવી એવુ વ્રત લ્યો તે માણસે તે પ્રમાણે વ્રત લીધુ આ વાત શ્રીમત ગાયકવાડ મહારાજ પાસે પહોચી તેથી શ્રીમત સયાજીરાવ મહારાજ પણ સતશ્રી લાલાજીના દર્શન કરવા આવ્યા અને તેમણે અતિ આગ્રહ કરીને લાલાજીને ' ડકો અને છડી ભેટ આપી તેમનુ બહુમાન કર્યુ

## શ્રી શેષશાયીની પ્રતિમા, અને વગર ઘોડે રથનુ પ્રયાણ— હલનચલન

વરોદનાથી સાયલા આ યા પછીથી શ્રી લાલાજીને પોતાની જગાના નારશાયી ભગવાનની પ્રતિમા પધરાવવાની ઇચ્છા થઈ તેજ રાત્રે સ્વપ્નમા શ્રી નારાયણે દર્શન આપ્યા અને કહ્યુ કે—' મારી પ્રતિમા દીવમા છે શ્રી લાલાજી તે પ્રતિમા લેવા પોતે દીવ ગયા, પણ દીવના અધિકારીએ કહ્યુ કે— ' જે રથમા તમે પ્રતિમા લઈ જવા માગો છો તે રથ પ્રતિમા સહિત ઘોડા વગર ચાલે તો પ્રતિમા ખુશીથી લઈ જાઓ લાલાજી મહારાજે પ્રતિમા રથમા પધરાવી શ્રીહરિનુ સ્મરણ કર્યુ તરત જ રથ ઘોડા વગર ચાલવા માડ્યો આ ચમત્કાર જોઈ ત્યાના રાજા અને પ્રજા ચકિત થઈ ગયા લાલાજી મહારાજ પ્રભુની પ્રતિમા લઈ સાયલા પધાર્યા

## ચમત્કારિક તુંબડી અને કમંડળમાંથી અખંડ ધારા ઘીનો પ્રવાહ

ત્યારબાદ વિ સં. ૧૯૧૪મા ઠાકોરજીની પ્રતિષ્ઠા કરીને શ્રી લાલાજીએ ભંડારો કર્યો તેમા દેશપરદેશથી અનેક સ ત મ ડળીઓ પધારી હતી. આયલાના મકાનો અને રસ્તાઓ માણસોના ઉતારાથી ભરાઈ ગયા હતા. ભજનની રમઝટ ચાલતી હતી. એવામા એક મહાત્માએ આવીને એક નાની તુબી ઘી ભરી આપવા માગણી કરી. આ તુંબડી આશ્ચર્યકારક હતી. ભંડારીએ કમંડળ ઉપર કમંડળ ઘી તુંબીમા રેડ્યુ, પણ તુંબી ભરાય જ નહીં ! આ વાત લાલજી મહારાજને કાને પહોચી એટલે પોતે સ્વયં લાલાજીએ હાથમા કમંડળ લઈને તુંબીપાત્રમા ઘી રેડવા માડ્યું. આશ્ચર્ય એ હતું કે "તુબી ભરાય નહીં અને કમંડળમાથી ઘી ખૂટે નહીં." લોકોના ટોળેટોળા આ આશ્ચર્યમય ઘટના જોવા ભેગા થયા હતાં. આખરે મહાત્માએ તુંબી અવેડામા ફેંકી દીધી અને લાલાજીને પગે પડ્યા અને બોલ્યા—"લાલ, તુજ પર નંદલાલ પ્રસન્ન હૈ" આવા લગભગ ૩૬૦ ચમત્કારો એમના જીવનમા બન્યા હતા.

## લાલાજીની અપૂર્વ સહનશીલતા અને ઉદારતા

શ્રી લાલાજી તિતિક્ષા અને ક્ષમાના મૂર્તિમંત અવતાર જેવા હતા. એક વખત તેઓશ્રી ભાવનગર નરેશના અતિથિ થયા હતા. શ્રી લાલાજીનાં દર્શનાર્થે દૂર દૂરથી મુમુક્ષુઓ અને સાધુઓ આવતા હતા. ત્યા એક ૨૦૦ સાધુઓની મંડળી આવી. કોઈએ લાલાજી પાસે વસ્ત્રની, કોઈએ પાત્રની, તો કોઈએ દ્રવ્યની માગણી કરી. લાલાજીએ સૌને કહ્યું—"આપ પહેલા પ્રસાદ લ્યો, પછી હુ આપની ઇચ્છા પૂરી કરીશ." આથી એક જટાધારી સાધુને ક્રોધ ચઢ્યો. તેણે લાલાજીને કહ્યું—'તું ભક્ત બની અમને ઠગે છે. પહેલા તું અમને દાન દઈ દે' એમ કહી તેણે લાલાજીને એક ચીપિયો લગાવ્યો. લાલાજીએ કહ્યું કે—'એક બીજો

પણ લગાવો. આ શરીર તમારા મારને માટે લાયક છે.' લાલાજીની આવી સહનશીલતાથી પેલો જટાધારી સાધુ આશ્ચર્યચકિત થઈ ગયો અને બન્ને સંતો એકબીજાને પ્રેમથી ભેટી પડયા. શ્રી લાલાજી આવા આર્દ્ર, ઉદાર, ક્ષમાશીલ, તિતિક્ષાવાન અને પ્રભુમાં અચલ શ્રદ્ધાવાન સંતપુરુષ હતા. નરસિંહ મહેતાની માફક પોતાના અનન્ય ભક્તિભાવથી તેમણે પ્રભુને પોતાના કર્યા હતા.

## શ્રી લાલાજીના સિદ્ધાંત અને સાધના

શ્રી લાલાજી નિરંતર પરમાત્મામાં તલ્લીન રહેતા અને પ્રભુની સાથે તાદાત્મ્ય અનુભવતા હતા. પોતાના પ્રત્યક્ષ ઉદાહરણથી તેઓ સૌને ઉપદેશ આપતા હતા કે—એક પરમાત્મા જ સત્ છે; અને બીજું બધું યે માયિક છે—ક્ષણભંગુર છે—અસાર છે. માટે માયિક ચીજો ઉપર વૈરાગ્ય લાવીને અંતરમાં પ્રભુ ઉપર અચલ શ્રદ્ધા રાખીને સાચ્ચા પ્રેમથી પ્રભુની અનન્ય એકનિષ્ઠ ભક્તિ કરવી જોઈએ. હરદમ હરિનામના જપથી ચિત્ત નિર્મલ અને નિશ્ચલ થાય છે; અને શુદ્ધ તથા એકાગ્ર ચિત્તમાં સતત આત્મચિંતનથી પ્રભુનું પ્રાકટ્ય થાય છે. અંતરમાં આત્મજ્યોતિ પ્રકટતાં દેહમાં તેમ જ વિશ્વમંદિરમાં સર્વત્ર આત્મભાવ પ્રકટે છે. આમ બાહ્યાંતર નિરંતર પ્રભુદર્શન થતાં માનવજીવન કૃતાર્થ થાય છે. માટે મુમુક્ષુએ અંતરમાં હરદમ હરિસ્મરણ કરવું અને બાહ્યમાં સૌ તરફ સમદષ્ટિ અને સમભાવ રાખી નિષ્કામ સેવામય જીવન ગાળવું જોઈએ. સત્સંગ અને સંતસેવા દ્વારા ગુરુગમ પ્રાપ્ત થતાં જીવનમાં પ્રેમ, પ્રજ્ઞાન અને સેવા અનુક્રમે આવે છે અને જીવન્મુક્ત દશાનો સ્વાનુભવ કરી શકાય છે. શ્રી લાલાજીના ઉપદેશનું આ જ હાર્દ હતું. વિ. સં. ૧૯૧૮માં તેઓશ્રી સમાધિસ્થ થયા હતા.

અનન્ય પ્રભુપ્રેમ દ્વારા દેહ પરમાત્મ પદને પામેલા શ્રી લાલાજી અર્વાચીન ગુજરાતના એક મહાન પ્રતાપી સંતપુરુષ હતા.

---

# શ્રી જલારામ

(ઈ સ ૧૮૦૦ — ૧૮૮૧)

## જન્મ : યોગભ્રષ્ટાત્મા અને સંતકૃપા પ્રસાદ

સૌરાષ્ટ્રની પવિત્ર ભૂમિમા ગોંડલ અને જેતપુર વચ્ચે આવેલા વીરપુર ગામમા લોહાણા જ્ઞાતિમા ઈ. સ ૧૮૦૦મા (વિ સ. ૧૮૫૬ના કારતક સુદ ૭ ને સોમવાર) શ્રી જલારામનો જન્મ થયો હતો તેમના પિતાનુ નામ પ્રધાન ઠક્કર અને માતાનુ નામ રાજબાઈ હતુ દંપતી ધર્મનિષ્ઠ હતા અને પતિપરાયણા શ્રીમતી રાજબાઈ સતસેવા બહુ ભક્તિપૂર્વક કરતા હતા એક દિવસ અયોધ્યા તરફથી રઘુવરદાસજી નામે સતમહાત્મા દશવીસ સાધુઓની મંડળીસહ દ્વારકાની યાત્રાએ નીકળ્યા હતા ફરતા ફરતા જૂનાગઢ જતા તે વીરપુર આવી પહોચ્યા અને ગામમા આવી પૂછપરછ કરી કે—"આ ગામમા કોઈ શ્રદ્ધાવાન ભક્ત રહે છે?" ત્યારે કોઈ માણસે મહાત્માને કહ્યું કે—"પ્રધાન ઠક્કરને ત્યા આપના ભોજન ઇત્યાદિનો પ્રબંધ થશે " આ વાત સાભળી મહંત રઘુવરદાસજી પોતાની મડળીસહિત માતા રાજબાઈને ઘેર ગયા રાજબાઈએ સૌનો પ્રેમપૂર્વક સત્કાર કર્યો આથી પ્રસન્ન થઈને સંતશ્રી રઘુવરદાસજીએ રાજબાઈને આશીર્વાદ આપ્યો કે—"માતા! તમારે ત્યા એક પુત્ર થશે અને તે મહાન ભક્ત થશે તે આખી ગુર્જર ભૂમિને પાવન કરી પ્રભુના ગુણગાનમા મસ્ત રહેશે, અને સાધુસંતને રોટલો આપી અમર નામના મેળવશે." મહાત્માજીના આ આશીર્વાદથી રાજબાઈને જે પુત્ર થયો તે જ સંતશ્રી જલારામ પોતે યોગભ્રષ્ટાત્મા હોવાથી નાનપણથી જ જલારામ અલૌકિક અને તેજસ્વી હતા. એક

વખત ગિરનાર તરફથી એક વૃદ્ધ સંત મહાત્મા માતા રાજબાઈને ઘેર આવી ચઢયા અને આવતાની સાથે જ માગણી કરી કે—"માતા ! તમારા બીજા પુત્રના મને દર્શન કરાવો" રાજબાઈએ મહાત્માને ભોજન લઈ વિશ્રાંતિ કરવા આગ્રહ કર્યો; પણ મહાત્માએ જણાવ્યું કે—તારા પુત્રના દર્શન સિવાય મને કઈ જ ઇચ્છા નથી. યોગીહઠ આગળ લાચાર બની વિચારમગ્ન અવસ્થામા માતાજી ઊભા હતા એટલામા પ્રભુકૃપાથી રમતા રમતા ત્યા જલારામ આવી ચઢયા, અને મહાત્માને દડવત્ પ્રણામ કર્યા જલારામને જોઈ ને મહાત્માએ પૂછયુ કે—"કયુ બચ્યા, મેરેકુ પિછાનતે હો ?" બાલક જલારામે સ્મિત કર્યું. પુન દડવત્ પ્રણામ કર્યા અને હાથ જોડી મસ્તક નમાવ્યુ એટલે મહાત્મા તુરત જ ત્યાથી અદશ્ય થઈ ગયા આ બનાવ પછી જલારામને જાણે પૂર્વજન્મનુ જ્ઞાન થઈ ગયુ હોય એમ તેમના દિલની દશા જ બદલાઈ ગઈ ટાલતા ચાલતા, બેસતા-ઊઠતા હરદમ રામનામ, રામધૂન અને રામભજનમા જ તેઓ મસ્ત રહેતા હતા એમના પિતાએ એમને યજ્ઞોપવીત સસ્કાર કરાવી જમદગ્નિ પાસે આરકોટ ગામના પ્રાગજી બોમૈયાની દીકરી વીરબાઈ સાથે લગ્નસબધ કર્યો લગ્નબધની વાત જાણવામા આવતા નાખુશ થઈ શરમાળ મુખથી પિતાજીને જલારામજીએ કહ્યુ કે—"આપે મને આ સસારની ઘટમાળમા શા માટે જોડયો ?" ત્યારે તેમના કાકા વાલજીભાઈએ જલારામને ગૃહસ્થાશ્રમના ધર્મ સમજાવ્યા આ સાભળી જલારામજી બોલ્યા, "ઠીક, જેવી તમારી સૌની અને મારા રામની મરજી"

## દાનવૃત્તિથી પિતાથી અલગ, કાકાગૃહે નિવાસ, અને વૈરાગ્ય

લગ્ન થયા પછી જલારામજી પિતાજીની દુકાને બેસવા લાગ્યા, પણ પોતે ભક્ત હોવાથી જે કોઈ સાધુસત આવે તેને કઈ ને કઈ દુકાનમાથી આપી દેતા હતા તેમના પિતાજીથી જલારામનુ આ 'અપલક્ષણુ'

સહન થઈ શક્યું નહીં અને તેથી તેમને પોતાથી જુદા કર્યા જુદા થયા પછી જલારામજી એમના કાકા સાથે રહેવા લાગ્યા કાકાની દુકાનમાંથી પણ જે કોઈ સાધુસંત આવે તેમને જોઈતી ચીજ તેઓ આપી દેતા હતા એટલે પડોશના એક વાણિયાએ જલારામના કાકાને ફરિયાદ કરી કે—"જલારામ તમારી દુકાન ઉપડાવશે " પરંતુ વાલજીકાકા પ્રત્યક્ષ પ્રમાણ સિવાય એ વાત માનતા નહીં એક વખત જલારામે સાધુમંડળીને ભોજન માટે એટલો બધો સામાન આપ્યો કે તે સાધુથી સામાન નહિ ઊપડતા પોતે ઘી ગોળ લઈને સાધુ સાથે મૂકવા ગયા વાણિયાએ આ વાત વાલજી કાકાને કરી એટલે તે વાણિયો, વાલજી કાકા અને ગામના અન્ય બેપાંચ જણ સાધુમંડળી સાથે જતા જલારામની પછવાડે ગયા, અને છેટેથી જલારામને બૂમ મારી ઊભા રાખ્યા કાકાએ જલારામને પૂછ્યું "જલીઆ, આ ફાળિયામાં શું બાંધ્યું છે? જલારામે કહ્યું—"કાકા, છાણાં સિવાય બીજું બાળવાનું શું હોય?" એમ કહી ફાળિયું છોડ્યું તો ખરેખર છાણાં દેખાયાં અને ઘીના લોટામાંથી ધાર કરતાં પાણી જોયું આ ચમત્કારથી સૌ ઝંખવાણા પડી ગયા અને ગામમાં પાછા આવ્યા સાધુમંડળીએ "જલીયાની જે" બોલાની પ્રેમથી ભોજન કર્યું.

## મનશમન માટે યાત્રા અને ગુરુદીક્ષા, સ્વતંત્ર ગૃહજીવન અને સદાવ્રત

આ બનાવ પછીથી જલારામનું દિન સંસાર ઉપરથી ઊઠી ગયું અને પોતે મનની શાંતિ માટે ૧૮ વર્ષની ઉમ્મરે યાત્રા કરવા નીકળી પડ્યા બે વરસ સુધી યાત્રાધામોમાં ફરીને વીરપુર આવીને જુદો આશ્રમ બાંધીને તે રહેવા લાગ્યા જલારામ અને તેમના પત્ની—બન્ને મજૂરી કરવા લાગ્યા, અને મજૂરીથી ૪૦ માપ દાણા ભેગા થતા આટલા બધા દાણા પોતાને વધુ પડતા લાગવાથી આંગણે જે કોઈ ભૂખ્યું આવે તેને

"રોટલો' આપવાનું વ્રત લીધું; અને ફતેપુર (અમરેલી)ના ભોજલરામને ગુરુ કરીને તેમની દીક્ષા લીધી. ગુરુદેવ પાસે પોતાની સદાવ્રત આપવાની ઇચ્છા દર્શાવી. આથી ત્રિકાળદર્શી સંતશ્રી ભોજલરામે જલારામને આશીર્વાદ આપ્યા અને કહ્યું કે—તારી ત્યાગવૃત્તિથી હું બહુ રાજી થયો છું. તું ખુશીથી સદાવ્રત બાંધ. મારા હૃદયના આશીર્વાદ છે. આમ વીસ વર્ષની ઉમ્મરે જલારામજીએ પોતાને આંગણે સાધુસંત અને ગરીબગુરબાને સદાવ્રત આપવાનું શરૂ કર્યું.

## જલારામની કસોટી; ધર્મપત્નીનું દાન

સદાવ્રત શરૂ થતાં સાધુસંતો ખૂબ પ્રમાણમાં આવવા લાગ્યા મજૂરી કરવા છતાં અનાજ પૂરું થતું નહીં. તેથી વીરબાઈના દાગીના વેચી નાખ્યા; પણ સદાવ્રત ચાલુ રાખ્યું. આવા અડગ નિશ્ચયથી પ્રભુકૃપા થતાં ગામમાં જલારામની માનતા-બાધાઓ ચાલવા લાગી; અને માંદા હોય તો તે સાજા થતા હતા. આમ માનતા સફળ થવાથી ઉપકૃત માણસો અન્નક્ષેત્રમાં દાણાદૂણી અને રોકડ રકમ આપવા લાગ્યા આ અરસામાં એક વખત એક વૃદ્ધ સાધુ જલારામના આશ્રમમાં આવ્યા અને પોતાની સેવા કરવા માટે જલારામના ધર્મપત્નીની માગણી કરી. આથી સૌને આશ્ચર્ય થયું; પણ વચન આપ્યા પછી વચનપાલનમાં અડગ રહેનાર જલારામજીએ પ્રેમપૂર્વક આદેશ આપીને પોતાના પત્નીને વૃદ્ધ સાધુ સાથે વિદાય કર્યાં. પતિપરાયણા સાધ્વી વીરબાઈ માતા પણ પતિની આજ્ઞાને શિરસાવંદ્ય ગણીને સાધુ સાથે ગયા. ગામથી ત્રણેક માઈલ દૂર ગયા હશે ત્યાં સાધુએ વીરબાઈને "ઝોળી-ધોકો" આપી કહ્યું કે— "હું જંગલ જઈ હમણાં આવું છું." એમ કહી પોતે અદૃશ્ય થઈ ગયા. ઘણીવાર થઈ પણ સાધુ નહીં આવવાથી માતાજી રોવા લાગ્યા. એટલે આકાશવાણી થઈ કે— "ધન્ય છે સતી તમને અને તમારા પતિને. તમે મારી કસોટીમાંથી પાર ઊતર્યાં છો હવે આ

ઝોળી ધોકાનુ પૂજન કરજો અને ભૂખ્યાને ટુકડો આપતા રહેજો કોઈ વાતની ન્યૂનતા તમને રહેશે નહી " પછીથી માતાજીના સામૈયા થયા અને માતાજી ગામમા પધાર્યા હજીપણ જલારામ આશ્રમમા એ ઝોળીધોકાની પૂજા-સેવા કરવામા આવે છે આ બનાવ પછીથી જલારામજીની ખ્યાતિ જનતામા ખૂબ જ વધી ગઈ સૌને એમ લાગ્યુ કે- " જલા સો અલ્લાહ ' અને " જીસ્કુ ન દેવે અલ્લાહ ઈસકુ દેવે જલા. ' આવી માન્યતા પ્રસરવાથી આમવર્ગ ઉપરાંત રાજા-મહારાજાઓ પણ જલારામજીના દર્શનાર્થે આવતા હતા અને અન્નક્ષેત્રમા ઉદારતાથી સર્વ પ્રકારની મદદ આપતા હતા આમ અન્નક્ષેત્રમા અન્નપૂર્ણા પ્રસન્ન હોય એમ ભંડાર ભરપૂર રહેતો હતો અને સદાવ્રત અખંડિત રીતે ચાલતુ હતુ અને હજીપણ ચાલે છે ખરેખર આ પ્રભુકૃપાનુ જ ફળ છે.

## જલારામના પરચાઓ

દિનપ્રતિદિન શ્રદ્ધાળુઓને જલારામના નામથી અનેક ચમત્કાર અને પરચાઓનો અનુભવ થતો હતો કહેવાય છે કે રાજકોટ દરબારના આરબો નોકરી માટે જૂનાગઢ જતા હતા રસ્તામા તેમણે પખીઓ મારીને હમાચામા ભર્યા હતા વીરપુર આવતા જલારામજીના આશ્રમમા રોટલા ખાવા આવતા જલારામજીએ હમાચાને લાકડી અડકાડતા પખીઓ જીવતા થઈને ઊડી ગયા વળી અનપૂર્ણા પ્રસન હોવાથી જલારામજી થોડી રસોઈમા સે કડો અને હજારો માણસોને જમાડતા હતા આથી ભાવિકો ગામેગામ તેમની પધરામણી કરતા હતા વળી પોતાના એક ભક્તના મરણ પામેલા પુત્રને પણ તેમણે સજીવન કર્યો હતો આવા અનેક ચમત્કારો તેમના જીવન દરમ્યાન બનતા હતા , અને હજી પણ બને છે આવા પરચાઓની નોધ તેમના બૃહતજીવનમા છે, અહી તો માત્ર એકબે ઉદાહરણો જ આપ્યા છે પોતાના ઉત્તરાધિકારી તરીકે જલારામજીએ પોતાના દૌહિત્ર હરિરામને મનથી પસદ કર્યા હતા.

હરિરામજી એક વખત પારીકૃત સર્વિ શાળામા જતા હતા બાપાએ હરિરામને પોતાની પાસે બોલાવીને પોતાના મુખમાથી પ્રસાદ કાઢી હરિના મુખમા મૂક્યો અને આશિર્ આપી કહ્યુ — "જાવ બેગ હરિ, હવે નિશાળે જવાની જરૂર નથી આ બનાવ પછી હરિરામને અઠે 'દીવા' થતા—તેમનુ જ્ઞાનચક્ષુ ઉઘડી ગયુ હરિરામજી પ્રબુદ્ધ થયા હતા

## શ્રી જલારામજીની સમાધિ ; ઉત્તરાધિકારી શ્રી હરિરામજી ; અને હાલ શ્રી ગિરધરરામજી

ઈ સ ૧૮૮૧મા (વિ સ ૧૯૩૭ના મહા વદ ૧૦) ૮૧વર્ષની ઉમ્મરે શ્રી જલારામજી સ્વરૂપાવસ્થાન પામ્યા હતા શ્રી જલારામજી પછી તેમના ઉત્તરાધિકારી તરીકે હરિરામજીએ એ મોટો સતમેળો ભરેલો જેમા એક લાખ સાધુઓ પધાર્યા હતા, અને ભક્ત સાત્વીઓએ ત્રણ દિવસ સુધી આ મેળાની વ્યવસ્થા રાખી હતી શ્રી હરિરામજી પણ પોતાના વિદેહ થતા તેમના વરસ ધર્મમૂર્તિ શ્રી ગિરધરરામજી સતશ્રી જલારામની જગ્યાને ટાન દીપાવતા રહ્યા છે આજે પણ અન્નક્ષેત્ર અખંડિત રીતે ચાલુ જ છે જલારામ આશ્રમમા રામનવમી, જન્માષ્ટમી અને જલારામજયતીના પ્રસગો ઘણા જ ભાવથી ઉજવવામા આવે છે અને હજારો ભાવિકો આ મેળે ઉત્સવમા ભાગ લેવા વીરપુર આવે છે

## સિદ્ધાંત-સાધના ; નિષ્કામ સેવા દ્વારા "અહં"નો હરિમાં વિલય

સતશ્રી જલારામજીના પરમાર્થી જીવનની આરતી ઝાખી કરીને હવે આપણે તેમના સિદ્ધાત—સાધના વિષે વિચારણા કરીશુ શ્રી જલારામજીએ કોઈ સાહિત્યસર્જન કર્યું નથી અને 'જલારામ ભજનાવલી'મા માત્ર જલારામજીના ગુણગાન કરવામા આવ્યા છે સ્વય જલારામજી તો હરદમ 'રામનામ'નો જપ કરતા હતા અને સર્વાત્મભાવે

સૌને રામની મૂર્તિ ગણીને અન્નજળથી સતોષતા હતા તેઓ સૌને દાન દયા અને દીનતા ( ત્ર દ દ ) રાખી પ્રભુભજન કરવાનો બોધ આપતા હતા સતશ્રી તુલસીદાસજીના ઉપદેશ— "દેનેકુ ટુકડ ભલા, લેનેકુ હરિનામ ' અનુસાર તેઓશ્રી સૌને કહેતા હતા કે— આ સસારમા સારમા સાર વસ્તુ એક હરિનુ નામ છે માટે તે હૃદયમા કોતરી રાખવુ જોઈએ, અને સર્વાત્મભાવે વ્યાપક પ્રભુની એટલે પ્રાણી માત્રની 'મનસાવાચાકર્મણાયક્ષુધા સેવા કરવી અને કોઈ જીવને આપણાથી ઈજા થાય નહી એવા સયમથી વર્તવુ આમ સયમ, સેવા અને સ્વાર્પણ દ્વારા (સસસ) પોતાનુ 'નાનુ અહ ' હરિમા ઓગાળી નાખવુ એ શ્રી જલારામજીનો આત્મસિદ્ધિ માટેનો સાધનામાર્ગ હતો "પ્રભુ સાચ્ચો અને જગત્ જૂઠુ " ( ब्रह्मसत्य–जगत् मिथ्या । ) એવી એમની દૃઢ સમજણ હતી આથી આ સસારમા રહેવા છતા તેઓ નિર્લેપ હતા અને તેમનુ અખિલ જીવન પરમાર્થી હતુ સતશ્રી કબીર સાહેબ સતના **લક્ષણ ચતુષ્ટય** ગણાવે છે—

> 'આપા તજે હરિ ભજે, તનમન તજે વિકાર,
> સબ જીવસે' નિર્વૈર રહે, સાધુમતા હૈ સાર "

## શ્રી જલારામજીમાં સંતલક્ષણ ચતુષ્ટય; અને ત્રિવેણીસગમ

શ્રી જલારામજીમા આ લક્ષણ ચતુષ્ટય હતા ભગવાન શકરાચાર્યના શબ્દોમા જોઈએ તો સતમા— "મનોનાશ, વાસનાક્ષય અને તત્ત્વજ્ઞાન" આ ત્રિવેણીનો સગમ જોઈએ हरिरेव जगत्, जगदेव हरि એ સૂત્રાનુસાર તેનામા સર્વાત્મભાવ હોવો જોઈએ આ દૃષ્ટિએ વિચારીએ તોયે શ્રી જલારામજી સતપુરુષ હતા એમ નિ સદેહ સિદ્ધ થાય છે શ્રી જલારામજીને— પુત્રૈષણા, દારૈષણા, વિત્તૈષણા, લોકૈષણા, શાસ્ત્રૈષણા અને મોક્ષૈષણા—આ છ એષણાઓમાથી એક પણ એષણા કે વાસના

ન હતી, અને હંમેશ હરિભજનમા લીન રહીને નિષ્કામભાવે સૌની નમ્રતાભાવે સેવા કરતા હતા તેમનુ અખિન જીવન પરમાર્થી હતુ અને તેથી અન્નપૂર્ણા જેવી સિદ્ધિઓ પણ તેમને વરી હતી ભગવાન શકરાચાર્યજીએ જેમ તોટકાચાર્યને પ્રબુદ્ધ કર્યા હતા, તેમ શ્રી જલારામજીએ હરિરામજીને પ્રબુદ્ધ કર્યા હતા વળી અન્નપૂર્ણાની કૃપાથી તેઓ થોડી વસ્તુમા અનેકને સતોષ આપી શકતા હતા

અત્યારે વીરપુર ગામની જલાભગતની જગ્યા આખા સૌરાષ્ટ્રમા મશહૂર છે રોજ ભગતની જગ્યાએ સેકડો લોકો યાત્રાએ આવે છે. ગમે તે આવે તેને મફત ખાવાનુ મળે છે આસપાસના ગામોના લોકો જલભગતની જગ્યા માટે અનાજ, ઘી, તેલ બધુ પૂરુ પાડે છે જગ્યા ઉપર બાગ નિવાસસ્થાનો છે મદિર પાસે જ જલાભગતની તથા તેમના પત્ની વગેરેની સમાધિઓ આવેલી છે જલાભગતની માનતા હિન્દ, બર્મા, ચીન, જાપાન, અમેરિકા જેવા પ્રદેશોના હિન્દીઓ, પારસીઓ વગેરે ખૂબ કરે છે, અને જલાભગતના ફોટાઓ તેઓ પોતાની પાસે રાખે છે જલાભગતનુ વિસ્તૃત જીવનચરિત લખવામા આવ્યુ છે જલારામભગતના વારસોએ મોટી રકમો દાનમા આપેલી છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે શ્રી જલારામજી ખરખર જ એક સિદ્ધ કોટિના પરોપકારી આત્માનુભવી સતપુરુષ હતા

# શ્રી ઈશ્વરરામજી

(ઈ. સ. ૧૭૮૯ — ૧૮૯૭)

## જન્મ અને ઉચ્ચ સંસ્કાર

ઈશ્વરરામજીનો જન્મ ભાનુશાલી કટારમલ કુલમા કચ્છના નાદરા ગામે ઈ. સ ૧૭૮૯મા થયો હતો. એમના પિતાનુ નામ હંસરાજ અને માતાનુ નામ કુંવરબાઈ હતુ. પિતાનો ધંધો ખેતીનો હોવાથી તે રાત-દિવસ ખેતીના કામમા રચ્યાપચ્યા રહેતા. માતા અને પિતા બન્ને અતિ દયાળુ અને પવિત્રાત્મા હતા માતાપિતાના ઉચ્ચ સંસ્કારો ઈશ્વરરામજીમા ખૂબ વિકાસ પામ્યા હતા. બાલ્યાવસ્થાથી જ એમની બુદ્ધિ તીવ્ર, વાણી મધુર અને વ્યક્તિત્વ તેજસ્વી હતું. નાની વયથી જ એમને ભક્તિનો રંગ લાગી ગયો હતો. રમત કરતા પણ એ રામનામનુ રટન કરતા.

## કચ્છમાં દુષ્કાળ અને સિંધમાં આગમન : વૈરાગ્ય અને દીક્ષા

ઈશ્વરરામજીની ઉમ્મર પાચસાત વર્ષની થઈ ત્યા તો કચ્છમા મહા દુષ્કાળ પડયો. આથી આ ગરીબ કુટુંબ કચ્છને છેલ્લી સલામ કરીને સિંધના ભુરડા ગામમા આવીને વસ્યુ. પણ અહી આવ્યા પછી ઈશ્વરરામજીના માતાપિતા ઉભયનો દેહાત થયો આથી ઈશ્વરરામજી પરભોમમા અંદર સૂકા બાવળના ઠુંઠા જેવા એકલવાયા બની ગયા. એમની દેરાઈએ એમને મોટા કર્યા. એક વખત ખેતીનુ કામ કરતા એમનો પગ ભાગ્યો. આથી કામકાજ કરવામા તેમ જ હાલવામા તેમને તકલીફ પડવા લાગી. એમના દેરાઇબા એમને રાજી કરવાના વિચારથી એમના સગપણની વાતો કરવા લાગ્યા. આ ઉપાધિમાથી છૂટવા તેઓ ઘરનો ત્યાગ કરી માનુઓની એક

જમાત આથે લગડાતે પગે કચ્છ તરફ ઊપડી ગયા હેમના આવીને તેઓ પ્રજ્ઞાચક્ષુ ક્ષેમસાગરજીના ચેલા બન્યા અને ગુરુસેવા કરવા લાગી ગયા. તેઓ સેવાભાવી હોવાથી આખા દાગના ભડાનાનુ કામ તેમણે ઉપાડી લીધુ. ગુરની આથે તેઓ પ્રવાસમા પણ જતા

લગભગ વીસ વર્ષ જેટલો સમય કાનપુરમા પસાર કરીને ઈશ્વરનામજીએ કચ્છનો પ્રવાસ શરૂ કર્યો

## સંતજીવન

એમની નિસ્પૃહતા અને ભક્તિ અદ્ભુત હતા. આથી જે ગામે એ પધારતા તે ગામના લોકો પોતાને ભાગ્યશાળી માનતા. પોતે વિશાળ હૃદયના હોવાથી એમને અમુક ધર્મ કે સપ્રદાય પ્રતિ કશો ભેદભાવ ન હતો. સમસ્ત વિશ્વને તે બ્રહ્મસ્વરૂપે જોતા. એમની નમ્રતા એટલી હતી કે તે પોતાના શિષ્યોને પણ માનથી બોલાવતા. તેઓ સૌને ઈશ્વરભજન કરવા અને માનવસેવા કરવા ઉપદેશ આપતા હતા. પોતે કહેતા કે— "ભાઈ, સંસાર તો દુ:ખરૂપ જ છે, એમા સુખ દુ ખની ઘટમાળ ફરતી જ રહે છે. માટે દુ:ખ આવે તો હિંમત નહિ હારતા શાંતિ રાખી સહન કરવુ, એ જ ડાહ્યા માણસનુ કામ છે." મહારાજની એક શિષ્યા રુકિમણિબેન નામે હતા, તે વખત જતા "સાધ્વી મૈયા" નામે આખા કચ્છમા પ્રસિદ્ધ થયા હતા. એમનુ આખુ જીવન પ્રભુભક્તિ અને સમાજસેવામા વીત્યુ હતુ. સાધ્વી મૈયાએ મંજલ ગામે શ્રી ઈશ્વરનામજીના નામથી એક કન્યાશાળા અને વિધવા આશ્રમ ખોલ્યા હતા અને દુ ખી બહેનોને સાચો રાહ બતાવતા રહ્યા હતા. કચ્છના વાઢાય ગામે શ્રી ઈશ્વરરામજીએ પોતાનો આશ્રમ સ્થાપ્યો હતો. એ ગામ 'ઈશ્વરનગર' તરીકે ઓળખાય છે. ઈશ્વરનામજી એક બ્રહ્મનિષ્ઠ અને મગળ સ્વભાવી સતપુરુષ હતા. ૧૦૮ વર્ષનું લાંબુ આયુષ્ય ગાળીને તેઓ ઈ.સ. ૧૮૯૭મા

બ્રહ્મનિર્વાણ પામ્યા હતા. અહીં એક શિખરબંધ ભવ્ય મંદિર બનાવવામાં આવ્યું છે.

### સિદ્ધાંત અને સાધના, આત્મભાવે સેવા, અહંનાશ અને પ્રભુપ્રાપ્તિ

શ્રી ઈશ્વરરામજીના જીવનની આટલી ઝાંખી કરીને હવે તેમના સિદ્ધાંત અને સાધનાની અહીં વિચારણા કરીશું. ઈશ્વરરામજી પોતાના ભજનમાં કહે છે કે—

તું તો થા મા શકટનો શ્વાન, નથી હાથ તારે રે,
શું ભાર ઉપાડે ભૂર, લાગી ખોટ લારે રે.

*    *    *

તું તો ખરચી લેને ખૂબ, દીધુ છે દયાળે રે,
એ તો આકડા કેરા તૂલ, ઊડી જાશે કાલે રે.

*    *    *

માટે સાચો કરજે સ્નેહ, સદ્દગુરુ સાથે રે,
તારે તુરત તર્યાનો ઉપાય, રચ્યો છે નાથે રે.

(કચ્છના સંતો અને કવિઓ, પૃ. ૧૧૭)

ઉપરનાં અવતરણો ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે તેઓશ્રી આત્માનુભવ માટે અહંનાશ, સેવાધર્મ અને ઈશ્વરભજનને ખાસ મહત્ત્વ આપતા હતા. તેમના સંતજીવન ઉપરથી તેમ જ તેમના સિદ્ધાંત અને સાધનામાર્ગ ઉપરથી સહજ સિદ્ધ થાય છે કે તેઓશ્રી એક ઉચ્ચ કોટિના સંતપુરુષ હતા.

# શ્રીમન્ નૃસિંહાચાર્યજી

( ઈ. સ. ૧૮૫૩—૧૮૯૭ )

## જન્મ, વિદ્યાભ્યાસ; અને ભક્તિપરાયણતા

શ્રીમન્ નૃસિંહાચાર્યજીનો જન્મ ઈ. સ. ૧૮૫૩માં નવેમ્બરમાં (વિ. સં. ૧૯૧૦ના કાર્તિક કૃષ્ણ ચતુર્દશીના રોજ) બારડોલી તાલુકાના કડોદ ગામમાં એક સંસ્કારી નાગર કુટુંબમાં થયો હતો. પિતા દુર્લભરામ અને માતા મહાલક્ષ્મીનું દિવ્ય બાળક તે શ્રી નૃસિંહાચાર્યજી. પોતે ગર્ભયોગી હોવાથી બાળપણથી જ તેમનું હૈયું હરિરંગી હતું. વિશેષમાં ભક્તિના સંસ્કાર કુમાર નૃસિંહને વારસામાં મળ્યા હતા. બાળપણથી જ પિતાની પ્રેરણાનુસાર તેઓ પરમાત્માના મંગલમય નામોનું ઉચ્ચારણ કરતા અને કોઈ કોઈ પ્રસંગે તો ભજનો પણ ગાતા. એમની ગ્રહણ અને ધારણ શક્તિ અલૌકિક હતી; આથી પિતાની છત્રછાયા નીચે તેમણે લેખન, વાચન અને ગણિતનું પ્રાથમિક શિક્ષણ (The 3 R's) સ્વગૃહે જ પૂર્ણ કર્યું હતું. પછીથી સુરતમાં પ્રાથમિક કેળવણી લીધા બાદ તેમણે અઢી વર્ષ અંગ્રેજી શિક્ષણ પણ લીધું હતું; પણ તેમનું ચિત્ત પ્રથમથી જ અધ્યાત્મવિદ્યા તરફ વળ્યું હતું; અને ધ્યાનસ્થ દશામાં સહજ આવી જતા. આથી સુરતમાં વિદ્યાભ્યાસકાલે ગંગાદત્ત શુકલ પાસેથી યજુઃ સંહિતા, ભૂમાનંદ સ્વામી પાસેથી વેદાંત અને મધુસૂદન સ્વામી પાસેથી મંત્રપ્રયોગનું અધ્યયન કર્યું હતું. પરંતુ પાછળથી કોઈ પણ શાસ્ત્રગ્રંથનું અધ્યયન કરવાની વૃત્તિ તેમનામાં ન હતી, કારણ કે તેમનું જ્ઞાન ગ્રંથાધ્યયનના ફલરૂપ કરતાં વિશેષતઃ પ્રજ્ઞાનઘન ચિદાત્માના આવિર્ભાવરૂપ હતું. તેઓશ્રી જન્મથી જ મહાન હતા અને તેમનો યોગાભ્યાસ અને મંત્રસિદ્ધિ ઉત્તમ કોટિના હતા

## ગૃહીજીવન; અને નૃસિંહાશ્રમ અધ્યાત્મ-સંસ્કૃતિનું કેંદ્ર

વિદ્યાભ્યાસ પૂર્ણ કરીને યોગ્ય વયે તેમણે લગ્ન કર્યું હતું, પણ પ્રથમ બે સ્ત્રી એક પછી એક મૃત્યુ પામવાથી તેમણે ત્રીજીવાર લગ્ન કર્યું હતું, અને વાસ્તવ ગૃહીજીવનનો આરંભ તો રુક્મિણીદેવી સાથેના તૃતીય લગ્ન પછી જ થયો હતો. રુક્મિણીદેવીના બે પુત્રો તે સ્વ. શ્રી ઉપેન્દ્રાચાર્યજી (જન્મ ઈ. સ. ૧૮૮૫) અને વિદ્યમાન શ્રી સુરેશ્વરાચાર્યજી (જન્મ ઈ. સ. ૧૮૯૭). ગૃહસ્થાશ્રમમાં રહીને તેઓ આત્મસાધના સાધીને તેઓ આત્મસિદ્ધિની પરાકાષ્ઠાએ પહોંચ્યા હતા. પ્રાચીન કાળમાં આચાર્યો ગૃહસ્થાશ્રમમાં રહીને સાધકોને કેવી રીતે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપતા હશે એનો ખ્યાલ તેમના જીવન ઉપરથી આપણને આવી શકે છે. તેમનું ગૃહ 'નૃસિંહાશ્રમ' આખા ગુજરાતમાં સંસ્કૃતિનું ધામ બની ગયું. અનેક સજ્જનો અને સન્નારીઓ તેમના સત્સંગમાં આવતા, અને કેટલાક તો તેમના શિષ્ય-શિષ્યાઓ બની ગયા હતા.

## બ્રહ્મચારી મોહનલાલજીનો સંપર્ક; અને યોગક્ષેમ વહન કરે એવા બે શિષ્યો : શ્રી કંથારીઆ અને શ્રી વિશ્વવંદ્ય

પોતાના સુરતનિવાસ દરમ્યાન તેઓ જીતામુનિનારાયણના શિષ્ય બ્રહ્મચારી મોહનલાલજીના ગાઢ સંપર્કમાં આવ્યા હતા અને તેમને ગુરુવત્ માન આપતા હતા. વસ્તુતઃ તેમના સાચ્ચા સદ્ગુરુ તો અંતસ્થ પરમાત્મા જ હતા. ઈ. સ. ૧૮૭૫માં નોકરીની ફેરબદલી થવાથી તેઓ સુરતથી વડોદરા પાસેના નિઝામપુરામાં આવીને રહ્યા હતા. અહીં નિઝામપુરામાં તેમના કીર્તનરસથી મુગ્ધ થઈને અનેક મુમુક્ષુઓ દર્શન સમાગમ માટે આવતા. એમની મુખમુદ્રા ઉપર બ્રહ્મતેજ વિલસતું હતું. અહીં તેમના પ્રથમ શિષ્ય શ્રી ત્રિકમલાલ કંથારીઆએ તેમના

રહેન નનુ બહિરંગ કાર્ય ઉપાડી લીધુ શ્રી કચારીઆએ સર્વસ્વ ત્યાગીને ગુરુકુળમા જ રહીને આચાર્યશ્રીની આમરણાન્ત સેવા કરી જીવન સફળ કર્યું. આવી જ રીતે તેમને પૂર્વજન્મના સસ્કારથી શ્રી છોટાલાલ માસ્તર ("શ્રી વિશ્વબંધુ") નામે દ્વિતીય અને પટ્ટશિષ્ય મળી ગયા શ્રી વિશ્વબંધુ ગુરુદેવનુ અતરંગ કાર્ય ઉપાડી લઈને આત્મસિદ્ધિ પ્રાપ્ત કરી હતી પખીની બે પાખ સમાન આવા ભાવનાશાળી બે શિષ્યોની સહાયથી શ્રી નૃસિંહાચાર્યજીની કીર્તિ વડોદરામા સર્વત્ર અને ધીમેધીમે આખા ગુજરાતમા પ્રસરવા લાગી ધીમેધીમે નોકરી ભગવત કાર્યમા વિઘ્નરૂપ જણાયાથી તેમણે નોકરીનુ રાજીનામુ આપી દીધુ, અને પોતાના વરોડના શિષ્યોના આગ્રહથી વરોડગામા પોતાનુ ઘર રાખીને રહ્યા અહીં વરોદગામા તેમના એ શિષ્ય શ્રી ઈશ્વરભાઈએ તેમના ગૃહનુ અર્થતત્ર ઉપાડી લીધુ આમ યોગક્ષેમની બાબતમા નિશ્ચિંત થવાથી તેઓશ્રી અહર્નિશ અલમસ્ત બ્રહ્મદશામા મસ્ત રહેતા અને સત્સંગમા આવનારને અધિકારાનુસાર બોધ આપતા

## શ્રેયસ્ સાધક અધિકારીવર્ગની સ્થાપના: ધ્યેય અને આચાર્ય

દિનપ્રતિદિન સાધકોની સખ્યામા ખુબ વૃદ્ધિ થવાથી વ્યવસ્થિત ધર્મશિક્ષણ અને ધર્મપ્રચારના હેતુથી તેમણે શ્રી વિશ્વબંધુની પ્રેરણાથી ઈ. સ ૧૮૮૨મા શ્રેયસ્ સાધક અધિકારીવર્ગની સ્થાપના કરી શ્રેયસ્ સાધક એટલે રૂઢાર્થમા તેમની દીક્ષા દ્વારા સત્સબંધ પામેનાઓ, અને વ્યાપક અર્થમા શ્રેયસ્ જેનુ ધ્યેય છે તે સર્વ આ વર્ગનુ મુખ્ય ધ્યેય દીક્ષા, સદુપદેશ, પ્રત્યક્ષ ઉદાહરણ અને સાન્નિધ્ય દ્વારા સાધકને મુક્તપદનો સ્વાનુભવ કરાવવાનુ છે આ વર્ગ કોઈ નવીન પથ કે સપ્રદાય નથી, પણ સનાતન ધર્મને અધિકારાનુસાર સમજાવનાર અને મુમુક્ષુને પ્રેરણા આપનાર એક ધાર્મિક સસ્થા છે આ વર્ગના પ્રથમ આચાર્ય શ્રીમન્

નૃસિંહાચાર્યજી હતા આ વર્ગ તરફથી પ્રતિવર્ષ ફાગણ માસમા એક સપ્તાહ ' સ ધના સમાગ મ ' યોજવાની વ્યવસ્થા શ્રી વિશ્વવદ્ય કરેલી હતી આમા સૌ સાધકો એક સપ્તાહ પર્ય ત સાધના, ભજન, કીર્તન, વ્યાખ્યાન વગેરે દ્વારા અલૌકિક હરિરસનુ પાન કરતા આ ઉપરાત જનસમાજના સર્વ પ્રકારના મનુષ્યોને જ્ઞાનપ્રકાશ આપવાના હેતુથી શ્રીમન્ નૃસિંહાચાર્યજીએ સાહિત્યસર્જન પણ કર્યુ છે તેમના મુખ્ય ગ્ર થો નીચ પ્રમાણે છે— ( ક ) પદ્ય-શ્રી નૃસિંહ વાણીવિલાસ, અનુભવ પ્રદીપ, ( ખ ) નાટક-સુરેશચરિત, ( ગ ) ગદ્ય- શ્રી સિદ્ધાતસિંધુ, શ્રી ભામિનીભૂષણ, શ્રી સદ્બોધ પારિજાતક, શ્રી પ ચવગદવૃત્તાત, શ્રી ત્રિભુવનવિજયી ખડગ, સતી સુવર્ણા, સુખાર્થે સદુપદેશ, અને નૃસિંહ કિરણાવલિ

આમ સર્વ પ્રકારે મુમુક્ષુને શ્રેયસ સાધવા શ્રીમન્ નૃસિંહાચાર્યજી યત્નશીલ રહેતા પોતાના અનુપમ ઉદાહરણથી તેઓશ્રીએ સિદ્ધ કરી બતાવ્યુ છે કે સ યમશીલ ગૃહસ્થાશ્રમમા રહીને સારામા સારી રીતે આત્મસિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે તેમના સમયમા તેઓશ્રી એક પૂર્ણપુરુષ ગણાતા અને તેમના શિષ્યો તથા અનુયાયીઓ તેમને સગુણ ઈશ્વર તરીકે પૂજતા અને ગુરુપૂર્ણિમાનો મહોત્સવ ભાવિકો ખૂ ઠાઠમાઠથી ઉજવતા ઈ સ ૧૮૯૭મા ( વિ સ ૧૯૫૩ના શ્રાવણ શુક્લ પ ચમીના રોજ ) તેઓશ્રી સ્વરૂપાનસ્થાન પામ્યા હતા ૪૩ વર્ષની આયુષ્યમર્યાદામા એમણે અસાધારણ કીર્તિ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતા

આચાર્યશ્રીના જીવનની આટલી ઝાખી કરીને હવે આપણે તેમના સાહિત્યનુ દોહન કરીને તેમના જીવનસિદ્ધાત, સાધનામાર્ગ અને પૂર્ણપુરુષના લક્ષણો વિષે વિચારણા કરીશુ

શ્રી નૃસિંહવાણીવિલાસમા તેઓ કહે છે કે—

"તુ સહુ જગ જે આ ભાસતુ, તે તો વસ્તુનો વિલાસ રે,
વ્યવહાર યોગ્ય દીસે ખરૂ, પણ ના વસ્તુ એ ખાસ રે"

(નૃ વા વિ ૩-પદ ૪૩)

* * *

"યહ સંસાર હૈ મનકા તમાશા, જીવકો ભયા સો ગલેકા ફાંસા,
જૈસો બાજીગર બાજી રચત હૈ, સતપનેકી તહાં નહિ આશા"

* * *

"જ્ઞાનમે દુ:ખરૂપ નાહિ, અજ્ઞાનીકો સદા ભવપાશા"

(નૃ વા વિ ૨૭, પદ ૭૧)

"શબ્દમા વાદ શો, વસ્તુ જ્યા એક છે, નામ આરોપીને કામ સારા"

(નૃ વા વિ ૨ પદ ૫૬)

* * *

ઉપરના અવતરણો ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે—શ્રીમન્ નૃસિંહાચાર્યજીની વાણીનો મૂળભૂત સિદ્ધાત अजातवाद કિંવા બ્રહ્મવાદ છે તેઓ કહે છે કે—"અહં ઇદં" બધુ યે બ્રહ્મ છે દશ્યમાન 'જીવ, જગત્ અને જગન્નાથ'ની ત્રિપુટી વસ્તુત બ્રહ્મરૂપ છે ત્રિગુણી, ત્રિરૂપા ( વિદ્યા અવિદ્યા ) માયા વસ્તુત છે જ નહી, અજ છે, શૂન્યવત્ છે કેવળ એક અદ્વિતીય બ્રહ્મ જ સર્વમા સર્વદા સર્વથા વિલસી રહ્યુ છે તેથી બ્રહ્મજ્ઞાનથી મધ્યવ્યક્ત ( Middle Apparent ) "અહં–ઇદં–જીવ, જગત્ અને જગન્નાથ" ભાનનો બાધ કરીને મુમુક્ષુએ આદિ, મધ્ય અને અંતમા આત્માનુસંધાન કરીને બ્રહ્માનુભવ કરવો—એ જ માનવનુ ઇતિકર્તવ્ય છે

આ આત્મસિદ્ધિ પ્રાપ્ત કરવાનો માર્ગ દર્શાવતા તેઓ પોતાની વાણીમા કહે છે કે—

"મૂર્ખ મન દુઃખ થાય, આવાસ તજી જગત વસે,
(પણ) માયા દેહ ગણાય, (તો) શું તજ્યું જગત જઈ?
માયા સર્વ ગણાય, દૃશ્ય ગણાયે જેટલું,
જગ માયા જ ગણાય, (તો) કહીને તજશો ટલું?
માયા કદી ન ખાય, સ્વરૂપ અખંડ છે નિર્મળું,
(ભાઈ) મિથ્યા શિદ અથડાય, જો પડયો તું ઘર વિષે
મોહરહિત જ્હીશ, તો સુખ મોટું સર્વદા,
નિશ્ચલ ચિત્ત થઈશ, જીવન્મુક્ત હોશે તદા —સોભ્ય"

* * *

"વાસના સૂક્ષ્મ જિનત્યાગી, સોઈ હૈ સન્યાસી"
(નૃ વા વિ ર, પદ ૫૦)

* * *

"આશારૂપી શિખા જિને ટારી, તૃષ્ણા સૂત્ર પીઓ જિને જારી,
જ્ઞાનરૂપ દંડ લીનો જિન ધારી ર, મુક્તિ ગહ હોઈ દાસી"
(નૃ વા વિ ર પદ ૫૦)

* * *

સાગર', આત્માનુભવમા બાધક માયા છે, માટે મુમુક્ષુએ માયાનુ આવરણ દૂર કરવુ જોઈએ આ માયા અજ્ઞ છે—મનરચિત છે તેથી સાધકે અહર્નિશ અંતરવલોકન કરી વિવેક, વૈરાગ્ય દ્વારા અંતરત્યાગી થવુ જોઈએ, અને સદાસ્વરૂપમા રમવુ જોઈએ દૃશ્યમાન માયા હોવાથી બાહ્યત્યાગ સર્વથા અશક્ય છે શરીર પણ દૃશ્ય છે, અને જ્યા સુધી શરીર છે, ત્યા સુધી અનેક બાહ્યપદાર્થનુ ગ્રહણત્યાગ થાય છે તેથી વાસ્તવ ત્યાગ "અહ-મમ"નો ત્યાગ છે વળી વિજ્ઞાનની દૃષ્ટિએ જેમાથી ઉત્પત્તિ તેમા જ લય છે, તેથી કાર્યને કારણરૂપ જાણવુ —એ

જ કાર્યનો પરમ ત્યાગ છે. મધ્યવ્યક્ત નામરૂપને મિથ્યા કિંવા અસત્ ગણીને અને દૃશ્યમાં રહેલા ચૈતન્યને સત્ ગણીને સર્વદા આત્મનિમજ્જન કરી આત્માનુભવ કરવો—એ જ પ્રપંચનો પરમત્યાગ છે. ભવભ્રમણના હ્રાસનો ઉપાય તેમણે એક સૂત્રમાં દર્શાવ્યો છે :—

"જો મન સદા સ્વરૂપે રમે, જીવ તો ન ભવચક્રે ભમે."

સારાંશ કે—ખરી અને પૂરી સમજપૂર્વક પૂર્ણ ભાવથી ગુરુમંત્રના સતત જપથી કીટભ્રમર ન્યાયે ધ્યાતા ધ્યેયાકાર બને છે—તદ્રૂપ થાય છે વિશેષમાં તેઓ કહે છે કે—આત્માનુભવ માટે જીવનમાં 'ભક્તિ અને જ્ઞાન'નું અદ્વૈત હોવું જોઈએ :—

"ભક્તિ વિનાનું જ્ઞાન મોળું લાગે જી,
જ્ઞાન વિના ભક્તિ ખારી રે હા;
ઉભય સંયોગ કરી જે જન ગ્રહેનાજી,
સ્વાદ તેનો છે અતિભારી રે હા."
(નૃ વા વિ. ૨ પદ ૫૦)

\+ + +

આત્મસાધનાનું વિશેષ સ્પષ્ટીકરણ કરતા તેઓ પોતાના સિદ્ધાંત-સિંધુગ્રંથમાં મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર—આ ચાર સૂક્ષ્મ શરીરના તત્ત્વોને ઉદ્દેશીને ચતુર્વિધ માર્ગ દર્શાવે છે :—

(૧) મનઃપ્રધાન માટે "**સમાધિ**"નો અષ્ટાંગ યોગમાર્ગ : યોગનું ફળ સમાધિ છે, અને સમાધિ બે પ્રકારની છે :—સવિકલ્પ અને નિર્વિકલ્પ. સવિકલ્પમાં દ્વૈત કિંવા ત્રિપુટી( ધ્યાતા, ધ્યાન અને ધ્યેય )નું ભાન રહે છે; જ્યારે નિર્વિકલ્પમાં દ્વૈત કે ત્રિપુટીનું ભાન હોતું નથી. નિર્વિકલ્પ સમાધિ પણ બે પ્રકારની છે :—( ક ) અદ્વૈત ભાવનારૂપ

અને ( ખ ) અદ્વૈત-અવસ્થાનરૂપ આમા મનોજ્ય મુખ્ય છે અને " મનના દષ્ટા થવુ "—એ મનોનિરોધ માટે આબાદ યુક્તિ છે મન અમન થતા સ્વરૂપાનસ્થાન પામતા સર્વત્ર સમદષ્ટિ જ રહે છે, અને આત્મ-પરમાત્મ યોગ અખંડિત બન્યો રહે છે યોગમાર્ગનુ આ મર્મ છે.

( ૨ ) ચિત્તપ્રધાન માટે તેઓ દશધા ભક્તિમાર્ગ બતાવે છે અને જણાવે છે કે નવધાને અતે દશધા પ્રેમલક્ષણા કે પરાભક્તિ ભક્તને ભગવદ્રૂપ બનાવે છે. મોહમાયા નહિ, પણ પરાત્પર પ્રેમ જ જીવને શિવ બનાવે છે.

( ૩ ) બુદ્ધિપ્રધાન માટે તેઓ જ્ઞાનમાર્ગ કે આત્મવિચારનો માર્ગ દર્શાવે છે તત્ત્વજ્ઞ 'અહં' તથા 'ત્વં'નો સમસર્વત્રમા લય કરી અનુભવે છે કે હુ તુ કાઈ જ નથી; જે છે તે તે જ છે. એક અનતાદ્વૈત પરમાત્મા જ છે આ દઢ નિશ્ચય થયા પછી અભય અને શાતિ પામેલો મહાત્મા જીવન્મુક્તિમા આનદને અનાયાસે ભોગવે છે.

( ૪ ) ઉપસંહારમા, અહં પ્રધાન માટે તેઓ " નાહંમાર્ગ " કે લયયોગનો માર્ગ દર્શાવે છે. કાર્યસમુદાયને પોતપોતાના કારણમા લય કરતા પરિણામે શેષ સ્વરૂપ હું છું ( શ્રેષોવાહં ). બાગથી પૃથક્ કારણ સ્વરૂપ અન્ય કાઈ નથી, એવા નિશ્ચયપૂર્વક નિઃશંકપણે દઢ સ્થિત થવુ, અને " નાના અહમ્ "ને પરમાત્મામા પૂરેપૂરુ ઓગાળી નાખવુ. તેને પણ સમાધિ કહેવામા આવે છે. વેદોમા નેતિનેતિ અને શેષનો જે અનુભવ વર્ણવ્યો છે તે જ " નાહંમાર્ગ " છે. પાછા ફરી " નાહં " થતા પરાત્પર પરબ્રહ્મ જ અવશેષ રહે છે અને તે જ આપણુ અસલ સ્વરૂપ છે તે અનુભવ ગમ્ય થતાં ભવભ્રમણનો અંત આવે છે અને જીવ સ્વયં સચ્ચિદાનદ બની રહે છે. ઉપર વર્ણવેલા ચતુર્વિધ માર્ગમા

વિવેક, વૈરાગ્ય અને સયમની પૂરેપૂરી જરૂર છે તેઓશ્રીની એવી માન્યતા હતી કે જે તત્ત્વજ્ઞાન વ્યવહારમા ન ઊતરે તે તત્ત્વજ્ઞાન નિષ્ફળ છે આથી તેઓ સાધના ઉપર વધો ભાર મૂકતા હતા કહેવાય છે કે—એમના સ્પર્શમાત્રથી શિષ્યના અત કરણના પડદા ખુલતા અને શિષ્ય નવો બની જતો

## મુક્તના લક્ષણ

મુક્તપુરુષનુ વર્ણન કરતા તેઓ કહે છે કે—"મુક્તપુરુષ પચમાશ્રમી, પરમહસ કે અતિવર્ણાશ્રમી કહેવાય છે કારણ કે, આ શરીર તથા શરીરને વિષે કલ્પિત વર્ણ તથા આશ્રમ માનાનો મહિમા માત્ર છે—એમ જાણીને તે કલ્પિત વર્ણાશ્રમમા બધાતો નથી આવો મહાજ્ઞાની અગી છતા આકાશવત્ અસગ છે, અને તેથી જગતના ભ્રમાત્મક વ્યવહારમા તે શોકમોહથી પર રહે છે જે નિરતર પરમાત્મામા જ સ્થિત છે તે જ મુક્તાત્મા છે આવો મહાત્મા વિધિનિષેધથી પર રહીને યદૃચ્છા વિચરણ કરે છે તો પણ શાસ્ત્રમર્યાદા તો એવી છે કે શરીરના ભાનપર્યંત પ્રત્યેક પુરુષે સ શાસ્ત્ર, સદ્‌ગુરુ તથા પરમેશ્વરને વદન કરવુ જોઈએ यावज्जीवन् त्रय वन्द्य गुरु वदातमाश्वरम् । આ સૂત્રનો આ જ ભાવાર્થ છે

ઉપર વર્ણવેલા તેઓશ્રીના પચમાશ્રમી જીવન ઉપરથી તેમ જ તેમના સિદ્ધાત અને સાધના ઉપરથી નિ સદેહ સિદ્ધ થાય છે કે શ્રીમન્ નૃસિહાચાર્યજી એક અદ્વિતીય સ્થિતપ્રજ્ઞ પૂર્ણ પુરુષ કિંવા ઋષિ હતા એમના મત યોગે ગુજરાતના સસ્કારિત્વ ઉપર પ્રબળ અસર કરી છે અને તેમના સદુપદેશથી પશ્ચિમની સસ્કૃતિથી ઘેરા - ગયેલા અનેક જનોનો ઉદ્ધાર થયેલો છે કળાસૌંદર્ય ઉપર એમના આશ્રમવાસીઓ ખાસ ધ્યાન આપે છે સારા વસતિગૃહોને નિભાવી તેમણે અનેક

વિદ્યાર્થિઓને ઉચ્ચ આદર્શવાળા બનાવી ઉદ્ધાર કર્યો છે વીસમી સદીના પહેલા દશક દરમિયાન એમના અનુયાયીઓએ **મહાકાલ** અને **પ્રાત કાલ** જેવા અનેક સામયિકો દ્વારા ભારતની પ્રાચીન સંસ્કૃતિનો યુવક વર્ગને પરિચય કરાવ્યો હતો ખરેખર ગુજરાતના આધુનિક સંતોમાં શ્રીમન્ નૃસિંહાચાર્યજીનું સ્થાન અગ્રગણ્ય છે.

---

# શ્રીમદ્ રાજચંદ્ર

(ઈ સ ૧૮૬૮ — ૧૯૦૧)

## જન્મ, ગર્ભયોગી, ગૃહસ્થ, કવિ, વિરાગી, શતાવધાની

શ્રીમદ્ રાજચંદ્રનો જન્મ મોરબી પાસે આવેલા વવાણીઆ બંદરે એક શ્રીમંત વણિક કુટુંબમાં ઈ. સ. ૧૮૬૮માં થયો હતો (વિ સં ૧૯૨૪ કાર્તિક પૂર્ણિમા) એમના પિતાનું નામ રવજીભાઈ અને માતાનું નામ દેવાબાઈ હતું પિતા વૈષ્ણવ હતા અને માતા જૈન હતા પોતે પૂર્વ જન્મના યોગભ્રષ્ટાત્મા હોવાથી બાળપણથી જ અલૌકિક પ્રતિભાવાન હતા તેઓ જન્મસિદ્ધ કવિ અને વીતરાગી હતા ઉત્તરોત્તર તેમનો આત્મવિશ્વાસ થતો ગયો આત્મશુદ્ધિ અને આત્મસિદ્ધિ માટે મથતા એક પરમ ઉચ્ચકોટિના સંત જેવું તેમનું જીવન હતું ચૌદ વર્ષની ઉમ્મરે તેઓ 'અષ્ટાવધાની' હતા અને ધીમે ધીમે વિકાસ પામતા ઓગણીસમે વર્ષે તેઓ 'શતાવધાની' અને મહાન જ્યોતિષી હતા તેમના અવધાનના પ્રયોગોથી લોક મુગ્ધ બની જતા હતા મુંબઈની જનતાએ તેમને આશ્ચર્યમુગ્ધ થઈ સુવર્ણપદક આપ્યો હતો અને સાક્ષાત્ સરસ્વતિ એવું તેમનું નામ પાડ્યું હતું શ્રીમદ્ રાજચંદ્ર જૈન જગતમાં શ્રીમદ્‌ને નામે હાલ પ્રસિદ્ધ છે તેમના ભાઈ મનસુખલાલ રવજી કાઠિયાવાડ રાજકીય પરિષદ્‌ના સ્થાપક હતા મુંબઈમાં તેમની મોટી ઝવેરાતની પેઢી ચાલતી હતી, જે પેઢી હજી પણ છે માત્ર અલ્પ સમયમાં જ શ્રીમદ્‌ની હાજરીથી આ પેઢીએ લાખો રૂપીયા પેદા કર્યા હતા શ્રીમદ્ સંસ્કૃત માગધી ભાષાઓ સારી રીતે જાણતા હતા, જો કે તેમનો અભ્યાસ તે પરત્વે શાળા કૉલેજથી વિ[illegible]ત રીતે થયેલો હતો તેમને **પરમશ્રુત પ્રભાવક**

મંડળ નામની સંસ્થા સ્થાપી હતી. એના આશ્રયે કઠિન જૈન સાહિત્યના ગ્રન્થો, મુખ્યત્વે દિગંબર સંપ્રદાયના ગ્રંથોનું સંપાદન કરવામાં આવ્યું છે. એ સંસ્થા પ્રાકૃત જૈન સાહિત્યનું—વિશેષતઃ દ્રવ્ય-શાસ્ત્રનું સારું સંપાદન કરે છે. ગાંધીજીના યજમાન ઝવેરી રેવાશંકર જગજીવનના ભાઈ પોપટભાઈની પુત્રી ઝબકબેન સાથે રાજચંદ્રજીનું લગ્ન થયું હતું અને લગ્નથી તેમને બે પુત્રીઓ હતી. રેવાશંકરભાઈ તથા તેમના બીજા ભાઈ ડૉ. પ્રાણજીવન મહેતા ગાંધીજીના પરમ મિત્રો હતા; એટલે ગાંધીજી શ્રીમદ્‌ના સંસર્ગમા આવેલા; અને ગાંધીજી તેમને ગુરુતુલ્ય ગણતા હતા—એમ એમના પત્રવ્યવહાર પરથી સ્પષ્ટ પ્રતીત થાય છે. શ્રીમદ્‌ની પરંપરા આણંદ પાસે આવેલા તેમના અગાસ આશ્રમમાં તેમ જ ખંભાત પાસે આવેલા વડવાશ્રમમાં સચવાઈ રહી છે. શ્રીમદ્‌ના પત્રો ઉપરથી એમ જણાય છે કે તેમને જાતિ સ્મરણજ્ઞાન થયું હતું; અને તેથી તેઓનું જીવન સંસારમાં હોવા છતાં જલકમલવત્ સંસારી ભાવોથી અલિપ્ત હતું. તેથી ૧૯ વર્ષની વય પછીથી અવધાન તથા જ્યોતિષના પ્રયોગો તેમણે છોડી દીધા હતા. જગતની દૃષ્ટિથી લગભગ અદૃશ્ય–અલોપ જેવા થઈ જઈ કેવળ અધ્યાત્મમાં લીન થઈ ગયા હતા. શ્રીમદ્‌ના અંધ્યાત્મ જીવન વિકાસના મુખ્ય બે વિભાગો વા તબક્કા પાડી શકાય. ( ૧ ) વિ. સં. ૧૯૪૭ પહેલાંનો સમય; અને ( ૨ ) વિ. સં. ૧૯૪૭થી ૧૯૫૭ સુધીનો જીવનના અંત સુધીનો સમય.

## અધ્યાત્મ જીવનનો પૂર્વ રંગ; કવિતા અને અધ્યાત્મ સાહિત્યસર્જન

પ્રથમાવસ્થામાં માતપિતા આદિ પ્રત્યેની ફરજના કારણે તેમને ગૃહી જીવનમાં અને વ્યવહાર ઉપાધિમાં ઝંપલાવવું પડ્યું હતું. તેઓ દુકાન પર બેસતા અને વ્યાપારમાં પૂર્ણ પ્રમાણિક રહેતા. તેઓ કોઈને

ઓછાવત્તે ભાવે કે ઓછુવત્તુ કદીયે આપતા નહી. ફુરસદના સમયમા શાસ્ત્રાધ્યયન કરતા અને કાવ્યો લખતા. એમના નાનપણના કાવ્યો મનોહર અને અર્થગંભીર છે ઉદાહરણ:—

કાકના પર

એમ સૂચવે કાકરો, મન ખોલીને દેખ;
મનખા કેરા મુન્જ સમા, વિના ધર્મથી લેખ.
(રાજચંદ્ર કાવ્યમાળા)

× — ×

સારાશ કે. ધર્મ વિના મનુષ્યજન્મ કાકરા જેવો છે.

કર્મની ગતિ

વડોદરે વસેલ આ સવાજીરાવ સાભરે,
અધિપતિ નમીમતી ગતિવતી થયો ખરે।
ધણી છતા મલ્હારરાવ કેદમા ગયા અરે।
ગતિ વિચિત્ર કર્મની-તું શોક હર્ષ શુ ધરે?
(રાજચંદ્ર કાવ્યમાળા)

પોતે જન્મથી અંતસ્ત્યાગી હોવાથી સોળ વર્ષની ઉમ્મરે તેઓ જ્ઞાન અને વૈરાગ્ય બોધક કાવ્યો લખતા હતા. પોતે કહે છે કે—"જૈનમાર્ગને યથાર્થ સમજાવવા અમે સોળ વરસ અને પાચ માસની ઉમ્મર મોક્ષમાળા ત્રણ દિવસમા રચી હતી. વીતરાગમાર્ગ પર આબાલવૃદ્ધની રુચિ થાય એ હેતુથી જિનોક્તમાર્ગથી કંઈ પણ ન્યૂનાધિક તેમા કહ્યું નથી." એમની વિશિષ્ટતા એ હતી કે બાહ્ય ઉપાધિમા પણ તેઓ અખંડ આત્મસમાધિ જાળવી રાખતા હતા. ખાતાપીતા, ઉઠતાબેસતા અને પ્રત્યેક ક્રિયા કરતા તેઓ અહર્નિશ અંતર્મુખ જ રહેતા હતા. કોઈ પણ ગ્રંથ વાચીને તુરત જ તેનો પોતે સાર ગ્રહણ કરી લેતા હતા.

એવી તેમની અદ્‌ભુત ગ્રહણધારણ શક્તિ હતી. આત્મમંથન, સત્સંગ સેવન, સત્શ્રુત વાચન, મનન અને સ્વ પર ઉપકારક લેખાદિ, પત્રાદિ લખવાનું અહર્નિશ ચાલુ હતું. જન્મના સાર્થકરૂપ જે મહાન કામ માટે જન્મ છે—તે સ્મૃતિ સદોદિત હતી સર્વ શાસ્ત્રના સારરૂપ શ્રીમદ્‌નો આત્મસિદ્ધિ ગ્રંથ અદ્‌ભુત છે, એમાં માત્ર ૧૪૨ ગુજરાતી શ્લોકો છે, પણ સમુદ્રમંથનમાંથી પ્રાપ્ત થતા રત્નોની માફક તે બહુ મૂલ્યવાન અને મનનીય શાસ્ત્ર છે. પોતે કહે છે કે—

"વર્તમાન આ કાળમાં, મોક્ષમાર્ગ બહુ લોપ;
વિચારવા આત્માર્થીને, ભાખ્યો અત્ર અગોપ્ય."
(આત્મસિદ્ધિ-૨)

## મહાત્મા ગાંધીજીના ગુરુ શ્રીમદ્ રાજચંદ્ર

મહાત્મા ગાંધીજી શ્રીમદ્ રાજચંદ્રને ગુરુતુલ્ય પૂજતા હતા; કારણ કે, મહાત્માજીની સર્વ ધાર્મિક શંકાઓનું સમાધાન શ્રીમદ્ રાજચંદ્ર કરતા હતા. શ્રીમદ્‌ના બૃહજ્જીવનગ્રંથ "શ્રીમદ્ રાજચંદ્ર"ની પ્રસ્તાવનામાં ગાંધીજી લખે છે કે—"મારી ઉપર ત્રણ પુરુષોએ ઊંડી છાપ પાડી છે. ટોલસ્ટૉય, રસ્કિન અને રાયચંદભાઈ. આપણે સંસારી જીવો છીએ ત્યારે શ્રીમદ્ અસંસારી હતા; અને વાયુવેગે મોક્ષ તરફ ધસી રહ્યા હતા. તેમના લખાણોમાં સત્ નીતરી રહ્યું છે અને લખનારનો હેતુ પોતાનું જ્ઞાન બતાવવાનો નહિ, પણ વાચનારને પોતાના આત્માનંદમાં ભાગીદાર બનાવવાનો હતો. તેમનાં લખાણોની એક અસાધારણતા એ છે કે પોતે જે અનુભવ્યું તે જ લખ્યું છે. તેમના કંઠમાં એટલું બધું માધુર્ય હતું કે તેમને સાંભળતાં માણસ થાકે નહિ. ચહેરો હસમુખો ને પ્રફુલ્લિત હતો. બધા ધર્મોની ખૂબીઓ પૂરી જોઈ જતા ને તે તે ધર્મીની પાસે મૂકતા. ધર્મના ઝગડાથી તે પર રહેતા હતા. આત્માર્થીને શ્રીમદ્‌ના લખાણોમાંથી બહુ મળી રહેશે."

## વિ. સં. ૧૯૪૬-૫૭ : ઉત્તરાર્ધ; જિનધર્માનુરાગ; આત્માનુભવ અને સંતજીવન

મહાત્મા ગાંધીજીના લખાણ ઉપરથી પ્રતીત થાય છે કે શ્રીમદ્‌ને સૌ ધર્મ તરફ સદ્‌ભાવ હતો પણ જૈનધર્મ તરફ એમનો વિશેષ ભાવ હતો. એમ એમના લખાણો ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવે છે પોતાના સમાગમમા આવનાર સૌને તેઓ ગુરુભક્તિ અને આત્મજ્ઞાન દ્વારા આત્મસિદ્ધિનો માર્ગ દર્શાવતા હતા, અને જિનધર્મનુ માહાત્મ્ય પ્રકટ કરતા હતા પોતે શ્રી મહાવીરના અનન્ય ભક્ત હતા અને જૈન ધર્મના ઉદ્ધારક, પ્રભાવક અને પ્રવર્તક હતા આથી જ તેમના અનુયાયીઓ તેમને મહાપુરુષ ગણે છે, અને વડવા, વવાણીઆ, ભાદરણ, અગાસ ઇત્યાદિ અનેક સ્થળોએ શ્રીમદ્ રાજચંદ્રના આશ્રમો સ્થાપવામા આવ્યા છે શ્રી મહાવીરના બોધનુ દેશ કાળને અનુરૂપ બધારણ કરવાનો આંગોપાંગ વિચાર શ્રીમદ કર્યો હતો પણ તેનુ પ્રકટીકરણ કરવા પૂર્વે વિ સં ૧૯૫૭ (ઈ સ ૧૯૦૧) ચૈત્ર વદ પંચમીના રોજ તેઓશ્રી સ્વરૂપાવસ્થાને પામ્યા હતા 'મોક્ષમાળા', 'આત્મસિદ્ધિ', અને તેમના 'વચનામૃતો' જિનધર્મના સારતત્ત્વરૂપ છે શ્રીમદ્‌ને સમ્યક જ્ઞાન સાચુ આત્મજ્ઞાન પ્રાપ્ત થયુ હતુ, અને તેથી ઉપાધિ મધ્યે પણ તેઓ સમાધિસ્થ રહેતા હતા પોતાના એક પત્રમા શ્રીમદ્ કહે છે "—રાત્રિ અને દિવસ એક પરમાર્થનુ જ મનન રહે છે અમારુ ચિત્ત નેત્ર જેવુ છે એમા આત્મા સિવાય કંઈ જ સમાઈ શકે એમ નથી તેને વિષે વાણીનુ ઊઠવુ, સમજાવવુ, આ કરવુ અથવા આ ન કરવુ—એવી વિચારણા કરવી તે માંડ માંડ બને છે એક પુરાણપુરુષ અને પુરાણ-પુરુષની પ્રેમસંપત્તિ વિના અમને કંઈ ગમતુ નથી, અને બધાય પદાર્થથી ઉદાસ થઈ જવાથી ગમે તેમ વર્તીએ છીએ વિ સં ૧૯૫૩મા આવા સદ્દશા પ્રકટ કરતા તેઓ કહે છે કે—

આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય.
(આત્મ. ૬૮)

"ચેતન જો નિજ ભાનમાં, કર્તા આપ સ્વભાવ;
વર્તે નહીં નિજ ભાનમાં, કર્તા કર્મ પ્રભાવ."
(આત્મ. ૭૮)

* * *

"છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ;
નહીં ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ."
(આત્મ. ૧૧૫)

* * *

ઉપરનાં અવતરણો ઉપરથી સ્પષ્ટ થાય છે કે શ્રીમદ્ રાજચંદ્રના મતાનુસાર આત્મા અમર છે, નિત્ય છે, ત્રણે અવસ્થાનો સાક્ષી છે, દેહથી ભિન્ન છે, ચૈતન્ય સ્વરૂપ છે, સ્વયં પ્રકાશ અને સ્વયં આનંદ સ્વરૂપ છે. આથી ઉલટું, દેહ નાશવંત છે, વિકારી છે, સ્વયં જડ સ્વરૂપ છે. દેહાધ્યાસથી અને નિજરૂપના વિસ્મરણથી આત્મા ભવચક્રમાં સ્વકર્માનુસાર ઉચ્ચનીચ યોનિમા ભ્રમણ કરે છે. દેહાધ્યાસથી જ આત્માને પુણ્યપાપ અનુસાર દેહ ધારણ કરવા પડે છે. આથી દેહાધ્યાસ નિર્મૂળ કરવા માટે આત્માએ આત્મજ્ઞાન દ્વારા સ્વસ્વરૂપનું અખંડ સ્મરણ રાખી રાગદ્વેષ અને મોહથી મુક્ત થઈ અસંગ રહી સદાસર્વદા નિજાનંદમાં મગ્ન રહેવું—એ જ પરમ મોક્ષનો ઉપાય છે. કર્મના અભાવમાં બંધનનો અભાવ; અને બંધનના અભાવમાં મોક્ષનો સદ્ભાવ. આમ અનેકાન્તવાદી જિનદર્શન અને એકાંત અદ્વૈતવાદી વેદાંતદર્શનમાં બાહ્યદૃષ્ટિએ વિચારતાં ભેદ લાગે છે; પણ અંતર્દૃષ્ટિથી જોતાં અંતિમ

"કેવળ લગભગ ભૂમિકા સ્પર્શીને **દેહવિયોગ** છે." આમાં જાણે પોતાના અંતની આગાહી કરતા હોય એમ લાગે છે. વેદાંતની છઠ્ઠી ભૂમિકા—"**પદાર્થાભાવિની**" સુધી પોતે પહોંચ્યા હતા; અને માત્ર 'તુરીય' કિંવા જિનપરિભાષામાં 'કેવળભૂમિકા' જ પ્રાપ્ત કરવાની બાકી હતી. એમ તેઓશ્રીના અનુભવોદ્ગાર ઉપરથી સ્પષ્ટ સમજાય છે. આમ પૂર્ણતા અનુભવી શ્રીમદ્‌ વિ સં. ૧૯૫૭માં જીવનની પૂર્ણાહુતિ કરી હતી. તેમના જીવનની આટલી ઝાંખી કરીને હવે તેમની વાણી ઉપરથી તેમના સિદ્ધાંત અને સાધનાની મીમાંસા કરીશું.

## સિદ્ધાંત અને સાધના

શ્રીમદ્‌ના સિદ્ધાંત અને સાધના માટે તેમનો "*આત્મસિદ્ધિ*" નામનો ગ્રંથ પ્રમાણભૂત છે. "*આત્મસિદ્ધિ*"માં પોતે કહે છે કે :—

"ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન;
પણ તે બન્ને ભિન્ન છે, જેમ અસિને મ્યાન"
(આત્મ. ૫૦)

* * *

"જે દ્રષ્ટા છે દૃષ્ટિનો, જે જાણે છે રૂપ;
અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવ સ્વરૂપ."
(આત્મ. ૫૧)

"સર્વ અવસ્થાને વિષે, ન્યારો સદા જણાય;
પ્રગટરૂપ ચૈતન્યમય, એ એંધાણ સદાય."
(આત્મ. ૫૪)

* * *

"આત્માની શંકા કરે, આત્મા પોતે આપ,
શંકાનો કરનાર તે, અચરજ એહ અમાપ."

\+ \+ \+

આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય.
(આત્મ. ૬૮)

" ચેતન જો નિજ ભાનમાં, કર્તા આપ સ્વભાવ;
વર્તે નહીં નિજ ભાનમાં, કર્તા કર્મ પ્રભાવ. "
(આત્મ. ૭૮)

* * *

" છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ;
નહીં ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ. "
(આત્મ. ૧૧૫)

* * *

ઉપરનાં અવતરણો ઉપરથી સ્પષ્ટ થાય છે કે શ્રીમદ્ રાજચંદ્રના મતાનુસાર આત્મા અમર છે, નિત્ય છે, ત્રણે અવસ્થાનો સાક્ષી છે, દેહથી ભિન્ન છે, ચૈતન્ય સ્વરૂપ છે, સ્વયં પ્રકાશ અને સ્વયં આનંદ સ્વરૂપ છે. આથી ઉલટું, દેહ નાશવંત છે, વિકારી છે, સ્વયં જડ સ્વરૂપ છે. દેહાધ્યાસથી અને નિજરૂપના વિસ્મરણથી આત્મા ભવચક્રમાં સ્વકર્માનુસાર ઉચ્ચનીચ યોનિમાં ભ્રમણ કરે છે. દેહાધ્યાસથી જ આત્માને પુણ્યપાપ અનુસાર દેહ ધારણ કરવા પડે છે. આથી દેહાધ્યાસ નિર્મૂળ કરવા માટે આત્માએ આત્મજ્ઞાન દ્વારા સ્વસ્વરૂપનું અખંડ સ્મરણ રાખી રાગદ્વેષ અને મોહથી મુક્ત થઈ અસંગ રહી સદાસર્વદા નિજાનંદમાં મગ્ન રહેવું—એ જ પરમ મોક્ષનો ઉપાય છે. કર્મના અભાવમાં બંધનનો અભાવ; અને બંધનના અભાવમાં મોક્ષનો સદ્ભાવ. આમ અનેકાન્તવાદી જિનદર્શન અને એકાંત અદ્વૈતવાદી વેદાંતદર્શનમાં બાહ્યદૃષ્ટિએ વિચારતાં ભેદ લાગે છે; પણ અંતર્દૃષ્ટિથી જોતાં અંતિમ

આત્મસિદ્ધિ કિંવા આત્માનુભવના લક્ષ્યમાં બન્નેની એકવાક્યતા છે પોતાના ઉપદેશનું હાર્દ સમજાવતા શ્રીમદ્ પોતાના વચનામૃતમાં કહે છે કે :—

देहाभिमाने गलिते, विज्ञाते परमात्मनि।
यत्रयत्र मनो याति, तत्रतत्र समाधयः॥

હું કર્તા, હું મનુષ્ય, હું સુખી, હું દુઃખી એ વગેરે પ્રકારથી રહેલું દેહાભિમાન તે જેનું ગળી ગયું છે, અને સર્વોત્તમ પદરૂપ પરમાત્માને જેણે જાણ્યો છે, તેનું મન જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેને સમાધિ જ છે. આટલું ટૂંકું જ જ્ઞાન જીવને તરવા માટે બસ છે. તેઓશ્રીએ નીચે દર્શાવેલા " अमूल्य तत्त्वविचार " અને " अपूर्व अवसर "માં પોતાના અધ્યાત્મ માર્ગનું તેમજ પરમપદની પ્રાપ્તિની ભાવનાનું અદ્ભુત વર્ણન કરેલું છે :—

### अमूल्य तत्त्वविचार

બહુ પુણ્યકેરા પુંજથી શુભદેહ માનવનો મળ્યો;
તો યે અરે! ભવચક્રનો આંટો નહિ એકકે ટળ્યો;
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે લેશ એ લક્ષે લહો;
ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે કાં અહો રાચી રહો? ૧

લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો?
શું કુટુંબ કે પરિવારથી વધવાપણું, એ નય ગ્રહો,
વધવાપણું સંસારનું નરદેહને હારી જવો,
એનો વિચાર નહીં અહોહો! એક પળ તમને હવો!!! ૨

નિર્દોષ સુખ નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી ભલે,
એ દિવ્યશક્તિમાન્ જેથી જંજિરેથી નીકળે;
પરવસ્તુમાં નહિ મુંઝવો, એની દયા મુજને રહી,
એ ત્યાગવા સિદ્ધાંત કે પશ્ચાત્ દુઃખ તે સુખ નહીં. ૩

હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારું ખરું ?
કોના સંબંધે વળગણા છે ? રાખું કે એ પરિહરું ?
એના વિચાર વિવેકપૂર્વક શાંતભાવે જો કર્યા,
તો સર્વ આત્મિકજ્ઞાનનાં સિદ્ધાંતતત્ત્વ અનુભવ્યાં. ૪

તે પ્રાપ્ત કરવા વચન કોનું સત્ય કેવળ માનવું ?
નિર્દોષ નરનું કથન માનો તેહ જેણે અનુભવ્યું.
રે ! આત્મ તારો ! આત્મ તારો ! શીઘ્ર એને ઓળખો;
સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો આ વચનને હૃદયે લખો. ૫

* * *

ૐ અપૂર્વ અવસર

(પરમપદ પ્રાપ્તિની ભાવના)

૧. અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો ?
સર્વસંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને,
વિચરશું કવ મહત્પુરુષને પંથ જો ? અપૂર્વ.

૨. સર્વભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમહેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં,
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો. અપૂર્વ.

૩. દર્શનમોહ વ્યતીત થઈ ઉપજ્યો બોધ જે,
દેહ ભિન્ન કેવલ ચૈતન્યનું જ્ઞાન જો,
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે,
વર્તે એવું શુદ્ધસ્વરૂપનું ધ્યાન જો. અપૂર્વ.

૪. આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્તે દેહપર્યંત જો;
ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયે કરી,
આવી શકે નહીં તે સ્થિરતાનો અંત જો. અપૂર્વ.

૫. સંયમના હેતુથી યોગપ્રવર્તના,
સ્વરૂપ લક્ષે જિનઆજ્ઞા આધીન જો,
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમા,
અંતે થાયે નિજસ્વરૂપમા લીન જો. અપૂર્વ.

૬. પંચ વિષયમા રાગદ્વેષ વિરહિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો,
દ્રવ્ય, ક્ષેત્ર ને કાળ, ભાવ પ્રતિબંધવણ,
વિચરવું ઉદયાધીન પણ વીતલોભ જો. અપૂર્વ.

૭. ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધ સ્વભાવતા,
માન પ્રત્યે તો દીનપણાનું માન જો;
માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભ પ્રત્યે નહીં લોભ સમાન જો. અપૂર્વ.

૮. બહુ ઉપસર્ગકર્તા પ્રત્યે પણ ક્રોધ નહીં,
વંદે ચક્રી તથાપિ ન મળે માન જો;
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાન જો. અપૂર્વ.

૯. નગ્નભાવ, મુંડભાવ સહ અસ્નાનતા,
અદંતધાવન આદિ પરમ પ્રસિદ્ધ જો,
કેશ, રોમ, નખ કે અંગે શૃંગાર નહીં,
દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો. અપૂર્વ.

૧૦. શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા,
માન અમાને વર્તે તે જ સ્વભાવ જો,
જીવિત કે મરણે નહીં ન્યૂનાધિકતા,
ભવમોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો. અપૂર્વ.

૧૧. એકાકી વિચરતો વળી સ્મશાનમાં,
વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો;
અડોલ આસન, ને મનમાં નહીં ક્ષોભતા,
પરમમિત્રનો જાણે પામ્યા યોગ જો. અપૂર્વ.

૧૨. ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહીં,
સરસ અન્ને નહીં મનને પ્રસન્ન ભાવ જો;
રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યા પુદ્ગલ એક સ્વભાવ જો. અપૂર્વ.

૧૩. એમ પરાજય કરીને ચારિત મોહનો,
આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો;
શ્રેણી ક્ષપણકશ્રેણી કરીને આરૂઢતા,
અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો. અપૂર્વ.

૧૪. મોહ સ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણમોહ ગુણસ્થાન જો;
અંત સમય ત્યાં પૂર્ણસ્વરૂપ વીતરાગ થઈ,
પ્રગટાવું નિજ કેવળજ્ઞાન નિધાન જો. અપૂર્વ.

૧૫. ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં,
ભવનાં બીજતણો આત્યંતિક નાશ જો;
સર્વભાવ જ્ઞાતા દૃષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો. અપૂર્વ.

૧૬. વેદનીયાદિ ચાર કર્મ વર્તે જહાં,
બળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો;
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે,
આયુષ પૂર્ણે, મટિયે દૈહિકપાત્ર જો. અપૂર્વ.

૧૭. મન, વચન, કાયાને કર્મની વર્ગણા,
છૂટે જહાં સકળ પુદ્દગલ સંબંધ જો;
એવું એ યોગિ ગુણસ્થાનક ત્યાં વર્તતું,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો. અપૂર્વ.

૧૮. એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલંકરહિત અડોલસ્વરૂપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય,
અગુરુ લઘુ, અમૂર્ત સહજપદરૂપ જો. અપૂર્વ.

૧૯. પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી,
ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો;
સાદિ અનંત અનંત સમાધિસુખમાં,
અનંત દર્શન, જ્ઞાન અનંત સહિત જો. અપૂર્વ.

૨૦. જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહીં પણ તે શ્રી ભગવાન જો;
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે?
અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો. અપૂર્વ

૨૧. એહ પરમપદપ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં,
ગજા વગર ને હાલ મનોરથરૂપ જો;
તોપણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો,
પ્રભુઆજ્ઞાએ થાશું તે જ સ્વરૂપ જો. અપૂર્વ.

---

# શ્રી મસ્તરામજી

( ઈ. સ. — ૧૯૦૧ )

**બ્રહ્મ પિતા, માયા માતા અને વિશ્વ જન્મભૂમિ, જડભરત જેવું મસ્ત જીવન અને યદચ્છા વિચરણ**

શ્રી મસ્તરામજી 'જડભરત' જેવું અવધૂત જીવન જીવતા હતા અને યદચ્છા વિચરણ કરતા હતા. પોતાના પૂર્વાશ્રમની હકીકત તેમણે કોઈને કદી કહી નથી. તેથી તેમના માતાપિતા કે જન્મસ્થળ વિષે કશી જ હકીકત મળતી નથી. કોઈ ભક્ત બહુ આગ્રહપૂર્વક પૂછે તો કહેતા કે—**બ્રહ્મ** અમારા પિતા છે, **માયા** અમારી માતા છે અને **વિશ્વ** અમારી જન્મભૂમિ છે. એક સાખીમાં પોતે કહે છે કે—

"ગુરુ મળ્યા મોહી ગરુડગામી, અયોધ્યાના આધાર,
મસ્તરામ અયોધ્યાના વાસી દેવરૂપી દેદાર"

( ગુરુમહિમા, સાખી ૧૪ )

આ ઉપરથી તેમની પ્રસિદ્ધ થયેલી સાખીઓની મિશ્રભાષા ઉપરથી એવું અનુમાન કરવામાં આવે છે કે—તેમનું બાળવય અયોધ્યામાં, યુવાની મારવાડમાં અને પ્રૌઢ તથા વૃદ્ધાવસ્થા સૌરાષ્ટ્રમાં વીતેલા જણાય છે. કહેવાય છે કે શ્રી મસ્તરામજી મારવાડના રામસનેહી સંત હતા; પણ સૌરાષ્ટ્રમાં તેઓશ્રી ખૂબ ખ્યાતિમાં આવ્યા હતા અને બોટાદમાં તેમણે મહાસમાધિ લીધી હતી. તેથી તેમની ગણના અર્વાચીન ગુજરાતના સંતોમાં કરવામાં આવી છે. લોકોમાં ભળે નહિ, કોઈ સાથે બોલે નહિ, એક ઠેકાણે રહે નહિ—એટલે ઘણાં વરસો સુધી તેમને

કોઈએ ઓળખ્યા નહી કોઈ કોઈ વખત ભિક્ષા માટે આવતા હોવાથી જગલની વાડીઓમા વસતા કણબીઓનુ ધ્યાન તેમના તરફ ખેચાયુ તેમણે આવો નિસ્પૃહી અને અપરિગ્રહી સાધુ કદી જોયો ન હતો ભૂખ લાગે ત્યારે વાડીએ ખાવાનુ દેવા જતી કણબણ પાસેથી બટકુ રોટલો માગી ઊભા ઊભા ખાઈ લે અને વાડીના ધોરિયામાથી પાણી પી લે, સૂવાનુ મન થાય ત્યારે ગમે ત્યા ખેતરમા ભોય ઉપર સૂઈ રહે તેઓ પહેરવામા એક કરતા બીજુ વસ્ત્ર રાખતા નહિ અને હરદમ રામધૂનમા મસ્ત રહેતા હતા આથી લોકો તેમને મસ્તરામજી કહેતા પોતે સ્વાનુભવથી સાખીમા કહ્યુ છે કે—

"પેટ સમાતા અન્ન લે, દેહ સમાતા ચીર,
અધિક સગ્રહી ના બને, ઉસકા નામ ફકીર"
'ચાહ નહી, ચિંતા નહી, મનવાઁ બેપરવાહ,
જાકો કછુ ન ચાહિયે, સો જગ સાહ સાહ"

આવા ફકીરી હાલમા શ્રી મસ્તરામજી યદૃચ્છા વિચરણ કરતા હતા વિશેષત સૌરાષ્ટ્રમા તેમણે ખૂબ પરિભ્રમણ કર્યું હતુ અને સમાગમમા આવનાર અનેકના જીવનમા પરિવર્તન કર્યું હતુ સામાન્ય રીતે તેઓ ગામડામા એકાદ દિવસ, સામાન્ય શહેરમા ચારેક દિવસ અને મોટા શહેરમા એકાદ અઠવાડિયુ રોકાતા હતા દરેક સ્થળે ગામ બહાર નદી કે તળાવના કાઠા પર, કોઈ જગલમા આવેલા દેવમદિર કે ઝાડ તળે એકાત સ્થાનમા મુકામ કરતા ત્યા આવીને કોઈ પૂછે તો જરૂર પૂરતી જ વાત કરતા ભાવનગરમા લોકોનો તેમના પર વિશેષ ભાવ હતો તેમના મુખમાથી સ્વત જ ઉપદેશાર્થે ત્યાઈ બહાર પડતી કેટલીક સાખીઓ તેમના ભક્તોએ લખીને ગ્રથસ્થ કરીને પ્રસિદ્ધ કરી છે 'સાધુ તો ચલતા ભલા'—એવી તેમની માન્યતા હતી, કારણ કે કોઈ એક સ્થળે લાબો સમય રહેવાથી તે ભૂમિ તથા ત્યાના માનવી પ્રત્યે

વિશેષ સ્નેહ બધાય છે આ વસ્તુ તેમની ત્યાગભાવનાથી વિરુદ્ધ હતી ભાવનગર, લીંબડી વઢવાણ ઇત્યાદિ રજવાડાઓમા તેમને માટે ઘણુ માન અને સ્નેહ હતા ભાવનગરના ધર્મપ્રેમી મહારાજા શ્રી તખ્ત સિંહજીએ એકાંત સ્થળે તેમને માટે આશ્રમ–મકાન બાંધી આપવા ક્હ્યુ હતુ ત્યારે મહાત્મા શ્રી મસ્તરામજીએ કહ્યુ —" આ ક્ષણભંગુર શરીર માટે મકાન શા માટે જોઈએ ? આ બાગમા તેમજ જંગલમા ઘણા વૃક્ષો અને આશ્રમો છે, તે સર્વ મારા આશ્રમ જ છે મારુ મકાન મારે માટે જ ઊભુ થાય એવુ મસ્તરામ જ મને ન જોઈએ " એવુ કહી મહારાજાની વિનતિનો અસ્વીકાર કર્યો હતો ફરીથી મહારાજાને મહાત્માશ્રીની સેવા માટે કાયમી એકાદ નોકરને નિયુક્ત કરવાનો વિચાર આવ્યો અને આજ્ઞા માગી ત્યારે મસ્તરામજીએ હસીને કહ્યુ, " દેખ, મારે દશ ઇન્દ્રિયો છે તે મારા આજ્ઞાશીલ સેવકો છે તેઓ મારી આજ્ઞાનુ ઉલ્લઘન કદી જ કરતા નથી " આથી આ ત્યાગમૂર્તિ ઉપર મહારાજાનો ખૂબ જ ભાર હતો મહાત્મા શ્રી મસ્તરામજી આવા ત્યાગી અને નિઃસ્પૃહી હોવાથી સિદ્ધિઓ તેમને સહજ વરની હતી, પણ તેઓ તેનો ઉપયોગ ક્વચિત્ જ કરતા હતા તેમના જીવનમા અનેક ચમત્કારિક ઘટનાઓ બની હતી અહીં તો માત્ર એકબે ઉદાહરણ આપીશુ

( ૧ ) શ્રી મસ્તરામજી પરિભ્રમણ કરતા કરતા ભાવનગર પધાર્યા છે—એવુ સાભળીને શિહોરના તેમના ભક્તો દર્શનાર્થે ભાવનગર આવ્યા અને મહાત્માજીને તેમની સાથે શિહોર પધારવા આગ્રહપૂર્વક વિનતિ કરી એટલે મહારાજશ્રીએ કહ્યુ કે—" તમે રેલગાડીમા શિહોર જાઓ હુ આવી પહોચુ છુ " પેલા ભક્તો દશ વાગ્યાના મેલમા બેસી અગિયાર વાગે શિહોર ઊતરી ભાવનગર દરવાજે આવ્યા તો ત્યા મહારાજશ્રીને ઊભેલા જોયા આથી તેઓ ખૂબ આશ્ચર્ય પામ્યા હતા

( ૨ ) મસ્તરામજીને આગમદૃષ્ટિ હોવાથી તેઓ ભાવિને જોઈ

શકતા હતા બોટાદમા રૂસ્તમજી શેઠને ત્યા તેઓ તાવની બિમારીમા પડ્યા હતા લીબડીના ઠાકોરસાહેબે મસ્તરામજીને લીબડી તેડી લાવવા સદેશો આપી પોતાના ખાનગીમત્રી તથા રાજ્યના મુખ્ય દાક્તરને બોટાદ મોકલ્યા હતા રૂસ્તમજી શેઠ ત્યા બેઠા હતા મહારાજશ્રીએ કહ્યુ, ' દેખ રૂસ્તમ ! યે શરીર આજસે તિસરે દિન દૂસરેકો ઈધર હી પડનેવાલા હૈ સો અબ યે શરીર કાઠિયાવાડ બી જાનેવાલા નહિ હૈ આથી લીબડીથી આવેલા માણસોને પોતે વિદાય કર્યા અને આશ્ચર્યની વાત એ છે કે આગાહી કર્યા પ્રમાણે જ તેઓ સ્વરૂપાવસ્થાન પામ્યા હતા (વિ સ ૧૯૫૭ના અષાડવદ ૧૧ ને ગુરુવારના રોજ) તેમની સમાધિ ઉપર એક મદિર બધાવવામા આવ્યુ છે ટ્રસ્ટ દ્વારા આજે પણ એ જગ્યાનો વહીવટ થાય છે

શ્રી મસ્તરામજીએ કઠોર સાધના દ્વારા આત્મસિદ્ધિ પ્રાપ્ત કરી હતી એમ તેમના જીવનના પ્રસગો ઉપરથી જણાય છે જોગીએ જીભ તો સૌથી પ્રથમ જીતવી જોઈએ એ સબધમા તેમના જીવનપ્રસગો જાણવા જેવા છે —

કોઈ વિષયમા ગુણ અગર સૌદર્ય જોતા જ માનવીને તે વિષયમા રાગ ઉત્પન્ન થાય છે તેથી મન એ વિષયમા પ્રવૃત્ત થાય છે આમ રાગ જ તમામ અનર્થનુ મૂળ છે પણ જે વિષયમા તે દુખ અને દોષ જુએ છે તે વિષય તરફ ફરીને કદી નજર સન્મુખ પણ કરતુ નથી આવો મનનો સ્વભાવ છે —

" મન રહ્યુ માયામા મોહી મનકો જીતી શકે ના કોઈ
ત્યાગી પુરુષ મન કીધુ મર્દન, મસ્તરામ કહે મારૂ ગર્દન "

**'ચા'નો પ્રસગ અને મનોજય**

એક વખત મસ્તરામજીને **ચા** પીવાની મનોવૃત્તિ થઈ આવી આવી વૃત્તિને ચિત્તમા ઊઠવા દેવી એ જ સ્ખલન રૂપ છે એમ તેમને

લાગ્યુ. તેથી તેનો મૂલોચ્છેદ કરવાનો ઉપાય તેમણે શોધી કાઢ્યો તેઓ પોતાના એક શિહોરના ભક્ત વિપ્ર વીરેશ્વરને ત્યા ગયા શિષ્યે સત્કાર કરતા તેમણે કહ્યુ, "દેખ વીરેશ્વર ! આજ મારે ચા પીવી છે માટે તુ એક પ્યાલો નહી, પણ ઘેર ભરીને ચા બનાવ આજ્ઞાનસાર સરસ ચા બનાવી મહારાજશ્રી સામે ચાનો ઘડો તથા ચા પીવા એક છાલિયુ મૂક્યા પાલિના ઉપર છાલિયા ભરી જેમતેમ કરીને મહારાજ ૮ સધી ચા પી ગયા આથી ઉમળ આવવા લાગ્યા અને સખત ઊલટી થઈ ઊલટીની ચા તેમણે પાલિનામા ઝીલી લીધી અને પાત્ર મોઢે માડ્યુ — "લે, ચા પી ! " પણ મુખમા આ કેમ જાય ? છતા મુખમા રેડી આમ ઊલટી ઉપર ઊલટી થવા છતા સાત વાર ચા મુખમા રેડી. આથી શરીર ઢીલુઢસ થઈ ગયુ અને ગભરામણનો પાર ન્હોતો રહ્યો ત્યાર બાદ ઘતા બોલ્યા "અબ ફિર એસા ન હોગા આ પ્રસગ પછી તેમણે ચા તરફ કદી નજર પણ કરી નથી આવા જ પ્રસગો કઢી અને દૂધપાક સબધી બન્યા હતા અને તેમણે જીહ્વાને વશ કરી હતી આવી કઠોર તપશ્ચર્યાને અતે તેમણે મનોજય પ્રાપ્ત કર્યો હતો, અને તેઓ આત્મસિદ્ધિ પામ્યા હતા તેમણે રામમત્રનો જપ એટલો બધો કર્યો હતો કે તેમનુ હૈયુ રામરગી બન્યુ હતુ ચાલતા, બેસતા, સૂતા, ઊઠતા કે કોઈપણ ક્રિયા કરતા નાદબ્રહ્મ જેવો રામનાદનો રણકાર તેમના શરીરમાથી નિરતર નીકળતો હતો આ રામનામના રણકારશ્રવણનો લાભ તેમના ઘણા ભક્તોને મળ્યો હતો તેઓશ્રી રાજયોગ અને હઠયોગમા પણ પ્રવીણ હતા પોતાના સમાગમમા આવનારને અધિકારાનુસાર તેઓ ભક્તિ જ્ઞાન કે યોગનો ઉપદેશ આપતા હતા તેઓશ્રી મસ્તરામ હોવાથી તેમને કોઈ ચેના ચેલી ન હતા, છતા યે તેઓ સૌના ગુરુ જેવા હતા તેમના સેવકમડળમા રાજાથી માડી રક સુધીના સર્વ મુમુક્ષુ જીવો હતા

## સર્વાત્મભાવ અને ભૂતદયા

એક વખત ભાવનગરના મહારાજા શ્રી તખ્તસિંહજી ગાડીમાં બેસી ફરવા જતા હતા ત્યાં તેમણે મસ્તરામજીને સખત ટાઢીમાં ઉઘાડા શરીરે ધ્રુજતા બેઠેલા જોયા આથી પ્રણામ કરી પોતાના અનુચરને પોતાની શાલ આપી મહારાજશ્રી મસ્તરામજીના શરીર ઓઢાડી દેવા હુકમ કર્યો અને પછી ગાડીમાં બેસી મહારાજા આગળ ફરવા ગયા પાછા ફરતા મહારાજાસાહેબે જોયું કે મસ્તરામજીએ શાલ કૂતરાને ઓઢાડી હતી તેથી મહારાજાએ પૂછ્યું કે— આપ શાલ કેમ ઓઢી નાખી નહિ? ટાઢીથી તમારું શરીર ધ્રુજે છે ત્યારે તેઓશ્રીએ ઉત્તર આપ્યો " આ શરીરને ટાઢીથી ધ્રુજતું જોઈ તમે મને એ શાલ ઓઢાડી હતી મારી પાસે એ કૂતરું ટાઢીથી ધ્રુજતું આવ્યું, તેથી મેં તેને એ શાલ ઓઢાડી જીવાત્મા દરેકમાં એકસરખો જ છે માટે સર્વ તરફ સમાન ભૂતદયા બતાવવી જોઈએ શ્રી મસ્તરામજીમાં આવી અપૂર્વ ભૂતદયા અને સર્વાત્મભાવના હતી તેઓ પોતાના પ્રત્યક્ષ ઉદાહરણથી સૌને બોધ આપતા હતા બીજે એક પ્રસંગે એવું બન્યું કે સ્વામિનારાયણ પંથના બે સાધુઓ રસોઈ મસ્તરામજીને સોંપીને શૌચ ગયા હતા એટલામાં એક મહાજનીઓ રખડતો ખૂટ આ દરે આવી ચઢ્યો મસ્તરામજીને તો પ્રભુમય જગત્ હતું એટલે બોલ્યા ' અહો પ્રભુ! મેં સ રસોઈ આપકે લીયે હી હૈ પ્રેમસે આરોગો ખૂબ ભોજન પછી તરસ્યો થયો એટલે તપેલામાં ટાઢું પાણી રેડ્યું અને કહ્યું ભો ( પિછુ આપ અબ યે ઠંડા પાણી પીજીએ ટાઢું પાણી પી ખૂટ ચાલતો થતો એના સાધુઓએ આવીને પૂછ્યું ત્યારે મસ્તરામજીએ કહ્યું " ઠાકોરજી ભોજન પા કર ઔર પાની પી કર ચલે ગયે ભૂતદયાનું અજર દૃષ્ટાંત બતાવી મસ્તરામજી ચાલતા થયા તેમના જીવનની આટલી ઝાંખી કરીને હવે તેમના સિદ્ધાંત સાધનાનો વિચાર કરીશું

## સિદ્ધાંત - અજાતવાદ સાધના - આત્મજ્ઞાન અને હરદમ આત્મચિંતન

સિદ્ધાંતમાં શ્રી મસ્તરામજી અજાતવાદી કિંવા પરમાત્મવાદી હતા, કારણ કે એક આત્મા, સ્વસ્વરૂપ કે પરમતત્ત્વ સિવાય બીજું કશું યે ત્રિકાલાબાધિત સત્ નથી, એવી તેમની માન્યતા છે —

"વચનીય તો કોને કહું, વચનીય તો હું ને હું,
હું હિ મુનિ હું હિ વક્તા, મસ્ત વચન વેદને લગતા
પૂર્વે નહિ કોઈ પુન્ન અને પાપ, નહિ બેટા અને નહિ બાપ
મસ્તરામ જપે કીનકા જાપ ?
એક દેખીઓ મોટો રોગ, જીવ ભૂલ્યો પોતાનો ઘેર,
ઠાકે દોસ્તી છોડ વેર, તો અભંગ અંતર આપણે ઘેર,
મસ્તરામને લીલા લહેર"
(જીવ-બ્રહ્મ સાખી ૨૧૫)

આમ એક અનાદિ અનંત આત્મતત્ત્વ કે પરમતત્ત્વ જ સ્વસ્વરૂપ જ સત્ હોવાથી તેની પ્રાપ્તિ માટે દેહ અને દુનિયાની ચિંતા નહીં કરતાં હરદમ પરમાત્માનું ચિંતન કરવું જોઈએ —

'મસ્ત ચિંતા મત કરો, તું કર બ્રહ્મ વિચાર,
શરીર સોંપ દે પ્રારબ્ધકું, સોઈ જાણે ને સુધાર
તારી વાડી તું ધણી, નીવી નાખે નાથ,
તારી હું તું સાચવે, મસ્ત ખબેર હાથ"
(ઉપદેશ સાખી ૩૪-૩૫)

"રામમંત્ર અંતરમ લાવે, બિના ભણ્યે બ્રહ્મવિદ્યા આવે,
જીવપનો ભ્રમ ભાગ જાવે, મસ્તરામ નિર્ભયપદ ગાવે"
(રામમંત્ર સાખી)

સારાંશ કે, જીવે આત્મસિદ્ધિ માટે પોતાના નાનકડા " અહં "નો પરમાત્મામા પૂર્ણ વિલય કરવો જોઈએ, પણ 'નાદંભાવ' કિંવા આત્મભાવની પ્રાપ્તિ માટે પ્રથમ મનને નિઃસંકલ્પ બનાવવું જોઈએ, ખરી અને પૂરી આત્માની સમજણ હોવી જોઈએ અને માયાનો મોહ કિંવા વાસનાનો ક્ષય કરવો જોઈએ. મનબુદ્ધિચિત્તની ત્રિપુટીને ખાલી બનાવ્યા સિવાય " અહં "નો વિલય થાય નહીં, કારણ કે માયા મહાપ્રબળ છે :—

" એક જગતમેં દેખી કાળી, આદ્ય પુરુષકી હૈ ઘરવાળી. "

* * *

" મનકી માયા મનકી કાયા, મન મરજીવા થાય;
મસ્તરામ કે' માયા જીતો, તો પરમ પાર પહોંચાય. "

* * *

" બ્રહ્માસ્મિ મુખથી કહે છે, કહે માયાને ખોટી;
કાયા છૂટે માયા નહિ છૂટે, છૂટી જાય લંગોટી. "

( માયા સાખી : ૧૪૬ ૯, અને ૪ )

આ પ્રબળ માયાને જીતી આત્મસિદ્ધિ પ્રાપ્ત કરવા માટે ગુરુગમ, ગુરુકૃપા અને પ્રબળ પુરુષાર્થની અપેક્ષા છે :—

" સબ મોજ મળે મરજીવાને અવિચળ પદ લેવાય;
મસ્તરામ કહે ગુરુચરણમેં જય જયકાર બોલાય. "

( ગુરુમહિમા–સાખી : ૨૦ )

* * *

ઉપર વર્ણવેલા શ્રી મસ્તરામજીના અવધૂત જીવન ઉપરથી તેમ જ તેમના સિદ્ધાંત–સાધના ઉપરથી નિઃસંદેહ પ્રતીત થાય છે કે શ્રી મસ્તરામજી અર્વાચીન ગુજરાતના એક પરમત્યાગી અવધૂત કોટિના મહાન્ સંતપુરુષ હતા.

# શ્રી નારાયણદાસજી

(ઈ સ ૧૮૨૬—૧૮૦૧)

## જન્મ . ભક્તિપરાયણતા; અને વૈષ્ણવી દીક્ષા

વિક્રમ સવત્ ૧૮૮૨મા સૌરાષ્ટ્રમા શેત્રુજી કાઠાના ભડકલા ગામે નારાયણદાસજીનો જન્મ થયો હતો બાળપણથી જ તેઓ ભજનાનદી હતા ૧૫ વર્ષની ઉમરે માતાપિતા પરલોકવાસી થયા આથી કાકાએ તેમને કેળવ્યા અને તેમના લગ્ન કર્યા, પરન્તુ પોતે પૂર્વના યોગભ્રષ્ટ આત્મા હોવાથી લગ્ન થયા છતા સસારમા જલકમલવત્ રહીને ભક્તિ પરાયણ રહેતા હતા વીસ વર્ષની ઉમરે વૈષ્ણવી દીક્ષા લઈને તેઓ જસદણ પાસે કનેસરા રહેવા ગયા. ત્યા તેમણે રામજીમદિરની સ્થાપના કરીને જ્ઞાનપરબ બાધી તેમને ધર્મદાસ નામે એક પુત્ર હતો ભજનના પ્રતાપે તેમને અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થઈ હતી.

## મૃતપુત્ર સજીવન

અહી તો માત્ર એક જ ઉદાહરણ આપીએ છીએ એક વખત તેઓ રાજકોટમા એક લોહાણા ગૃહસ્થ ગધવજીને ત્યા ભજન કરવા ગયા હતા તેમનો કઠ બહુ મધુર હોવાથી હજારો માનવીઓ ભજન સાભળવા એકત્ર થયા હતા દરમ્યાન મધ્યરાત્રિએ ગધવજીભાઈનો એકનો એક દીકરો મેડી પરનો લાકડાનો કઠેરો માણસોના ભારથી તૂટી પડતા નીચે પડી ગયો અને ત્યા મરણ પામ્યો શ્રી નારણદાસજીએ શબને પોતાની પાસે મગાવ્યુ અને નીચેનુ ભજન ગાયુ —

"તારણહાર આને તુ તારે, બુડે છે મારી બેડી રે,
આ છે અવઘટ ઘાટ અપાર, સૂઝે નહી કેડી રે,
ઉતાર્યું ઇન્દ્રતણુ અભિમાન, ઉગાર્યા વ્રજવાસી રે,
હાથી હાથે તાર્યો માગ નાથ ! ઝુંડ ગયો નાસી રે,
આજે દાસના કરવા કામ, પાની ન ભરો પાછી રે,
જપે "નરણ" તમાર નામ, આવો ,અવિનાશી રે"

ચમત્કાર એવો થયો કે આ ભજન પૂરુ થતા જ બાનક જીવતો ઊઠ્યો આ બાલકને જોનારા વૃદ્ધો આજે પણ વિદ્યમાન છે. શ્રી નારાયણદાસજી પ્રભુસાથે આનુ તાદાત્મ્ય અનુભવતા ભજનિક સતપુરુષ હતા. તેમના ભજનનો સગ્રહ "નારાયણ ભજનસાગર" નામે પ્રસિદ્ધ છે. તેઓ અયાચકવ્રત પાળતા હતા અને પ્રભુ સિવાય કોઈની પાસે કદી યાચના કરતા નહિ.

## ભક્તિ અને યોગનો અધિકારાનુસાર ઉપદેશ

પોતાના સત્સગમા આવનારને અધિકારાનુસાર તેઓ ગોપી જેવી પ્રેમલક્ષણા ભક્તિ અથવા યોગનો ઉપદેશ આપતા હતા. યોગમાર્ગ સમજાવતા તેઓશ્રી પોતાના એક ભજનમા કહે છે કે:—

"નાભિકમલથી ઊઠ્યો એક મોરલો, આવી બેઠો શીતળ છાય,
સુરતા સોહાગણી સુદરી ર, શૂન્યમા શહેર જમાયો રે
ઈંગલા ને પિંગલા તારી અરજુ કરે છે, હજુ માગે નાથ કેમ ના'વ્યો રે.
કાચી રે કાયાનો ના કર ભરાસો, જેનો પૃથ્વીમાથે નથી પાયો,
નાલ ગુરુચરણે બોલ્યા રે 'નારણદાસ,' ધનધન જનેતાનો જાયો"

સારાશ કે, પ્રાણ નાભિથી ઊઠી ચઢો પર વિસામા લેતો સુરતા સાથે ગગનમહેલમા જઈ રહે છે જો પ્રાણ સાધ્ય ન થાય, તો તેના બે કારણો દર્શાવેલા છે એક તો ભગવાનની અકૃપા અને બીજુ વ્યવહારના બોજા તળે દબાયેલુ મન આથી સમાધિ સિદ્ધ થતી નથી.

આમ ભક્તિયોગનો ઉપદેશ આપતા અને ભજનમાં તલ્લીન રહેતા શ્રી નારણદાસજી ઈ. સ. ૧૯૦૧માં સ્વરૂપાવસ્થાન પામ્યા હતા.

શ્રી નારાયણદાસજી આવા ભક્તયોગી કોટિના અર્વાચીન ગુજરાતના આત્માનુભવી સંતપુરુષ હતા.



# શ્રી લલ્લુભાઈ ગોવર્ધનદાસ

' (ઈ. સ. ૧૮૪૮–૧૯૦૩)

## જન્મ, વિદ્યાભ્યાસ અને નોકરી

ઈ. સ. ૧૮૪૮મા સુરતમા એક વૈશ્ય કુટુંબમાં એક મહાત્માના આશીર્વાદથી શ્રી લલ્લુભાઈનો જન્મ થયો હતો. શ્રી લલ્લુભાઈ કનિષ્ઠ પુત્ર હોવાથી પિતાની તેમના ઉપર વિશેષ પ્રીતિ હતી; અને તેથી તેઓ ખૂબ લાલનપાલનમાં ઉછર્યા હતા. તેમણે સુરત હાઈસ્કૂલમાં મૅટ્રિક સુધી અભ્યાસ કર્યો હતો. પિતાજીના મૃત્યુ પછી વડીલ બન્ધુને સહાયભૂત થવા તેમણે હરિપુરા બ્રાંચ હાઈસ્કૂલમાં હેડમાસ્તર તરીકે નોકરી કરી હતી. એમનું અંગ્રેજી જ્ઞાન ઘણું જ ઉત્તમ પ્રકારનું હતું; અને તેથી સૉલ્ટ કલેક્ટર મી. પ્રીચર્ડે તેમને પોતાની ઑફિસમાં હેડકલાર્ક નીમ્યા હતા. ધીમે ધીમે પોતાની હોશિયારીથી અને સ્વભાવમાધુર્યથી તેઓ ડેપ્યુટી કલેક્ટર સુધીની પદવીએ ચઢ્યા હતા. સુરતમાં શ્રી વ્યાસ-મહારાજના સંસર્ગમાં આવતાં તેમનું દિલ અધ્યાત્મવિદ્યા તરફ ઢળ્યું હતું.

## સંસારી સાધુજીવન

દિનપ્રતિદિન સત્સંગથી અને સત્શાસ્ત્રના વાચન અને મનનથી તેમનું અધ્યાત્મજ્ઞાન બહુ ઊંડું હતું—એમ તેમની " અંતિમ વાણી " ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે. તેમનું ગૃહજીવન આદર્શ અને સંયમી હતું અને તેમને ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ હતી. નોકરીમાંથી બચતો બધો વખત તેઓ સત્સંગ, ભજન અને અધ્યાત્મચર્ચામાં ગાળતા હતા.

ભોજન અને ભજન સિવાય તેમને કોઈ બીજો વ્યવસાય ન હતો ભોજન માટે તેઓ એક ચિત્તથી નોકરી કરતા હતા અને ભજન માટે અહર્નિશ સત્સગમા રહેતા હતા ઉત્તરાવસ્થામા તેમણે પોતાની બદલી પોતાના વતન સુરતમા કરાવી હતી અહી તેઓ મુમુક્ષુઓના હિતાર્થે અને પોતાના આત્મકલ્યાણ માટે નિયમિત રીતે વેદાતશાસ્ત્રની કથા કરતા હતા અને સમાગમમા આવનાર સૌને આત્મબોધ આપતા હતા પોતાનો અ ત કાળ નજીક આવતા એક ચમત્કારિક ઘટનાથી મૃત્યુની આગાહીનુ ભાન થવાથી તેમણે મુડન કરાવી વિદ્વત્ સન્યાસ ધારણ કર્યો હતો અને માદગીમા પણ પ્રસનચિત્ત રહેતા હતા, અને તા ૯ ૧૧ ૧૯૦૩ના રોજ ૫૬વર્ષની વયે પ્રસનનાપૂર્વક દેહોત્સર્ગ કરી તેઓ વિદેહમુક્ત થયા હતા આમ ચારે આશ્રમમા રહીને તેમણે પોતાના જીવનમા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ—એ ચારે પુરુષાર્થની પ્રાપ્તિ કરી હતી તેમના સસારી સાધુજીવનની આટલી ઝાખી કરીને હવે આપણે તેમની વાણી ઉપરથી, વિશેષત તેમની " અ તિમ જ્ઞાનવાણી " ઉપરથી તેમના સિદ્ધાત અને સાધનામાર્ગની મીમાસા કરીશુ

## સિદ્ધાંત-अजातवाद के परमात्मवाद

શ્રી લલ્લુભાઈ સિદ્ધાતમા અજાતવાદી હતા કે પરમાત્માવાદી હતા પોતાની વાણીમા તેઓ કહે છે કે—માત્ર સ્વય પ્રકાશ અધિષ્ઠાન સિવાય બીજુ કઈજ નથી રજ્જુસર્પવત્ જીવ, ઈશ્વર અને જગતની ત્રિપુટી ભ્રાંતિથી ભાસે છે, વસ્તુત નથી. પરમાત્માપર માયાનુ આવરણ ચારણીરૂપે હોવાથી અ ત કરણરૂપી છિદ્રોમા જુદુ જુદુ " હુપણુ " સ્ફુરે છે, પણ એ છિદ્રો પુરાઈ જાય અથવા નિદ્રામા " હુપણુ " સ્ફુરે નહિ, તો તે વખતે નામરૂપ ખડા થતા નથી, કેમકે નિદ્રામા ચારણી છે, પણ છિદ્રો ઢકાયેલા છે એટલે કે, માયા છે પણ અ ત કરણ અથવા

મન નથી, તેથી ભેદ જણાતો નથી માયાનો અર્થ " જે નથી તે. " એટલે કે માયા અભાવ અથવા અજ્ઞાનરૂપ છે, અને જેમ અધારુ એ વસ્તુ નથી, પણ પ્રકાશનો અભાવ છે, તેમ માયા એ વસ્તુ નથી, પણ સ્વયંપ્રકાશનો અભાવ છે અભાવ સદા ભાવને આધારે રહે છે. માટે ભાવ તથા અભાવ બન્ને દૂર કરી તે જેને આધારે રહેલા છે તે અધિષ્ઠાનનો મુક્તપદના સ્વાનુભવ માટે અનુભવ કરવો જોઈએ (પૃ ૧૭ અતિમ જ્ઞાનવાણી) આજ વાતનુ વિશેષ સ્પષ્ટીકરણ કરતા તેઓ કહે છે કે— કાગળ (અધિષ્ઠાન) એકનો એક છે, પણ જેટલા ભાગ પર અક્ષરો આવ્યા, તે અપ્રગટ થયો, અને અક્ષરો સિવાયનો ભાગ પ્રગટ રહ્યો એ પ્રગટ અને અપ્રગટ જેના ઉપર ભાસ્યા તે સળંગ કાગળ એક જ અખંડ છે વસ્તુત અદ્વૈત જ છે, બેપણુ છે જ નહી (પૃ ૩૦). જીવ, ઈશ્વર અને જગતની ત્રિપુટી માયાએ કરી રચાયેલી છે અને ચૈતન્ય એને સ્ફૂર્તિ આપે છે, પણ એ ત્રિપુટી મનની માત્ર કલ્પના છે, બાકી ચૈતન્ય તો જ્યમનુ ત્યમ—અદ્વય છે તેમા રજ્જુસર્પવત્ જગતની પ્રવૃત્તિ માત્ર ભ્રાંતિ છે ભ્રાંતિકાળમા જે જગા ઉપર ચૈતન્યને બદલે જગત ભાસે છે, તેનો બાધ થાય ત્યારે જ્ઞાનકાળમા પાછુ ચૈતન્ય સિદ્ધ થાય છે એક જાય છે ત્યારે બીજુ આવે છે (one vice the other) વળી જડ પોતાને પોતે પ્રમાણભૂત કરી શકતુ નથી- ચૈતન્યથી જ પ્રમાણભૂત થાય છે માટે અગસ્ત્યની માફક સંસારરૂપી સમુદ્રને પી જવો જોઈએ—નથી એમ દૃઢ થવુ જોઈએ (પૃ ૨૮-૨૯) આમ પરમાત્માની પ્રાપ્તિ માટે તેઓ સ્વાનુભવ સિદ્ધ આત્મજ્ઞાનનો માર્ગ દર્શાવે છે પ્રથમ વ્યતિરેકથી આત્માને દેહાદિકથી જુદો પાડવો જોઈએ કે આત્મા દેહ નથી, ઇન્દ્રિયો નથી, પ્રાણ નથી, મન નથી, પણ એ સર્વથી અતીત છે. પછી અન્વયથી નિદ્રામા સાક્ષી છે એમ જ્યારે પરોક્ષજ્ઞાન થાય ત્યારે આત્માનો અપરોક્ષાનુભવ કરવો જોઈએ કે ' આ

બધુ યે બ્રહ્મ છે ' વિશ્વરૂપે વસ્તુ જ ભિન્ન નથી છે પોતદ્દષ્ટા—આત્મદ્દષ્ટા પોતે પૂર્ણબ્રહ્મ છે, અને નામરૂપની ભ્રાન્તદ્દષ્ટા મન અને પદાર્થોનુ કલ્પિત જગત છે આમ અન્વય વ્યતિરેક દ્વારા આત્મજ્ઞાન પ્રાપ્ત કરી " નષ્ટમોહ " અને " સ્થિતપ્રજ્ઞ " થવુ જોઈએ પ્રયત્ન નથી નહિ અથવા કોઈના દબાણથી નહિ પણ સ્વભાવે જ નિર્દ્વંદ્વ થઈ આત્મસાક્ષાત્કાર કરવો જોઈએ ( પૃ ૫૪ ૫૫ ) જ્યા સુધી સ્વાશ્રય નથી ત્યા સુધી જ યોગક્ષેમની કાળજી છે માટે દેહવાનૂને બદલે " આત્મવાન્ " થવુ જોઈએ અને એ નિશ્ચય પરમને માટે ચિત્તમા દઢ થવો જોઈએ હુ " આત્મા ' છુ—એ વાત મગજમા વ્યાપી જવી જોઈએ મનનો જગતનો અભાવ કરવાનો નથી, તેનુ મિથ્યાપણુ ચિત્તમા દઢ કરવાનુ છે આત્મજ્ઞાનથી જગત નથી—એમ દઢ થવુ જોઈએ રજ્જુસર્પ લાકડી મારવાથી નિવૃત્ત થશે નહિ એને મનમાથી કાઢી નાખવો જોઈએ, નહી તો રજ્જુસર્પનો તિરોભાવ થાય, પણ અંકુર જાય નહી ભેદબુદ્ધિથી ગ્રહણત્યાગ, ગ્રહણત્યાગથી રાગદ્વેષ રાગદ્વેષથી કર્મ, કર્મથી પુણ્યપાપ, પુણ્યપાપથી સુખદુ ખરૂપ ફળ, પછી તેના સસ્કાર, પછી પાછા રાગદ્વેષ—એમ ભવચક્ર ચાલ્યા જ કરે છે માટે મનમાથી ભેદભાવનો મૂલોચ્છેદ કરવો જોઈએ, અને તે આત્મજ્ઞાન વિના બને નહી તથા મોક્ષ માટે આત્મજ્ઞાન જ સર્વોપરિ સાધન છે મન બાધ છે, મન છોડે છે માટે વાસનાનુ વિષ દૂર કરી મનરૂપી સર્પને નિર્વિષ કરી અમન કરવાનુ છે મન અમન થતા આત્મદર્શન ખડુ જ છે સમુદ્ર વચ્ચેના કાગડાનુ' સ્થાન જેમ નૌકા છે, તેમ મનને લીન થવાની જગ્યા પોતાનુ આત્મસ્વરૂપ છે માટે મનને આત્મામા લીન કરી મનોલય કરવો જોઈએ હુ મને ઓળખતો નથી—એમ કહેવુ એ આત્મઘાતનુ કામ છે, પણ આશ્ચર્યની વાત એ છે કે નામરૂપના તરણા ઓથે ઢકાયેલો આત્મા જીવને સ્વાનુભવગમ્ય નથી ચાળણીથી કાગળ ઉપર અનેકપણુ ભાસે

છે, તોપણ કાગળ અખંડ છે. માટે ચારણીના છિદ્રરૂપ થવા કરતાં કાગળરૂપ થવું જોઈએ. ભેદ જોતા છતા અભેદ સમજવો જોઈએ. જાગ્રતમા ભેદ છે, નિદ્રામા નથી; માટે "જાગ્રતસુષુપ્તિ" પ્રાપ્ત કરવી જોઈએ. ભેદ ટાળ્યા વિના કાંઈ વળે એમ નથી. આત્મજ્ઞાન છતા નામ રૂપાત્મક જગતને ખરુ માનવું એ મોહ છે અને એવી ભ્રાંતિમા પડવું એ પ્રમાદ છે. પ્રમાદ એ જ મૃત્યુ છે. તેથી મૃત્યુમાથી અમરત્વ તરફ વળવું જોઈએ. મુક્તિની ઇચ્છા છે તો માર્ગ છે જ છે. પુરુષાર્થને કશું જ અશક્ય નથી. માટે આત્માનુભવાર્થે સજાતીય પ્રવાહ વધારવો, વિજાતીય દૂર કરવો એટલે કીટભ્રમર ન્યાયે મન બ્રહ્મરૂપ થશે. ફળસિદ્ધિ માટે (૧) ઇચ્છા, (૨) સાધનોનુ જ્ઞાન અને (૩) પ્રયત્ન—એ ત્રણ જરૂરના છે. અજ્ઞાન જ દુઃખમૂળ છે; અને અજ્ઞાનની નિવૃત્તિ પોતાના જ્ઞાને થાય છે. સદ્ગુરુનો ઉપદેશ, વિશ્વાસ અને ભાવના ફળે છે. વસ્તુને જાણવી અને વસ્ત્વનુભવ કરવો—એ જ માનવજીવનનુ મહાકર્તવ્ય છે. આત્મા સિવાય બીજું કંઈ નથી, એવો નિશ્ચય થવો જોઈએ અને એનું નિઃશંકપણું થયું, પછી તેનું વિસ્મરણ થવાનું નથી. આમ નષ્ટમોહ અને સ્થિતપ્રજ્ઞ થઈ અખંડ આત્મસ્થ થવું એ જ મોક્ષ.

ઉપર વર્ણવેલા તેમના સંસારી સાધુજીવન ઉપરથી તેમજ તેમના સિદ્ધાંત અને સાધના ઉપરથી સહજ ફલિત થાય છે કે શ્રી લલ્લુભાઈ આત્માનુભવી સંતપુરુષ હતા અને સંસારી સાધુઓને તેમનું જીવન પ્રેરણાદાયી છે.

# પંડિત શ્રી પીતાંબરજી

(ઈ સ. ૧૮૪૮–૧૯૦૨)

## જન્મ : ગૃહસંસ્કાર : વિદ્યાભ્યાસ અને ગ્રંથરચના

કચ્છના મજલ ગામમા ઈ. સ. ૧૮૪૮મા પંડિત શ્રી પીતાંબરનો જન્મ એક સંસ્કારી બ્રાહ્મણ કુટુંબમા થયો હતો એમના પિતાનુ નામ પુરુષોત્તમ અને માતાનું નામ વીરબાઈ હતુ. બાળપણથી જ પંડિતજીની બુદ્ધિ અને સ્મરણશક્તિ અદ્ભુત હતા. માત્ર પાચ વર્ષની ઉમર પિતાજીના મુખેથી સાભળેલા સંસ્કૃતશ્લોક એમના હૈયામા ઊતરી જતા અને યાદ રહી જતા. મજલના શ્રોત્રિય અને બ્રહ્મપરાયણ શ્રી બાપુજી મહારાજ પાસેથી તેમણે વિદ્યા પ્રાપ્ત કરી હતી. ગઢસીસાના વ્યાસ દેવેન્દ્ર પાસેથી જ્યોતિષ-શાસ્ત્રનો અને દેશાટન કરતા આવી ચડેલા યતિશ્રી પદ્મવિજયજી પાસેથી વ્યાકરણાદિ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. જ્યાથી મળે ત્યાથી વિદ્યાપ્રાપ્તિ કરવાનુ પંડિતજીનુ એક જ ધ્યેય હતુ. વેદાતના વિષયમા તો તે એકદમ ઓતપ્રોત બનીને આખા એના રગે રગાઈ ગયા હતા પોતાના જ્ઞાનમા ઊણપ લાગવાથી એમણે મુબઈ જઈને ત્યાના સસ્કૃતના મહાન વિદ્વાનો પાસેથી ઊંડો શાસ્ત્રાભ્યાસ કર્યો હતો. '**પંચદશી**'નો મહાગ્રથ તેમણે રચ્યો હતો મુબઈથી મજલ આવી ત્યા સત્સગીઓને તેઓ પંચદશી, ઉપદેશસહસ્ર, નૈષ્કર્મ્યસિદ્ધિ, તત્ત્વાનુસધાન, વિચારસાગર આદિ ગ્રથોનુ શ્રવણ કરાવતા. મુબઈમા સ્વામી શ્રી ગઘવાનદજીએ પડિતસભા ભરીને પંડિત પીતાબરજીની બુદ્ધિપ્રભાની કદર કરીને તત્ત્વદર્શીનું માનનીય પદ તેમને અર્પણ કર્યું હતુ.

## સંતજીવન અને સન્માન

દિન પ્રતિદિન પંડિતજીની કીર્તિ ચંદ્રની કળા પેઠે વધતી જતી હતી. ગજામહારાજાઓમા પણ એમનું સન્માન થતુ. એમણે શ્રી શાંકરભાષ્યના વ્યાખ્યાન સહિત ઈશ, કેન, કઠવલ્લી, પ્રશ્ન, મુંડક, માંડૂક્ય, તૈત્તિરીય અને ઐતરેય – એ આઠ ઉપનિષદ પ્રસિદ્ધ કર્યાં હતા. કાશીના રાજાએ પંડિતજીને હાથી ઉપર બેસાડીને તેમનુ બહુમાન કર્યું હતું. આમ ઉત્તરોત્તર કીર્તિ પ્રસરતા દુઃખદ પ્રસંગો પણ બન્યા હતા. એમની એકત્રીસ વર્ષની ઉંમરે પિતાનું અવસાન થયું અને કુટુંબનો બધો બોજો એમના પર આવી પડ્યો. વિ. સં. ૧૯૪૬માં એમના યુવાન પુત્ર દેવકૃષ્ણનો દેહાત થયો. છતા યે એમણે પોતાનુ ધૈર્ય અને સ્થૈર્ય જ્ઞાન-દૃષ્ટિએ ટકાવી રાખ્યું હતું અને કહેતા કે "પંચભૂતોનો દેહ પંચતત્ત્વોમાં ભળી જાય—એ તો જગતનો સ્વભાવ છે. એ માટે હર્ષ-શોક વ્યર્થ છે." પંડિતજીએ આખા ભારતમાં પ્રવાસ કર્યો હતો. કુંભના મેળામાં પણ બેત્રણ વાર તે જઈ આવ્યા હતા. જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં એમનો ચારે તરફથી સત્કાર થતો. વિ. સં. ૧૯૫૨માં ગઢસીસામા એમણે શ્રી ગાયત્રી, પુરશ્ચરણ, શ્રી મહારુદ્ર અને શતચંડી—એમ ચાર વ્રત કર્યા હતા. સૌને તેઓ આત્મજ્ઞાનનો ઉપદેશ કરતા હતા; કારણ કે એમના જીવનનું પ્રધાન ધ્યેય આત્મજ્ઞાન અને આત્માનુભવ હતા. વિ. સં. ૧૯૫૬માં દુષ્કાળ પડતા શ્રીમંતોની સહાયથી એમણે લોકોને વિના મૂલ્યે અનાજ આપવાનો અને ગાયોને ચારો આપવાની વ્યવસ્થા કરી હતી. આમ સર્વાત્મભાવે તેઓશ્રી લોકસંગ્રહ પણ કરતા હતા.

## સંન્યાસ દીક્ષા અને બ્રહ્મનિર્વાણ

વિ. સં. ૧૯૬૦માં એમની તબિયત લથડવા લાગી. આથી વિ. સં. ૧૯૬૧ના ચૈત્રવદી ૧૩ના રોજ પંડિત કાર્તાતિક દ્વારા એમણે

વિધિપૂર્વક સંન્યાસ ગ્રહણ કરીને શ્રી પરમાનંદ સરસ્વતી નામ ધારણ કર્યું. ત્યારબાદ ૧૫૦ શ્લોકમાં દશમ સ્કંધ રહસ્ય તૈયાર કરી પ્રસિદ્ધ કર્યું. વિ. સં. ૧૯૬૧ના વૈશાખ સુદ ૭ના દિવસે ૐકારનો ઉચ્ચાર કરતા કરતા એમણે આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો અને બ્રહ્મનિર્વાણ પામ્યા. સિદ્ધેશ્વરના ધામમાં— શિવાલયના પાછળના ભાગમાં પંડિત કાર્તિક હસ્તે તેમને સમાધિ આપવામાં આવી. આ સ્થાને એમનું પૂતળું બેસાડવામાં આવ્યું છે.

પંડિત પીતાંબરજીના જીવન-ઝરણની આટલી ઝાંખી કરીને તેમણે પોતાની દુર્દૈવે વિધવા થયેલી નવયુવા પુત્રીને ઉદ્દેશીને કચ્છીમાં લખેલ “ બોધ ” ઉપરથી તેમના સિદ્ધાંત અને સાધનાની તારવણી કરીશું :—

## સિદ્ધાંત અને સાધના : આત્મજ્ઞાન અને પરાભક્તિ

તૂં નિજસ્વરૂપ સંભાર રે બુદ્ધિ,
તૂ આતમતત્ત્વ વિચાર રે બુદ્ધિ;
તૂં ભટકે મ ભવજલ મેં,
ઉપજે ભ્રમજ મ દુખ દવ મેં—તૂ

રામનામ જપ ધ્યાન કરે બુદ્ધિ,
જેથી પ્રગટે પ્રેમ લક્ષણા;
તૂં રામને તદ્રૂપ રે બુદ્ધિ,
ટળે ભેદ ભરમ અનાદિ જો—તૂ.

આ અવતરણો ઉપરથી સ્પષ્ટ થાય છે કે તેઓ આત્માનુભવાર્થે આત્મજ્ઞાન અને પ્રેમલક્ષણા પરાભક્તિને ખાસ મહત્ત્વ આપતા હતા. “ अयमात्मा परप्रेमास्पदम् ”—આ આત્મા જ સર્વોપરિ સ્નેહને પાત્ર

છે—એવું "**મહાવાક્ય**" તેઓશ્રીએ પોતાના પંચદશી ગ્રંથમાં સિદ્ધ કર્યું છે. આમ તેઓશ્રીના જ્ઞાનનિષ્ઠ અને લોકસંગ્રહકારી જીવન ઉપરથી તેમ જ તેમના સિદ્ધાંત અને સાધના ઉપરથી સહજ સિદ્ધ થાય છે કે પંડિત શ્રી પીતાંબરજી અર્વાચીન ગુજરાતના એક મહાન શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ઉચ્ચકોટિના સંતપુરુષ હતા.

---

# શ્રી સરયૂદાસજી મહારાજ

(ઈ સ ૧૮૪૮–૧૯૧૨)

## જન્મ; વિદ્યાભ્યાસ; લગ્ન અને ગૃહજીવન

મહાત્મા શ્રી સરયૂદાસજીનો જન્મ વિ સ ૧૯૦૪ના શ્રાવણ વદ ૮ના રોજ અમદાવાદ જિલ્લાના પાટડી ગામમા થયો હતો પિતા પ્રભુદાસ અને માતા ગગાબેનનુ દિવ્ય બાળક તે ભોગીલાલ અને પાછળથી દીક્ષિત થતા "સત શ્રી સરયૂદાસજી". માતાપિતા બન્ને સસ્કારી, સદાચારી અને ભક્ત હતા આથી ભોગીલાલમા જન્મથી જ ભક્તિનુ બીજારોપણ થયુ હતુ વિશેષમા ભોગીલાલની બાલ્યાવસ્થા મોસાળમા વીતી હતી ત્યા પડોશમા વગન ભગત અને જોયતા ભગત હતા તેમના સત્સગથી ભક્તિનુ બીજ ભોગીલાલમા અકુરિત થયુ હતુ. ગુજરાતી સાત ચોપડી સુધીનો તેમણે અભ્યાસ કર્યો હતો, અને મામાની ઇચ્છા તેમને વેપારમા જોડવાની હતી બાલ્યાવસ્થામા તેમનુ લગ્ન પણ કરી દેવામા આવ્યુ હતુ, પરન્તુ દૈવયોગે યુવાવસ્થા પ્રાપ્ત થતા તેમની પત્નીનો સ્વર્ગવાસ થયો આથી ફરીથી લગ્નની બેડીમા જોડાવાની ભોગીલાલે સ્પષ્ટ ના કહી દીધી દેવમદિરમા જવુ, સત્સગ કરવો અને દુખીઓની સેવા કરવી—એ તેમના નિત્ય કાર્યક્રમ જેવુ થઈ ગયુ હતુ પ્રભુભક્તિમા તેઓ એટલા બધા તલ્લીન રહેતા હતા કે એક વખત દેવમદિરે આરતીનો ઘટાનાદ સાભળવામા આવતા જ દુકાન ખુલ્લી મૂકીને સીધા દેવમદિરે દોડી ગયા હતા આ વાતની જાણ થતા મામાએ તેમને ખૂબ ઠપકો આપ્યો, પણ એમને મન રોજની શિખામણ આપા સુધીની હતી, કારણ કે એમનુ હૈયુ હરિરગી બન્યુ હતુ

## દીક્ષા અને ગૃહત્યાગ

આ અરસામા એમના ગામમા સત શ્રી ભગવાનદાસજી મહારાજની જમાત આવી અને ગામને ગાદરે વડતળે મુકામ કર્યો. ભોગીલાલ આ સતના ખૂબ સમાગમમા આવ્યા ગુરુભાવ ઉત્પન્ન થવાથી તેમની દીક્ષા લીધી અને પોતે ' સન્તૂદાસ ' નામ ધારણ કર્યું દીક્ષા લીધાની વાતના ખબર પડતા તેમના સગાસબધીઓ ભડકી ગયા અને આખા ગામમા હોહા મચી ગઈ હવે ભોગીલાલ બાવાઓ સાથે ચાલી જશે—એવી સૌને ભીતિ લાગી હતી આથી તેમને એક કોટડીમા પૂરીને નજરકેદ કરવામા આવ્યા, પણ દૃઢ સકલ્પી ભોગીલાલે અનશન અને મૌનવ્રત લીધુ ત્રણ દિવસને અતે તેમના સગાસબધીઓએ તેમનો દૃઢાગ્રહ જોઈને તેમને રજા આપી. સૌની રજા મળતા જ સસારને છેલ્લી સલામ કરીને સન્તૂદાસજી ગુરુદેવની શોધમા ચાલી નીકળ્યા ગુરુદેવનો ભેટો થતા જ તેમને પ્રણામ કરીને તેમની સેવામા લાગી ગયા

## આદર્શ સંતજીવન

સિદ્ધાતમા તેમની વજ્રજેવી દૃઢતા જોઈને તથા વર્તનમા તેમના સ્વભાવનુ માધુર્ય જોઈને ગુરુ ખૂબ પ્રસન્ન થયા આથી તેઓશ્રીએ સન્તૂદાસજીને જ્ઞાનગગાનો પ્રવાહ જનતામા રેલાવવા આદેશ આપ્યો ગુરુદેવના આદેશથી તેઓ ઉપદેશ આપતા ફરતા ફરતા છેવટે અમદાવાદમા પ્રેમ દરવાજે આવેલા મોરલીધર મદિરમા આવીને વસ્યા અહી તેઓ દરરોજ પ્રાત કાળમા મુમુક્ષુઓના હિતાર્થે કથા કરતા તેમની કથા એટલીબધી રસપ્રદ અને બોધદાયક હતી કે મોટામોટા શાસ્ત્રીઓ, પડિતો અને વિદ્વાનો, ધનાઢચો અને પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થો, ધર્માચાર્યો અને અમલદારો તેમજ સર્વ કોમના—અત્યજ સુદ્ધાત—સજ્જનો અને સન્નારીઓ તેમના કથામૃતનુ પાન કરવા હજારોની સખ્યામા

આવતા. આથી આખા યે અમદાવાદ શહેરમા તેમજ ફરતા ગામડાઓમા પણ તેમની ખ્યાતિ પ્રસરી હતી તેમનામા નવો પ્રભાવ એટલો બધો પ્રબળ હતો કે નાનામોટા કે ગરીબતવંગરના કોઈપણ ભેદભાવ વિના સર્વને તેઓ સમાન ભાવથી ઉપદેશ આપતા હતા તેમના સતજીવનમા અનેક ચમત્કારી પ્રસંગો બન્યા હતા, જેમાથી અહી તો માત્ર વિઠ ગાવ લોકનજર કરવામા આવ્યુ છે તે નમનમા સત્યૂરાનજીની કથાનુ શ્રવણ કરવુ—એ જીવનનો એક અમૃત સ્ટાવો ગણાતો હતો અનેક જનોના હૃદયોનુ' તેમણે પરિવર્તન કર્યું હતુ પોતાના આદર્શ જીવનથી તેમજ પોતાની અમૃતમય વાણીથી તેઓ વ્યાવહારિક તેમજ પારમાર્થિક દૃષ્ટિએ આચીનવાદ અને માર્ગદર્શવણી આપીને નાનામોટા સૌને શાંતિ પમાડતા હતા. તેમનુ જીવન ખરેખર તાત્ત્વિક અને નાસ્તિક હતુ ભોજનમા મિતાહારી, બોલવામા મિતહિતભાષી અને વર્તનમા એટલા બધા નયમશીલ કે એક કીડી પણ પોતાના પગથી કચરાઈ નહી તેવી દક્ષતા રાખતા હતા પ્રાણીમાત્ર તરફ તેમના દિલમા અનુકંપા હતી. એટલુંજ નહી પણ વનસ્પતિ ઉપર પણ તેઓ સમભાવ રાખતા હતા. તેઓ નિર્માનમોહી એટલા બધા હતા કે કોઈને પોતાના ચરણનો સ્પર્શ કરવા દે નહી. તેઓ હરદમ પ્રભુચિંતનમા લીન તથા પ્રસન્ન રહેતા હતા. આવા આદર્શ સતજીવનના લીધે અનેક ચમત્કારિક ઘટનાઓ પણ બનતી હતી. ઉદાહરણ :—

### (૧) છપ્પનના દુષ્કાળમાં દુકાળીઓને ભોજન

છપ્પનિયા દુષ્કાળમા લોકોને ભૂખે પીડાતા જોઈને એમને ઘણુ દુઃખ થતુ હતુ પોતે હંમેશા પચીશ મણ લોટના રોટલા કરાવતા હતા અને જે કોઈ ભૂખ્યું આવે તેને એક શેરના રોટલા અને પારોર દાળ આપતા હતા. આ લોકસેવાના કામમા દયાળુ પ્રભુએ તેમને કોઈ દિવસ અનાજની તંગી પડવા દીધી ન હતી. દાતાઓ તરફથી અનાજના

કોથળાઓ આવ્યા જ કરતા હતા અને મહારાજશ્રી છૂટે હાથે દુકાળિયાઓને જમાડતા હતા

## (૨) શેઠ ચકાભાઈ દ્વારા દુકાળમાં રાહત

હાલની પોળમાં રહેતા અમદાવાદના શેઠશ્રી ચકાભાઈ મહારાજશ્રીના પરમ ભક્ત હતા છપ્પનિયા દુષ્કાળ વખતે મહારાજશ્રીને શેઠે પૂછ્યું કે " કોઈ સેવા હોય તો બતાવજો " મહારાજશ્રીએ પૂછ્યું, " લોકો પાસે તમારું લેણું કેટલું ક ખેંચાય છે ? " શેઠે કહ્યું " લગભગ ૩૦ હજાર " મહારાજશ્રીએ શેઠને કહ્યું કે—" લેણું માંડી વાળો અને જેની પાસે પૂરતું ખાવાનું ન હોય તેને બાર માસ ચાલે એટલું અનાજ અપાવો શેઠે પણ તેમના કહેવા પ્રમાણે કર્યું ૩૦ હજાર રૂપિયા માંડી વાળ્યા અને વધારામાં દાન કર્યું તે જુદું

## (૩) સરયૂદાસરૂપે કથાકાર સ્વયં ભગવાન

કહેવાય છે કે એક વખતે પોતે નદીકિનારે સ્નાન કરવા ગયા હતા ત્યાં એક બિમાર ગધેડો પડ્યો હતો આથી તેની સેવા કરવામાં મહારાજશ્રીનો બહુ વખત વ્યતીત થઈ ગયો આથી તેમનું સ્વરૂપ લઈને સ્વયં ભગવાન નિત્ય નિયમ પ્રમાણે મંદિરમાં કથા કરી ગયા હતા કથામાંથી પાછા ફરતા લોકો મહારાજશ્રીને નદીએથી સ્નાન કરીને આવતા જોઈને વિસ્મય પામ્યા હતા તેમની ભક્તિપરાયણતા આવી અલૌકિક હતી

## (૪) પંખી પર ગલોલ વાપરનારી ખેડૂતને મના

તેમનું હૃદય નવનીત કરતા પણ વિશેષ કોમળ હતું એક વખત તેઓ શાહપુર દરવાજે થઈને દૂધેશ્વરને આરે જતા હતા માર્ગમાં એક

ખેતરમા ખેડૂત હુડા રોવતો હતો. આથી એક પખી ઘાયલ થઈને મહારાજશ્રીના પગ પાસે પડયુ કરુણામૂર્ત હૃદયે તેમણે ખેડૂતને બોલાવીને કહ્યુ કે—"તમારા ખેતરમા કેટલી બાજરી પાકે છે?" ખેડૂતે કહ્યુ "૪૦ મણ" ૪૦ મણથી ઓછી પાકે તો મારે પૂરી કરી આપવી, પણ આજથી તમારે ગલોલ વાપરવી નહીં અને પખી ઉડાડવા નહી આશ્ચર્યની વાત એ છે કે તે ખેડૂતના ખેતરમા ૬૫ મણ બાજરી પાકી આથી તે ખેડૂત ૨૦ મણ બાજરી મહારાજશ્રીને ભેટ આપી ગયો, અને અને મહારાજશ્રીનો ભક્ત બની ગયો

## લીમડો કાપવાની મના

તેમના એક ભક્તનુ મકાન બંધાતુ હતુ ત્યાં બીજે માળ કરતા લીમડો નડતો હતો અને તેથી લીમડાનુ ડાળ કાપવુ પડે એમ હતુ મહારાજશ્રીની સલાહ લેતા તેમણે ભક્તને જણાવ્યુ કે—"હાલ બીજે માળ અધૂરો રાખો. લીમડો દેવલોક પામે ત્યારે બીજે માળ કરાવી લેજો, પરંતુ ડાળ કાપશો નહી." વનસ્પતિ તરફ પણ તેમની આવી અનુકંપા હતી

## (૬) ઓપરેશન સમયે અદ્ભુત તિતિક્ષા

તેમનામા તિતિક્ષા પણ અજબ હતી ત્નોગીનુ ઓપરેશન કરાવતા તેમણે ડોકટરને કહ્યુ—"ક્લોરોફોર્મની જરૂર નથી જ્યા સુધી ઓપરેશન ચાલુ રહશે, ત્યા સુધી જરા પણ શરીર હાલશે નહી." તેમની આવી સહનશીલતાથી ડૉકટરને પણ ખૂબ આશ્ચર્ય થયુ હતુ; કારણ કે ઓપરેશન પૂર્ણ થયા પછી જ પોતે ધ્યાનમાથી જાગ્રત થયા હતા.

## (૭) પઠાણની પજવણી છતાં અખંડ પ્રસન્નતા

એક વખત પોતે ડાકોર જતા હતા. થર્ડકલાસના ડબ્બામા ખૂબ ભીડ હતી. એક પઠાણ તેમને ખૂબ પજવતો હતો. પગથી ઠોકરો મારતો

હતો. આથી પોતે નીચે બેસીને પથ્થરની પગચંપી કરવા લાગી ગયા. આ જોઈને પઠાણ તો આભો જ બની ગયો અને બોલી ઊઠ્યો, "મહેને દો બાપુ મુઝે માફ કરો, આપ ઇન્સાન રૂપમેં કોઈ ઓલિયા દિખતે હો." આમ સર્વ દ્વંદ્વોમાં તેઓ પોતાના મનનું બૅલેન્સ—સમત્વ રાખીને સર્વદા પ્રસન્ન રહેતા હતા.

ઉપર વર્ણવેલા પ્રસંગો ઉપરથી સિદ્ધ થાય છે કે શ્રી સચ્ચિદાનંદજી એક આદર્શ સતપુરુષ હતા. વિ. સં. ૧૯૬૮ કાર્તિક વદ તૃતીયાના રોજ નિયનિયમ મુજબ પ્રાતઃકાળના ત્રણ વાગતા સ્નાનાદિ કાર્યથી પરવારીને તેઓશ્રી ધ્યાનમાં બેઠા અને લગભગ પાંચ વાગતા સ્વરૂપાવસ્થાન પામ્યા હતા. સવાર થતા જ આ વાત આખાયે શહેરમાં પ્રસરી ગઈ હતી અને તેમની સ્મશાનયાત્રામાં માનવ મહાસાગર ઊભરાયો હતો.

## સિદ્ધાંત—એક અદ્વિતીય બ્રહ્મ જ પરમસત્

તેમના સતજીવનની આટલી ઝાંખી કરીને આપણે હવે તેમના સિદ્ધાંત અને સાધનાનો વિચાર કરીશું.

બ્રહ્મ અને માયાનું વિવેચન કરતા તેઓ કહે છે કે—એક અદ્વિતીય બ્રહ્મ જ ત્રિકાલાબાધિત સતચિત્ આનંદસ્વરૂપ છે અને બ્રહ્મની અચિંત્ય શક્તિ કિંવા બ્રહ્મનો અવિકૃત રહીને વિવર્તભાવે જગદ્રૂપ થવાનો સ્વભાવ તે માયા. બ્રહ્મથી શક્તિ જુદી નહીં પણ સામાન્ય વિશેષરૂપ અર્થાત્ રૂપાંતર તે માયા. જે વસ્તુ ભૂત, ભાવિ કે વર્તમાન ત્રણે કાળમાં નથી છતાં "છે" એમ દેખાય તે માયા. ઉદાહરણ—બાજીગરના હાથમાં ઠીકરામાં રૂપિયો, રજ્જુમાં સર્પ. આત્મસ્વરૂપને પોતાના આવરણથી આચ્છાદિત કરી અન્યરૂપે દેખાડે તે માયા. અશુચિમાં શુચિબુદ્ધિ, અનાત્મામાં આત્મબુદ્ધિ, દુઃખમાં સુખબુદ્ધિ માયા. બ્રહ્મ એટલે અલક્ષી—સર્વ-સાક્ષી; ઈશ્વર એટલે જગદીશ; અને જીવ એટલે દીન બોકતા. તેમના

સિદ્ધાંતની આટલી વિચારણા કરીને આત્મસિદ્ધિ માટે તેમણે દર્શાવેલા કર્મ, ભક્તિ, જ્ઞાન અને યોગમાર્ગોની વિચારણા કરીશું

શ્રુતિમાં બ્રહ્મનું સ્વરૂપ " અપરિમિત ઘનચક્ર " દર્શાવ્યું છે. તેનું મધ્યબિન્દુ સર્વમાં છે, પણ તેનો પરિઘ અનંત છે આથી બ્રહ્મને દૂરમાં દૂર અને નજીકમાં નજીક ( तद्दूरे तद्वत् अंतिके !—ઉપનિષદ્ ) કહેવામાં આવ્યું છે. પ્રત્યેકને વર્તુળનું મધ્યબિન્દુ તો સરખા જ અંતરે રહે છે. માટે પ્રત્યેકે સ્વધર્માનુસાર, સ્વભાવાનુસાર કર્મ, ભક્તિ જ્ઞાન કે યોગ— જે માર્ગ પોતાને સુલભ લાગે તે માર્ગે જ્યાં જ્યાં પોતે ઊભેલા હોય ત્યાં ત્યાંથી સીધા ચાલવું એ જ ટૂંકો રસ્તો છે स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः । એ ગીતાવચનનું આ જ મર્મ છે પ્રત્યેક માર્ગમાં દીનતા નમ્રતા આવે, અહંકાર મટે અને સર્વાત્મભાવથી ઇષ્ટસ્મરણ થાય, એ જ સંસારમાંથી છૂટવાનો ઉપાય છે.

## સાધના : કર્મ, ભક્તિ, જ્ઞાન કે યોગ

**જ્ઞાનમાર્ગ**ની વિશિષ્ટતા સમજાવતા તેઓશ્રી કહે છે કે—

આત્માનુભવ કિંવા બ્રહ્માનુભવમાં બાધક આવરણ-વિક્ષેપ શક્તિયુક્ત માયા છે—મન છે. બ્રહ્માકાર સિવાય જે અન્યથા સ્ફુરણ થાય છે તે મનનું જ પાખંડ છે અને તે દુ:ખનું મૂળ છે માટે મનનો સર્વથા ત્યાગ કરવો જોઈએ અર્થાત્ મનને નિસંકલ્પ બનાવવું એ જ મોક્ષ આ બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે સર્વમાં મારા આત્મા છે—એવો સર્વાત્મભાવ રાખવો જોઈએ —

" મિથ્યા માયા જાણીને આતમશું ચિત્ત જોડ ;
મિથ્યા માયા કારણે, સાચો નાતો ન તોડ. "

સર્વાત્મભાવ ઉપરાંત આત્મસિદ્ધિ માટે મુમુક્ષુએ કનક, કાંતા અને કીર્તિ—એ ત્રણેનો અંતઃકરણમાંથી મોહ છોડવો જોઈએ; કારણ કે

બાહ્યત્યાગ કરતા અંતરત્યાગ વિશેષ મહત્ત્વનો છે સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ-એ ત્રણેનુ અભિમાન જન્મ મરણ આપનાર છે માટે જ્ઞાનીએ ત્રિગુણાતીત—આત્મસ્થ થવુ જોઈએ આધિ, વ્યાધિ કે ઉપાધિ તથા ભૂત, ભાવિ કે વર્તમાન ખથી નહી ના પ્રારબ્ધ તથા ભગવાનનો ભરોસો રાખી સંતુષ્ટ રહેવુ જોઈએ પુરુષાર્થ તો, મહેતા અને મીરાની માફક, ઈશ્વરપ્રાપ્તિ માટે, આત્માનુભવ માટે કરવો જોઈએ, વ્યવહાર માટે નહી, કારણ શરીર સાથે પ્રારબ્ધ તો પહેલુ જ ઘડાયેલુ છે

નિષ્કામ કર્મયોગનુ રહસ્ય સમજાવતા તેઓ કહે છે કે—કર્મયોગીએ કર્મમાત્ર સમર્પણબુદ્ધિથી કરવુ જોઈએ ઉદાહરણ તરીકે, દાતાર આ લોક કે પરલોકના સુખની કે આબરૂની ઇચ્છા નહી રાખતા સર્વ પ્રભુનુ જ છે અને તે આપણે હાથે અપાવે છે—તેમા પ્રભુની પોતા ઉપર પરમકૃપા છે એમ સમજવુ જોઈએ વચ્ચે પોતાનુ નામ દાતા તરીકે આવે તો તે અજ્ઞાનિની વાત છે "નાનકડા અહ"નો પરમાત્મામા પૂર્ણ વિલય કરવામા જ સર્વ ધર્મનુ રહસ્ય રહેલુ છે

ઉપર વર્ણવેલા તેઓશ્રીના આદર્શ સતજીવન ઉપરથી તેમજ તેમણે દર્શાવેલા સિદ્ધાત અને સાધના ઉપરથી નિ સદેહ સિદ્ધ થાય છે કે શ્રી સત્યૂદાસજી મહારાજ આધુનિક ગુજરાતના એક અગ્રગણ્ય સતપુરુષ હતા

# "શ્રી વિશ્વવંદ્ય"
# (છોટાલાલ જીવણલાલ માસ્તર)

(ઈ સ ૧૮૬૨-૧૯૧૨)

## જન્મ, જન્મભૂમિ, વિદ્યાભ્યાસ અને પૂર્વજીવન

શ્રીમાન છોટાલાલ જીવણલાલ માસ્તર શ્રેયસ્સાધક અધિકારીવર્ગમા 'વિશ્વવંદ્ય' તરીકે સુવિખ્યાત છે—તેમનો જન્મ ઈ સ ૧૮૬૨મા (સંવત ૧૯૧૮ના અશ્વિન કૃષ્ણ ૧૩ ગુરુવારના રોજ) અમદાવાદમા એક જૈન વણિક કુટુંબમા થયો હતો બાલ્યાવસ્થાથી જ તે ધર્મપરાયણ હતા, અને યોગ્ય ગુરુની શોધમા હતા મેટ્રિક સુધી અભ્યાસ કરીને તેમણે વડોદરા સરકાર હાઈસ્કૂલમા શિક્ષકની નોકરી સ્વીકારી હતી એક કર્તવ્યનિષ્ઠ અને ભાવનાશીલ શિક્ષક તરીકે તેઓ સારી ખ્યાતિ પામ્યા હતા, અને આજે પણ તેમના શિષ્યો તેમના મુક્ત કંઠે વખાણ કરે છે અભ્યાસકાળે જ સમાજસુધારા, નીતિશિક્ષણ ઇત્યાદિ માટે તેમના અંતરમા ધગશ હતી તેઓ પ્રાર્થના સમાજની પ્રવૃત્તિમા રસ લેતા હતા અને તેમણે થિયૉસોફીના સાહિત્યનુ પણ અધ્યયન કર્યું હતુ આથી કોઈ મહાત્મા યોગી મળે અને ઈશ્વરના દર્શન કરાવે એવી તીવ્ર ઝંખના તેમના દિલમા થયા કરતી હતી પોતાના મિત્ર પાસેથી નિઝામપુરાના નિરંજન દમંજન મહાયોગી શ્રીમન્ નૃસિંહાચાર્યજીની વાત સાંભળીને તુરત તેમના દર્શનાર્થે માસ્તરસાહેબ નિઝામપુરા ગયા હતા આચાર્યશ્રી સન્મુખ વિવેકપુર:સર નમસ્કાર કરી અનેક પ્રકારની શંકાઓ કરતા ત્રણ દિવસ સુધી ચર્ચા ચલાવી હતી સર્વ પ્રશ્નોનુ આશ્ચર્યકારક સમાધાન

થવાથી શ્રીકૃષ્ણશરણાગત અર્જુનની માફક શ્રીમન્ નૃસિંહાચાર્યનું તેમણે શિષ્યત્વ સ્વીકાર્યું હતું

## ગુરુદીક્ષા : આદર્શ ગુરુ શિષ્ય

સદ્‌ગુરુ મળતાં જ શ્રી વિશ્વવંદ્યના દિલની દશા બદલાઈ ગઈ હતી; અને ગુરુદેવ શ્રીમન્ નૃસિંહાચાર્યજીએ તેમને ઉચ્ચતમ કોટિના અધિકારી ગણીને પ્રથમ પ્રસંગે જ તત્ત્વમસિ મહાવાક્યનો બોધ કર્યો હતો દિન પ્રતિદિન ગુરુભક્તિ વધતં પોતાનો લગભગ બધો જ સમય તેઓ ગુરુ સાન્નિધ્યમાં જ ગાળતા હતા આથી તેઓ મહર્ષિ નારદની માફક શ્રીમન્ નૃસિંહાચાર્યજીના પટ્ટશિષ્ય અને દ્વિતીય હૃદય જેવા બની ગયા હતા, અને ગુરુદેવ પાસેથી તેમણે '**વિશ્વવંદ્ય**'ની પદવી પ્રાપ્ત કરી હતી શ્રી વિશ્વવંદ્ય પોતાના ગુરુને પ્રભુતુલ્ય માનતા હતા અને તેથી મનસા વાચા કર્મણા તેઓ ગુરુ-આજ્ઞાને શિરસાવંદ્ય ગણતા હતા. ગુરુદેવમાં તેમણે પોતાનું નાનું 'અહં'' તદ્દન ઓગાળી નાખ્યું હતું - આવી અદ્વિતીય ગુરુભક્તિના પ્રતાપે તેમણે આત્મસિદ્ધિની પરાકાષ્ઠા પ્રાપ્ત કરી હતી તેમના **સુધાસ્રોતસ્વિની** (૧૨ કલ્લોલ) જેવા પદ્યગ્રંથ અને '**વિચારરત્નરાશિ**' જેવા ગદ્યગ્રંથ આ વાતની સાક્ષી પૂરે છે સ્વામી વિવેકાનંદની માફક પોતાના ગદ્ય પદ્ય ગ્રંથો દ્વારા તેમજ પોતાના બ્રાહ્મી જીવન દ્વારા તેમણે ગુજરાતની દીનહીન જનતાને અને સાધકવર્ગને આત્મોદ્ધારક 'તત્ત્વમસિ'નો મહામંત્ર સ્થળે સ્થળે આપ્યો છે શ્રેયસ્સાધક અધિકારી વર્ગના તેઓ જ્યોતિર્ધર હતા અને ગુરુવર શ્રીમન્ નૃસિંહાચાર્યજી અને શિષ્ય શ્રી વિશ્વવંદ્ય—બન્નેનો પ્રભાવ અર્વાચીન ગુજરાતમાં અદ્‌ભુત હતો

## ઉપેન્દ્રાચાર્યની કેળવણી અને વર્ગનું સંચાલન

ઈ સ ૧૮૯૭માં શ્રીમન્ નૃસિંહાચાર્યજી સ્વરૂપાવસ્થાન પામતાં વર્ગમાં બેહદ શોકની છાયા પ્રસરી હતી સદ્‌ગુરુશ્રીના સ્વરૂપશમનથી

સાધકો ‘ બાપજીશ્રી ’ વિહોણા થઈ ગયા હતા અને શ્રી રામચદ્રજી માફક કહેવા લાગ્યા હતા કે—“ તે હિ નો દિવસા ગતા । ” હવે એ દિવસો પાછા આવવાના નથી આવા નિરાશામય અંધકારમા શ્રી વિશ્વવદ્યે અપૂર્વ અધ્યાત્મજ્યોતિ પ્રકટાવી હતી શ્રી ઉપેન્દ્રાચાર્યને આચાર્યપદ ઉપર સ્થાપીને પોતે તેમને રોજવવાનુ તેમજ વર્ગનુ સચાલન કરવાનુ કામ અપૂર્વ ઉત્સાહથી સભાળી લીધુ હતુ તેમણે વર્ગમા પુન ઉત્સાહ પ્રેર્યો હતો અને સાધનસમારભો તથા સદુપદેશ શ્રેણીદ્વારા વર્ગનુ ખૂબજ ઊર્ધ્વીકરણ કર્યું હતુ શ્રી વિશ્વવદ્યને ગુરુવત્ ગણતા શ્રી ઉપેન્દ્રાચાર્ય વિશ્વવદ્યની સર્વ પ્રવૃત્તિને વેગ આપવા અને તેનુ ધ્યેય સફળ કરવા સર્વ પ્રકારે તત્પર અને કટિબદ્ધ રહેતા હતા બન્નેની પ્રવૃત્તિ એકજ ઉદ્દેશથી પ્રેરાની હોય એવુ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને સમજાયા વિના રહેતુ નહી ધર્મપ્રચાર માટે મહાકાવ્ય, પ્રાતઃકાલ અને યમદડ જેવા માસિકો પણ ચલાવવામા આવતા હતા પોતાના આદર્શ ઉદાહરણ અને સદુપદેશથી શ્રી વિશ્વવદ્ય નાનામોટા સૌના દિલ જીતી લીધા હતા આત્મમત્ર એજ જીવનયત્રનો મહામત્ર છે—એ વાત સમજાવવા માટે શ્રી વિશ્વવદ્ય આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક—એમ ત્રિવિધ જીવનને ઉદ્દેશીને અનેક લેખો લખતા હતા ત્રસવિદ્યાનુ દર્શન સમજાવનારી “ યોગિનીકુમારી નામની નવલકથા પણ તેમણે લખી છે આમ શ્રી વિશ્વવદ્યે પોતાના સ્થૂલ, અક્ષરદેહથી ગુર્જરગતની અધ્યાત્મ માર્ગી જનતાની અનુપમ સેવા કરી હતી, અને ગુરુઋણમાથી મુક્ત થવા ખૂબ પુરુષાર્થ કર્યો હતો ઈ સ ૧૯૨૨મા લગભગ ૫૦ વર્ષની વયે તેઓશ્રી સમાધિસ્થ થયા હતા

શ્રી વિશ્વવદ્યના જીવનની આછી ઝાખી કરીને હવે આપણે તેમના ગદ્ય પદ્ય વાણીનુ દોહન કરી તેમના સિદ્ધાન્તો અને સાધનામાર્ગની મીમાસા કરીશુ

**સિદ્ધાંત—અજાતવાદ**

'પરબ્રહ્મ' અને 'જીવ, જગત્ અને ઈશ્વર'ની ત્રિપુટી વિષે શ્રી વિશ્વવંદ્ય કહે છે કે.—

"અહં ઇદં ત્વં બ્રહ્મ ન બીજું, તો શીદ કંપું હાલું;
એક સ્વરૂપ સર્વત્ર રહ્યું જ્યાં, ત્યાં શું ત્યજું શું ઝાલું?"
(સુધા. ૨. ૨૩૮)

"જગત્પતિ આ જગદ્રૂપ થઈ, આંતર બાહ્ય જણાય;
આદિ, મધ્યે અંતે પણ ના, ભિન્ન કદી કશું થાય."
(સુધા. ૨. ૧૬૮)

* * *

"અજ્ઞાને આ જગત્ દીસે છે, પણ જ્ઞાને છે અવિનાશી."
(સુધા. ૨. ૧૬૧)

* * *

"નરહરિ હુંમાં તુંમાં નિહાળી, પૂર્ણપ્રશાંત હું રહું આપ્તકામ."
(સુધા. ૨. ૨૨૯)

"ગળ્યું અવિદ્યા હિમ, હતો કલ્પિત જેનો ભાસ."
(સુધા. ૨:૨૫૨)

* * *

"જગત થયું નથી ત્યાં પછી, કાં દુ:ખનાં ગીત ગાઈએ?
વરવિનાની જાનમાં, શું પીએ ને શું ખાઈએ?"
(સુધા. ૨. ૨૩૮)

આ અવતરણો પરથી સમજાય છે કે તેમની વાણીનો મૂલભૂત સિદ્ધાંત 'अजातवाद के ब्रह्मवाद' છે. શાંકર સિદ્ધાંતને સમરૂપ 'विवर्त' શબ્દનો પ્રયોગ તેઓ કરે છે, પણ એક અનંતાદ્વૈત બ્રહ્મ જ આદિ, મધ્ય

અને અ તમા છે એમ તેઓ સ્પષ્ટ જણાવે છે જગદ્રૂપ જગદીશ જ છે–એમ તેઓ માને છે આમા જૈનાગ્ની ન ન્નો જ કામીઓ છે જ્ઞાનીને મન બધુ યે બ્રહ્મ છે અને અજ્ઞાનીની દષ્ટિમા નામરૂપાત્મક જગત છે—સ સા છે જગતમા અસ્તિભાતિપ્રિય કિંવા સત્ ચિત અને આનદ ત્રિકાલાબાધિત છે, અને નામરૂપ કલ્પિત છે—અસત્ છે—માત્ર મધ્ય વ્યક્ત છે આથી નામ રૂપના ભેદથી સ્વરૂપને બાધ આવતો નથી સ્વરૂપ સર્વદા નિર્વિકારી છે, પરંતુ નામરૂપના ઉપાધિથી જીવાત્મા ભ્રમમા પડીને ભવરણમા ભમે છે—

"શાથી દુખે હુ રીઝુ, પુ ન મ ને વી
તુજ ઈક્ષણ અનમા તુજ ર હિ શરી
(સુધા ૨ ૩ )

પ્રત્યેક જીવને પોતપોતાના ક્ષિણાનુસાર સ્થિતિ પ્રાપ્ત હોય છે, વસ્તુત સર્વત્ર બ્રહ્મ જ છે પણ નામરૂપ ઊતન અ વરણ રૂપ છે અને ભ્રામક છે —

"અસ્તિ ભાતિ પ્રિય બધ સ્વા િ ન નામ ન રૂપ
અહ ઈદ ત્ન ત્રિપુટીના સમગ્ર ચિતિ સ્વરૂપ
(સુધા ૨ ૧૪૧ )

"સર્પને સ્થાન સાચી જ્જુ નિહાળી,
જાણ્યુ મે નથી ઉર પણ નામ "
(સુધા ૨ ૨૨૯ )

આથી સ્વરૂપનુ સતત અનુસધાન રાખવુ એ જ સદ્ વિવેકીનુ કર્તવ્ય છે બ્રહ્મદર્શન કિંવા આત્મસાક્ષા કાર માટે આવરણભગની જ પરમ આવશ્યકતા છે મન જ આવરણ રચે છે અને મનથી જ ચિત્ જડની ગ્રથિ છે તેથી મનને અ મન કરવુ એ જ ઊત્માનુ મહા કર્તવ્ય છે મનનો નિરોધ—' મન, વિક્ષેપ અને આવરણ ' દૂર થતા

બ્રહ્મદર્શન ખરુ જ કે બ્રહ્મ તો છે છે ને છે જ, પણ માયાનુ આવરણ દૂર કરવાનુ છે

સાધના—ચતુર્વિધ યોગ

આ હેતુની સિદ્ધિ માટે તેઓ ચતુર્વિધ ચાર પ્રકારના યોગ, પ્રેમભક્તિ, આત્મજ્ઞાન, અને વિશેષત મનનો લય કરવાનો **'નાદમાર્ગ'** ( લયયોગ ) પોતાની વાણીમા દર્શાવે છે —

( ૧ ) મન્ત્રયોગ વિષે તેઓ કહે છે કે —

' જપનો આ માર્ગ જુઓ જતો, છેક પ્રભુ સદને પહોચે રે,
મન નાદને બેશી જનુ, ક્રમે અનુભવ રોચે રે
(સુધા ૨ ૧૧)

વાચમ્થી વળી ઉપાશુ માહિ, મનોમયે ચઢ વીર,
ધ્યાન તથા શન્યે વળી ગુરનર—જો જે અતર બહિર "
(સુધા ૨-૧૭૧)

( ૨ ) હઠયોગનુ વિવરણ કરતા તેઓ કહે છે કે —

" ષટ્ચક્રાદિ વિવિધ પથો, મહામદિર જાતા રે,
દુર્ગમ પણ ગુરબાળથી, અપ આનાસે સધાતા રે "
(સુધા ૨ ૧૧)

( ૩ ) રાજયોગ વર્ણવતા પોતે કહે છે કે —

' સાધી ધારણા ધ્યાનાગ્નિથી, વાસના બીજને બાળો રે,
ધ્યાતા ધ્યેયને ધ્યાનાદિ ત્રિપુટી, અસપ્રજ્ઞાતે પ્રજાળો રે "
(સુધા ૨ ૪૫)

( ૪ ) લયયોગનુ મર્મ સમજાવતા તેઓ કહે છે કે —

" કાર્યપ્રપચ કરી પ્રકૃતિમા લય, પ્રકૃતિ શબલમા ઓગાળો રે જી,
બહિરગ અનુભવો છડિ, સાધી તત્ત્વાભ્યાસ રસાળો રે "
(સુધા ૨ ૪૫)

"હું પણ હગિમા સ્થાપી દેવુ, કુચી સુખની એહ,
ભ્રમનાશક એ ઉપાય સમજો, સજ તજી સઉ સદેહ"
(સુધા ૨-૧૬૮)

"વિલાની દગ્ય નિજાતમમા, થા સચ્ચિત્ સાક્ષાત્"
(સુધા ૨ ૨૪૯)

આમ ચતુર્વિધ યોગનુ પ્રતિપાદન કરીને તથા તેની પ્રક્રિયા સમજાવીને શ્રી વિશ્વવંદ્ય આત્મસિદ્ધિ માટે પગાભક્તિનો માર્ગ પણ દર્શાવે છે —

"ભાન ભૂલો નિજ તન મન ધનનુ, પ્રસ્ટાની પ્રેમ ઉછાળો રે જી,
પ્રેમલક્ષણાના મહાપૂરે, નોકો આ મહામોહમાળો રે."
(સુધા ૨ ૪૫)

પરતુ તેઓ જ્ઞાનમાર્ગને આત્મસિદ્ધિ માટે સર્વોપરિ ગણે છે "વિચારરત્ન રાશિ"મા તેઓશ્રી કહે છે કે—પચવિધી દેહાધ્યાસી જીવાત્માએ જડ જીવનમાથી જાગ્રત થઈને પોતાના જીવનપ્રવાહને ઉલટાવી આત્માભિમુખ કરવો જોઈએ. જીવ પોતાના મૂળ-આત્મા તરફ પાછો ફરે નહી, ત્યા સુધી જીવનો ભવરાગ મટે નહી. માટે વિવેક, વૈરાગ્ય અને સયમથી ચિત્તની શુદ્ધિ અને એકાગ્રતા સાધીને મુમુક્ષુએ ગુરુને શરણે જવુ જોઈએ ગુરુમુખી જ્ઞાનના શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી જીવને આત્માનુભવ થતા પરમપદની પ્રાપ્તિ થાય છે ઇચ્છા છે તો માર્ગ છે જ છે. પોતાના સામર્થ્યમા અચલશ્રદ્ધાથી, ઉચ્ચ અભિલાષાથી, દૃઢ નિશ્ચયથી અને તદનુકૂળ પ્રયત્નથી મનુષ્યને કોઈ પણ કાર્ય કઠિન નથી. **જો ઇચ્છા પ્રબળ તો માર્ગ સામો; અને જો ઇચ્છા નિર્બળ, તો માર્ગ લાંબો**—આ નિસદેહ વાત છે. માટે ઇચ્છા નેમારવાની નથી, પણ કેળવીને ઊર્ધ્વમાર્ગી—આત્માભિમુખી કરવાની છે. નામરૂપમા ભટકતી વૃત્તિને સચ્ચિદાનદમા વાળવાની છે. તીવ્ર દૃઢ ઇચ્છાવાળા મનુષ્યો જ ઉન્નતિના શિખરે સ્થપાય છે પુરુષાર્થથી લેખ ઉપર મેખ

મારી શકાય છે, પણ આપણે પોતે પ્રયત્ન નહિ કરીએ ત્યાં સુધી આપણું જીવત્વ, આપણું દુઃખ કોઈથી જ ટાળ્યું ટળવાનું નથી સારગ્રાહી સર્વાત્મ દૃષ્ટિ વ્યવહાર તથા પરમાર્થ ઉભયને સુધારે છે જે જેનું જુએ છે, તેને તેની પ્રાપ્તિ થાય છે વિવર્તનો બાધ કરી સર્વત્ર પરમ તત્ત્વ જુઓ અને અનુભવો—એટલે બેગ પાર છે આત્માનુભવ એજ જ્ઞાનમાર્ગનો અંતિમ આશય છે ઉપાસના ભક્તિ, જપ અથવા તત્ત્વ વિચાર એ અન્ય કંઈ નથી, પણ શુદ્ધ બ્રહ્મ તત્ત્વવિચારના જ બીજા નામ છે આત્માનુભવી એજ પૂર્ણપુરુષ —

"જે જેનું ચિંતન કરે, તે તેમય થઈ જાય;
પ્રભુચિંતી પ્રભુમય થતું, કીટભ્રમરને ન્યાય"
"ભિન્નપણું જ્યાં ના રહે, ઉતરિતું તે શૃંગ,
તે સ્થિતિ નિરખે ત્યાં લગી, કરજે યત્ન અભંગ"
(સુધા ૨ ૨૪૩)

શ્રી વિશ્વવંદ્યની આ વીરવાણી છે ઉપર દર્શાવેલા સર્વ સાધનો ઉપરથી એટલું સ્પષ્ટ ફલિત થાય છે કે હરકોઈ પ્રકારે ભક્તિજ્ઞાન કે યોગદ્વારા મનને આત્મામાં—પરમાત્મામાં શમાવવાનું છે મન અમન થયા વિના આત્માનુભવ થતો નથી સર્વ સાધનોનું ધ્યેય મનને અમન કરી પોતે પરમતત્ત્વમાં શમાવું—એજ છે માન પ્રક્રિયામાં રે છે વસ્તુને જાણવી અને વસ્તુને પામવું અર્થાત્ વસ્તુનુભવ કરવો એજ માનવ જીવનનું ઇતિકર્તવ્ય છે—એમ શ્રી વિશ્વવંદ્ય કહે છે

ઉપર વર્ણવેલી શ્રી વિશ્વવંદ્યની વીરવાણી ઉપરથી તેમ જ તેમના નિષ્કામ સેવાભાવી તપસ્વી જીવન ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે શ્રી વિશ્વવંદ્ય ખરેખર જ અર્વાચીન ગરજગતના એક પ્રતાપી સંત-પુરુષ હતા

# શ્રી અર્જુન ભગત

(ઈ. સ. ૧૮૫૬–૧૯૧૨)

## જન્મ, વિદ્યાભ્યાસ, ગૃહજીવન અને દીક્ષા

સુરત જિલ્લાના અંકલેશ્વર તાલુકાના ગડખોલ ગામમાં એક કોળી કુટુંબમાં શ્રી અર્જુન ભગતનો ઈ. સ. ૧૮૫૬ના અરસામાં જન્મ થયો હતો. ગામડાની નિશાળમાં થોડી કેળવણી મળે તે ઉપરાંત કશી વિશેષ કેળવણી તેને મળી ન હતી, પણ નાનપણથી જ તેનું હૈયું હરિરંગી હતું. તેણે સુરતનિવાસી નિગમ ભગતના શિષ્ય શ્રી રણછોડદાસ પાસે દીક્ષા લીધી હતી. તેના ભજનો ઉપરથી આ વાત સ્પષ્ટ થાય છે કે તેણે વિ. સં. ૧૯૪૮ના ભાદરવા વદ ૧૧ને શુક્રવારે રણછોડદાસ પાસેથી ઉપદેશ લીધો હતો :—

"ભાદરવા વદિ એકાદશી, ઓગણીશ ઉડતાલીશ સાલ;
તે સંવતમાં અર્જુન બાંધે, પાણી પહેલી પાળ."
(અ. વા. પૃ. ૧૧૦)

"એહવ વખત એક આવીઉ નિશાંન નામે નાવ,
રણછોડે સદ છોડીઓ, અરજુન ધરિયો પાવ."
(અ. વા. પૃ. ૩૫)

*   *   *

"સુરત મધ્યે સતગુર બેઠા, છેટા તે કેમ કરૂં ?
ગડખોલે તો અરજુન બેઠે રણછોડનું છોકરૂં."
(અ. વા. પૃ.

" પહેલા સમરૂ તે નામ નિગતને, તેના ઉન્મા ઉગાય;
જેમ સૂર ઉગે સૂરતે પડે, દૂરના દેશ દેખાય "

(અ વા પૃ ૧)

અર્જુન ગૃહાસ્થાશ્રમી હતો અને તેને ચાર પુત્રો હતા, પણ ગુરગમ પ્રાપ્ત થયા પછીથી આત્માનદની ઝાખી થતા તેના દિલની દશા બદલાઈ ગઈ પોતાના એક પછી એક એમ ત્રણ જુવાન પહાડ જેવા પુત્રો થોડા દિવસની અદર તેની આખ આગળથી ઊડી ગયા, પણ આત્મજ્ઞાની અર્જુનને કશો ક્ષોભ થયો નહિ કશાયે કલ્પાત વગર પુત્રોની માતાને તેણે શાતિથી કહ્યુ કે—" ઇશ્વિરે આપેલા તે ઈશ્વર લઈ લીધા. " આ પ્રસગો ઉપરથી સહજ સિદ્ધ થાય છે કે ગુરનુ જ્ઞાન અર્જુનના દિલમા ઠર્યુ હતુ. તેનામા ધૈર્ય અને સ્થૈર્ય હતા અને તેના આત્મામા શાતિ હતી. આ ભગતે ઘણા ભજન લખ્યા હતા અને અહર્નિશ તે ભજનાનદમા મસ્ત રહેતો હતો ' શબ્દ 'ની ખોજ લઈ તે ખોજમા આરે પહોર રહી જે મસ્તી આવે છે તે મસ્તી ' ગમલખમણના બાણ '' જેવી ' શરબીર અર્જુનની વાણી 'ના શબ્દે શબ્દમા ઉતરી છે —

" નિંદ નહી પલ ઘડી શબ્દમે જીનકુ ખબર પડી. "

* * *

" જેવુ ગમલખમણનુ બાણ, તેવી શરબીર મ્હારી વાણ "

સ્વ શ્રી મહાદેવ હરિભાઈ દેસાઈએ પોતાની પ્રસ્તાવનાસહ " અર્જુન વાણી " નામના ગ્રંથમા તેના ભજનો પ્રસિદ્ધ કર્યા છે કહેવાય છે કે તેના અદ્‌ભુત ખગોળજ્ઞાનને લઈને ગાયકવાડ સરકારે તેને ઊંચી નોકરી આપવાની પણ માગણી કરી હતી, પણ અર્જુન પ્રભુ સિવાય કોઈની તાબેદારી ઉઠાવે તેમ ન હતુ.

**ભજનાનંદ અને સંતજીવન**

દિન પર દિન અર્જુન ભગતની ખ્યાતિ આસપાસ ફેલાતી હતી. જાતે કોળી હોવા છતા આત્માનુભવી અર્જુન ભગત જાણે કે ઈશ્વરે મોકલેલો દેવદૂત ન હોય એવો હતો; અને તેથી તેના દર્શન અને સત્સંગ માટે ઘણા મુમુક્ષુઓ આવતા હતા. ભગતજી નિર્ગુણ ગઢના પ્રવાસી હોવાથી જડ મૂર્તિપૂજા કે બાહ્ય કર્મકાંડને મહત્ત્વ નહીં આપતા સમાગમમા આવનાર સૌને હરિસ્મરણ કરી 'અહંભાવ' ઓગાળી નાખવાનો બોધ આપતા હતા; અને પગલેપગલે પ્રભુના નામ ઉપર ખૂબ ભાર મૂકતા હતા. પોતાના ભજનોમા તેઓ કહે છે કે:—

"પઢે નામ સો પક્કા પંડિત, પઢે નામ સો પક્કા."
(અ. વા. પૃ ૩૩)

* * *

"નામ જ કાશી, નામ જ ગંગા, નામ તીરથને ધામ;
સચરાચરમા નામ અવિચળ, હાલું ન મળે ઠામ."
(અ વા. પૃ. ૧૩૩)

* * *

"સત્ત કામ કીજીયે ને રામનામ લીજીયે;
અરજુનને એ જ અનુકૂળ છે રે—
તારા હાથમા તો અંત કાળે ધૂળ છે."
(અ. વા. પૃ. ૨૦૮)

* * *

"એકે કાશીમા કાયા કપાની, બીજો મકકે મુવો;
અવગતિમાં બન્ને આવ્યા, એકુ ન અમર હુવો."

* * *

" એક તો ચોખા લઈ દેવને ચઢાવે, બીજે ખાડે પુવો,
અરજુન અમર નામ ન જાણે, કદી ન સુખથી સુવો "
(અ વા પૃ ૨૬૮)

*　　*　　*

ઓમ મથન મત કરના ગદા, ભેદુ વિના નર ભમતા હૈ—
ન્હાવે ધોવે પદની પાને, મીન ગંગાનીર ન્હાતા હૈ,
દાન પુનસે દેવ મિલે તબ, દરિયા મોતી દેતા હૈ —ઓમ.
(અ વા પૃ ૩૭)

*　　*　　*

" બન્દા બેઠા બન્દગી કરલે, બિન બાચા ગુન ગાના,
અરજુન સૂતા સુનમ્હેલમે, નહિ આના નહિ જાના "
(અ વા પૃ ૩૬)

વિશેષમા તેઓશ્રી આ ફાની જગતની અસારતા અને મનખા દેહની મહત્તા અને અમૂલ્ય તક સમજાવી સૌને ચેતાવીને ઊર્ધ્વમુખ કરતા હતા ભોજા ભગતના ચાબખા જેવી તેમની સાદી, સીધી અને તળપદા શબ્દોથી ભરપૂર વાણી મુમુક્ષુના હૃદયમા બાણની માફક સોસરી પેસી જાય એવી અદ્ભુત છે. પોતે પોતાના ભજનમા કહે છે કે —

" પિંગળ વ્યાકરણ પેર ન જાણુ, પરખુ નહિ પુરાણ,
ઝડ ઝમકની જુગતી ન મળે, અરજુન છેક અજાણ "
(અ વા પૃ ૨૮)

*　　*　　*

" મણિ માણેક પરવાલથી રે, મોઘી માણુસની કાય
" મળી છે આપણને આ ઘડી, જો જો એળે ન જાય "
(અ વા પૃ ૧૫૫)

*　　*　　*

" પાઉ પલકમે મગ્તા, મન તું ક્યુ મગરૂબી કરતા ! "
(અ વા પૃ. ૮૪)

*  *  *

" ચેતી લે તુ ચિત્તમા પ્રાણી, માયાની અવળી ઘાણી. "
(અ વા. પૃ ૯૪)

*  *  *

" જાગ તું જાગ તુ જાગ અભાગી, નામ વિના લ્હાય લ કામા લાગી. "
(અ વા પૃ ૧૦૦)

*  *  *

" નહિ ચેત્યો બારે માસ, કાયા છે કાચી;
શું જોઇને ગ્મે તુ નાસ, નફ્ફટ નર ! નાચી ? "
(અ વા પૃ ૬૭)

*  *  *

" ખાધું તે નરકે જશે, પીધુ થશે પિશાબ;
આપ્યું તે અમ્મર રહે, લે અરજુન તુ લાભ "
" પરપોટાની પ્રીત શી ! કાગળના શા કોટ !
સ્વપનાની સુખ પાલ શી ? અરજુન હાર્યા હોડ. "
(અ વા પૃ ૧૨૩)

" દિલમે રખતા દીનતા, મુખમે રખતા નામ;
અરજુન જપતા નામકું, વાકા મે હું ગુલામ "
(અ વા. પૃ ૧૨૨)

અંતમા તેમણે ગાયું છે કે:—

વીત ગના વાયદા ને તેડ લીઆ તાતે,
અર્જુન તો અબ ચલે જ્ઞાની પદ ગાતે!
મે તો મેરે જાતે, ચલો કોઈ આતે, મે તો મેરે જાતે.
(અ વા પૃ ૬૫)

ઈ સ ૧૯૧૨ના અરસામા હરિસ્મરણ કરતા કરતા તેઓ નિર્વાણ પામ્યા

શ્રી અર્જુન ભગતના જીવનની આટલી ઝાખી કરીને હવે તેમની વાણી ઉપરથી તેમના સિદ્ધાત અને સાધના માર્ગની મીમાસા કરીશુ.

## સિદ્ધાત અને માન્યતા

" પોતાની વાણીમા અર્જુન ભગત કહે છે કે—

નગર નામ નિશાના બદા! એહી શબદ ઘર જાના
નહિ જ્યા દેવા, નહિ જ્યા સેવા, નહિ ગુરુ ઓર જ્ઞાના,
નહિ પોથી પુરાના પઢના, નહિ કાજી કુરાના—બદા.
સરગ નરક નહિ વૈકુઠ વાસા, નહિ ઠામા ઠેકાના,
ક્રોધ કાલ કછી નહિ કરની, નહિ ભક્તિ ભગવાના—બદા.
આદ અત નહિ ઉતપત પ્રલ્લે, નહિ જીગ જીગ જમાના,
નિર્ગુણ શિર્ગુન નહિ દો દેવા, **આપોઆપ** પિછાના—બદા
બદા બેઠા બદગી કરીલે, બિન બાચા ગુન ગાના,
અરજીન સૂતા સુન મ્હેલમે, નહિ આના નહિ જાના —બદા
(અ વા પૃ ૩૬ ૩૭)

આ ભજન ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે શ્રી અર્જુન ભગત અજાતવાદી કિંવા પરમાત્મવાદી હતા, અને તેથી મધ્યમ-યક્ત ' જીવ, જગત્ અને ઈશ્વર 'ની ત્રિપુટીને વસ્તુમા શૂન્યવત્ ગણતા હતા મધ્ય-વ્યક્ત નાનાત્વમા એક અનતાદ્વૈત પરાત્પર પરબ્રહ્મ જ વિલસી રહ્યુ છે.

ચૈતન્યમાં અક્ષય એકડે એક છે—અથવા તો પોતામાં પોતે ( Self in self ) છે. सर्वम् खलु इदं ब्रह्म—આ શ્રુતિવચનનો આજ ભાવાર્થ છે.

સાકાર નિરાકાર ઉભયથી અતીત સ્વયં પૂર્ણબ્રહ્મની પ્રાપ્તિ માટે જીવાત્માએ પોતાનું "અહં" પૂરેપૂરું પૂર્ણબ્રહ્મમાં ઓગાળી નાંખવું જોઈએ; અને આ હેતુની સિદ્ધિ માટે પરાત્પર નામનું અવલંબન હોવું જોઈએ. આ માર્ગ મરજીવાનો છે :—

"શબ્દ રસ્તો સંતનો છે વાણી રે,
કોઈ પરખી ભરજો પાય ઉરમાં આણી રે."

* * *

ભીતર છે ભગવાન, પંડમાં બોલે રે,
કોઈ મળે સતગુરુ સરદાર, તાળાં ખોલે રે."
( અ. વા. પૃ. ૧૯૪-૯૫ )

"તનમાં તખેરી વાગી રે, મને તો લહેર રામની લાગી!"
( અ. વા. પૃ. ૨૩ )

* * *

"પથ્થર દેવકો પાર ન આવે, ગુરુદેવકું પૂજના હૈ;
અનેક નામ પુરાને લિખીઆ, નામ અનામી ભજના હૈ."
શબ્દબાણ છાતીમાં લગીઆ, મુડદા પહેલાં મરના હૈ.
( અ. વા. પૃ. ૩૦-૩૧ )

માટીકા સબ ઠાઠ બનાયા, ઘાટ ભર્યા કુંભારમેં;
અરજુન નામે નિજપદ પાવે, દરસાયા દેદારમેં.
( અ. વા. પૃ. ૪૧ )

* * *

અર્જુન ભગત સ્વયં આત્માનુભવી મુકતપુરુષ હોઈ મુકતના લક્ષણ વર્ણવતા કહે છે કે મુકત પુરુષ હમેશા માયાથી પર રહીને હરિમા— પૂર્ણબ્રહ્મમા ગસબસ રહે છે —

જ્ઞાની, ઘર મૂકી કયા જઈએ ? અમે તો અમ્મર લોક દેવ છીએ.
અન્નપાણીના આહાર નથી, ત્યારે સાગરજલ કેમ પીએ ?
કોઈ પુરુષને કાયા નથી તેને કામાતુર કેમ ફીએ ? જ્ઞાની
ડુંગર મધ્યે દવ લાગે ત્યારે પંખી તે કેમ બિહએ ?
અગનીને કેમ ઉધાઈ વળગરો, મેલ કયાથી મોતીએ ? જ્ઞાની
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુરીયા, ચારે જગા પેશિયે,
પરા પશ્યતી મધ્યમા વૈખરી, અવિગતમા બેશિયે જ્ઞાની
સચરાચરમા વાસા હમારા, સૌ સાથે બોલિયે,
વણવાચાથી વાણી ઉચારે એ, ગગન મધ્યે ગાજિયે. જ્ઞાની
સૂરજને ઘેર સ્હાજ પરોણી, આની'તી એક દીએ,
તે પણ સૂરજ સરખી થઈ છે, જેમ સાગર વ્હેતીએ ! જ્ઞાની.
સતગુરુજીની છાયામા બેસી, રામનુ નામ નિત લીએ,
અરજુન અક્ષર જરો જગતના, અવિનાશી થઈ રીએ જ્ઞાની
(અ વા પૃ ૫૬)

ઉપર વર્ણવેના શ્રી અરજુન ભગતના સંતજીવન ઉપરથી તેમજ તેમના સિદ્ધાંત અને સાધના ઉપરથી નિઃસંદેહ સિદ્ધ થાય છે કે જ્ઞાતિએ ઉચ્ચ નહિ પણ આત્માનુભવે નિરંતર પરમાત્મામા રમનાર અર્જુન ભગત ખરેખર આધુનિક ગુજરાતના એક મહાન્ આત્માનુભવી પરા ભક્તકોટિના સંતપુરુષ હતા.

# શ્રી લાલરામજી

## (ઈ. સ. ૧૮૫૭–૧૯૧૫)

### જન્મથી ઉચ્ચ સંસ્કાર

શ્રી લાલરામજીનો જન્મ કચ્છના નખત્રાણા તાલુકાના દેશલપુર ગામે એક ગોપાલજી નામે કડવા પાટીદાર ભક્તને ત્યાં થયો હતો (ઈ. સ. ૧૮૫૭). તેમનાં માતપિતા સંસ્કારી, સેવાભાવી અને પ્રભુભક્ત હોવાથી લાલરામજીમાં બાલપણથી જ પ્રભુભક્તિનાં બીજ રોપાયાં હતાં. પોતે બુદ્ધિશાળી, વિચક્ષણ અને સેવાભાવી હતા. તેથી પિતાને ખેતીના કામમાં મદદ કરતા અને સંતસાધુની સેવા કરતા.

### દીક્ષા અને ગૃહત્યાગ

એક વખત દેશલપુર ગામે શ્રી ઈશ્વિરરામજી મહારાજ પધાર્યા. તેમના સત્સંગથી લાલરામજી ખૂબ પ્રભાવિત થયા અને તેમના તરફ ગુરુભાવ થવાથી પોતાનાં માતપિતાની આજ્ઞા લઈને તેમણે ઈશ્વિરરામજી પાસે દીક્ષા લીધી અને ગૃહત્યાગ કર્યો. ગુરુપાસેથી તેમણે વેદાંતનું સારુ જ્ઞાન મેળવ્યું. તેઓ હરદમ ગુરુસેવા અને ગુરુભક્તિમાં જ તલ્લીન રહેતા.

### સંતજીવન; સિદ્ધાંત—સાધના

પોતાના ગુરુદેવ શ્રી ઈશ્વિરરામજી મહારાજના દેહવિલય પછીથી તેઓ ગુરુગાદીએ આવ્યા. પોતાના સત્સંગ અને દર્શનાર્થે આવનાર મુમુક્ષુઓને તેઓ આત્મભાવે નિષ્કામ સેવા કરવા તથા હરદમ પ્રભુ-ભક્તિમાં તલ્લીન રહેવાનો બોધ આપતા. આ સંસારને તેઓ સ્વપ્ન-

ગણતા અને એક પરમાત્મા જ સારમાં સાર વસ્તુ છે—એમ સૌને સમજાવતા. પરમાત્મપ્રાપ્તિ માટે ગુરુસેવા કરી ગુરુમંત્રદ્વારા ધ્યાન તથા ભજનમા મગ્ન રહી નિષ્કામ સંતસેવામાં જીવન ગાળવું જોઈએ. ગુરુજ્ઞાનને આચરણમા ઉતારતા સહજમા મુક્તપદનો સ્વાનુભવ થાય છે—એમ તેઓશ્રી પોતાના ભજનમા કહે છે :—

" નહિ કછુ અપના હૈ સબ સપના, સમજસાર ગુરુકર ગ્નાની,
મરમ યથારથ સમજ સયાના, ચરન-કમલકી હો બાની.
ખેલ પ્રખર હૈ સદગુરુ સેવા, બીજમંત્ર મન લે માની,
ઈશ્વરરામ ચરણુ અંતરધર, 'લાલ' કાલ કર ભય ભાની."

*  *  *

ઉપર વર્ણવેલા તેમના ભક્તિજ્ઞાનમય સંતજીવન ઉપરથી સહજ સિદ્ધ થાય છે કે શ્રી લાલરામજી પરમભક્તકોટિના એક સંતપુરુષ હતા.



ઙ

# કાજી અનવર—" જ્ઞાની "

( ઈ. સ. ૧૮૪૩–૧૯૧૬ )

## જન્મ; યોગભ્રષ્ટ—આત્મા અને ભક્તિભાવ

મહાત્મા શ્રી અનવરમિયાંના પૂર્વજો મૂળમાં અરબસ્તાનના વતની હતા; પરંતુ જ્યારે હિંદમાં મુસ્લીમ રાજ્ય સ્થપાયું ત્યારે શ્રી અનવરમિયાંના પૂર્વજો ધર્મ-સુધારણા માટે દિલ્હીમાં આવી વસ્યા હતા; અને તેમના વંશમાં " કાજી "નો હોદ્દો પરંપરાથી ચાલ્યો આવતો હતો. ગુજરાતમાં મુસ્લીમ રાજ્ય સ્થપાતાં તેમનાં માતાપિતાશ્રી પાટણમાં આવી વસ્યાં હતાં. કાજી અનવરમિયાંનો જન્મ વિસનગરમા વિ. સં. ૧૮૯૯ના વૈશાખ વદ ૭ને શુક્રવારના દિવસે થયો હતો. તેમના પિતાનુ નામ આઝમિયાં હતું. પોતે યોગભ્રષ્ટ આત્મા હોવાથી અનવરને આ સંસાર બાળપણથી અસાર જણાતો હતો; અને તેથી તેઓ સંત, સાધુ, સંન્યાસી, ફકીર, પીર વગેરે વિરાગી પુરુષોના સમાગમમાં વિશેષ રહેતા હતા.

## ગુરુપ્રાપ્તિ અને અરણ્યનિવાસ

સૈયદ હદરશાહ નામના ફકીર દ્વારા ગુરુગમ પ્રાપ્ત થતાં આ મસ્તરામ પોતાના આત્મકલ્યાણ માટે જંગલોમાં અને કબ્રસ્તાનો કે જ્યાં પીરની કબરો હોય ત્યાં એકાકી અસંગ ધ્યાનમસ્ત જિંદગી ગુજારતા હતા. આથી તેમને દેહનાં અનેક કષ્ટો સહન કરવાં પડતાં હતા. કોઈ કોઈ વખતે તો બે ત્રણ દિવસે આહાર લેતા હતા. પરંતુ દેહ અને દુનિયાથી પર રહેનાર આ તપસ્વી આ કષ્ટોને હિસાબમાં ગણતા નહીં. તેમનાં

સગાંસંબંધીઓ અને પ્રેમીઓને આથી બહુ દુઃખ થતું હતું. વર્ષો સુધી જંગલમાં અને કબ્રસ્તાનોમાં રહીને પ્રેમીઓના અત્યાગ્રહથી તેઓ વસતીમાં રહેવા આવ્યા હતા.

## વસ્તીમાં વાસ; અને સંતજીવન

વિસનગરમાં આવીને તેઓ કાજીવાડાની એક જીર્ણ કબરને નવી બનાવીને, ત્યાં રહીને ઈશ્વરભજન કરતા હતા અને સમાગમમાં આવનાર મુમુક્ષુઓને બોધ આપતા હતા. સંસારની મોહમાયાથી તેઓ અંજાતા નહીં. આથી હાથમાં જે દ્રવ્ય આવે, તો તે બધું સંતસાધુફકીરોને આપી દેતા હતા. તેઓ ખૂબ નમ્ર હતા અને પોતાની ગણના અભણ વર્ગમાં કરાવવા ઇચ્છતા હતા. " અનવર કાવ્ય " નામનો તેમની પદ્યરચનાનો ગ્રંથ સુવિખ્યાત છે. તેમનાં કાવ્યોમાં ઘણે સ્થળે તેમણે " જ્ઞાની " તખલ્લુસ ધારણ કરેલું છે. આબુ, ગિરનાર, ગુજરાત અને કાઠિયાવાડમાંથી અનેક ભકતો, મુમુક્ષુઓ અને સાધુફકીરો તેમના દર્શન અને સત્સંગ માટે આવતા હતા. અધિકાર અનુસાર તેઓ ભક્તિ, જ્ઞાન, યોગ કે સૂફી ઇશ્કનો તેમને બોધ આપતા હતાં અને બ્રહ્મમસ્ત જિંદગી ગુજારતા હતા.

## પાલનપુરમાં દેહાવસાન; અને દરગાહ

વિ. સં. ૧૯૭૨માં પોતાની તબિયત બગડવાથી તેઓ પોતાના પ્રિય શિષ્ય પાલનપુરના નવાબને ત્યાં ગયા; અને તા. ૨૨-૧-૧૯૧૬ના રોજ આ ફાની દુનિયાને તજીને ૭૩ વર્ષની ઉમ્મરે તેઓ સ્વરૂપાવસ્થાન પામ્યા. નવાબસાહેબે તેમની અંતિમ ઇચ્છા મુજબ મુરસદના રોઝા જેવો જ એક સુંદર રોઝો બનાવડાવ્યો. દર વરસે ત્યાં મોટો મેળો ભરાય છે અને અનેક સ્થળેથી ભાવિકો તેમની દરગાહનાં દર્શનાર્થે આવે છે.

કાજી અનવરમિયાના જીવનની આટલી ઝાંખી કરીને હવે આપણે તેમના સિદ્ધાંત અને સાધનામાર્ગની વિશેષ વિચારણા કરીશું

## સિદ્ધાંત : અજાતવાદ; કિંવા એક અદ્વિતીય પરમાત્મા જ સત્; બીજું બધું યે અસત્

સિદ્ધાંતમાં તેઓશ્રી અજાતવાદી—સર્વાત્મવાદી કે પરમાત્મવાદી હતા—એમ એમની ગદ્ય-પદ્ય વાણી ઉપરથી પ્રતીત થાય છે. "અનવર-કાવ્ય"માં તેઓ કહે છે કે :—

"આકાશ દેખા પાતાળ દેખા દેખા સભી ગગનમે રે ભાઈ,
તિનલોકમે ઉસકો દેખા રમતા સબકે તનમે.
ઉસી સિવા કોઈ ચીજ ન દેખી સમુદર બસ્તી બનમે રે ભાઇ,
ચૌદખંડમેં આપ સમાયા તરેહ તરેહ કે ફનમેં.
ઉસીમેં દોરી લગી હૈ સબકી ખેચે સબકાનમેં રે ભાઈ,
બાજીગર જ્યું પુતલિયુંકા ખેલ કરે લોકનમે.
કભી અમાના સંગ ન છોડે જાગ્રત ઓર સુપનેમે રે ભાઈ,
અનુ પહેર હાજર હૈ રહેતા જ્ઞાનીકે ચેતનમે."

(અનવર–ભજન ૮)

* * *

ઉપરના ભજનમાં તેઓ સ્પષ્ટ જણાવે છે કે—એક અદ્વિતીય નિરાલાગાધિન પરમતત્ત્વ સિવાય બીજું કંઈ વસ્તુતઃ વિદ્યમાન નથી સર્વમાં ગાઢ દોરી લાગી રહી છે, અને તેથી જ સર્વ હલનચલન કરે છે. હું, તું, તે સર્વનો સહજ સૂત્રધાર એક પરમાત્મા જ છે, અને આત્મા એ જ સ્વસંવેદ્ય પરમાત્મા છે—આ એમની વાણીનો મૌલિક સિદ્ધાંત છે.

આ સિદ્ધાંતનું સ્પષ્ટીકરણ કરતા અન્વર કાવ્યના ઉપોદ્‌ઘાતમાં તેઓ કહે છે કે :—"સર્વનું મૂળ તપાસતા સર્વ બ્રહ્મરૂપ જ છે. દુનિયામાં જે જે વસ્તુઓ દેખાય છે તે તે માત્ર જુદા જુદા નામરૂપ છે, પણ વસ્તુ આખરે એક જ છે :—

"જેવો બને બહુરૂપીઓ એ, સ્વાંગ બનાવી અનેક;
અંતરમાથી જે ઓળખો, તો આખર એકનો એક.
ઘહુને દળીને મેદો કરે, તેના અનેક પદાર્થ થાય;
રૂપ ભાસે તેનાં જુદા જુદા, પણ ઘહું તો એક જ કહેવાય."
(અન્વર. ભજન ૬૪)

* *

મુમુક્ષુએ ચિત્તમાં દૃઢ વિશ્વાસથી નિશ્ચય કરવો જોઈએ કે આ સંસારમાં જે પદાર્થ છે તે સર્વે એક જ છે, માત્ર તેનાં નામ અને રૂપ જુદાં છે. ઉદાહરણ, ઘઉં અને તેના અનેક પદાર્થ; ખાંડ અને ખાંડનાં રમકડા; સુવર્ણ અને સુવર્ણના અલંકારો; સમુદ્ર અને તેની લહેરો, પરપોટા ઇત્યાદિ. સર્વનાં સ્વરૂપ ચર્મચક્ષુથી જોતાં જુદાં જુદાં જણાય છે પણ તે સર્વ જ્ઞાનચક્ષુથી જોતાં એક જ છે; એવી જ રીતે આ સર્વ-સંસાર એક જ બ્રહ્મ છે અને એટલા જ માટે "એક બ્રહ્મ ઓર દ્વિતીય નાસ્તિ'—એમ જ્ઞાની પુરુષોએ કહેલું છે." આત્મસિદ્ધિ માટે આવા જ્ઞાનની પરમ આવશ્યકતા છે. सरम् खल्‌ इदं ब्रह्म । नेह नानास्ति किंचन । એ શ્રુતિવચનનો પણ આ જ ભાવ છે. બ્રહ્મનું આટલું વિવેચન કરીને **આત્માનું** સ્વરૂપ વર્ણવતાં તેઓ કહે છે કે :—"સર્વમાં એક જ આત્મા છે; અને આત્મા એ જ પરમાત્મા છે, તે જ્ઞાનચક્ષુથી દેખાય છે. પરમાત્મા આ શરીરની અંદર જ છે; માટે પોતાની અંદર પરમાત્માને

શોધવો જોઈએ કે પોતે પરમેશ્વર છે, બીજો નથી." ( तत्त्वमसि । ), પણ અજ્ઞાનતાને લીધે અજ્ઞાનીઓને બીજો જ ભાસે છે:—

"જેવી મીન દરીઆની અંદર પ્યાસી, તેવા તમે ફરો છો ઉદાસી."
( ભજન : ૬૩ )

"તારા ઓઠે ઈશ્વર છુપાયો છે જો તું,
કનક જેમ કુંડલમાં ઢંકાઈ ગયું છે."
( ભજન : ૬૬ )

* * *

આવશ્યકતા છે. આત્મા-પરમાત્માની સમજણ વિના બધું યે વ્યર્થ જાય છે. આમ ભક્તિ અને જ્ઞાન અરસપરસ એકબીજાને ઉપકારક છે.

**જ્ઞાનમાર્ગ**નું મર્મ સમજાવતા તેઓ કહે છે કે :—

" કહેતા જ્ઞાની સુનો મેરે સંતો અગમપંથ મેં પાયા રે ભાઈ,
આપેસેં જમ હમ આપ નિકલ ગયે અલખપુરુષ ઘર આયા "
(ભજન : ૪)

*　　　*　　　*

" એ તો બાત દેખેકી હોગી કહેનેમેં નહીં આવે રે ભાઈ,
જ્ઞાની જો જીતે મર જાવે વહો એ રસ્તા પાવે. "
(ભજન : ૬)

*　　　*　　　*

" પૂજા ક્રિયાવ્રત સમાધિ કરતવ, છોડા સારા રે ભાઈ,
તપ જપ તો હમ કછુ ન કરીએ, ભાવ અમારા ચાગ. "
(ભજન : ૧૦)

*　　　*　　　*

જપ તપ વ્રત ઇત્યાદિથી ચિત્તશુદ્ધિ થાય છે, પણ વસ્તુની પ્રાપ્તિ થતી નથી. વસ્ત્વનુભવ માટે તો પોતાના નાના " અહં "નો પરમાત્મામાં પૂર્ણ વિલય કરવો જોઈએ. મુમુક્ષુએ મરજીવા થવું જોઈએ. અહંને ઓગાળવા માટે મન, બુદ્ધિ અને ચિત્તની ત્રિપુટીને ધ્યાન, જ્ઞાન અને ભક્તિભાવથી વશ કરવાં જોઈએ અને બ્રાહ્મી બનાવવાં જોઈએ. મન, બુદ્ધિ, ચિત્તની ત્રિપુટી બ્રાહ્મી થતાં " અહં " સ્વરૂપમાં ભળી જાય છે; અને જીવ સ્વયં સચ્ચિદાનંદ બને છે. તેઓ કહે છે કે—
" અહં "થી બંધન અને " નાહં "થી મોક્ષ થાય છે. :—

" નાની નુકતા (=મીંડું, બિન્દુ) ખુદીકા, એનકો કર દે ગેન;
જબ વહો નુકતા મીટ ગયા, વોહી એનકા એન."
(પદ : ૨૯)

આમ આત્માનુભવ માટે "નાદ"નો જ્ઞાનમાર્ગ સર્વોપરિ છે—એમ તેઓ જણાવે છે. વસ્તુતઃ આત્મજ્ઞાન જ મોક્ષપદ માટે સર્વોત્તમ સાધન છે. અંતમાં સુરતશબ્દયોગ કિંવા અજપાજપનું મર્મ સમજાવતાં પોતે કહે છે કે :— .

" સાધુ કરો શુભ અજપા રે જાપ,
જેથી હર મળશે, જાશે બધું પાપ;
સુરતી તમે નાભિ કમળમાંહી લાવો,
ત્યાંથી સોહં શબ્દનો શ્વાસ ઉઠાવો;
શ્વાસોશ્વાસ આત્માનું ધ્યાન ધરાવો,
મનમાં તમે હું આત્મા છું તે ધારો,
શરીરનું ભાન તે સર્વે વિસારો,
શ્વાસોશ્વાસ આત્મારામ સંભારો;
રાખો રાતદિવસ એવો અભ્યાસ,
ત્યારે સ્વામી મળશે તમારા પાસ."
(ભજન : ૪૭)

સારાંશ કે, પરમાત્માનો સાક્ષાત્કાર અનુભવવા માટે મુમુક્ષુએ સુરતનૂરત સાથે ૐના જપમાં અને તેના જ ચિંતનમાં દમ બ દમ લાગ્યા રહેવું જોઈએ. પ્રણવના આવા સ્વાભાવિક જપમાં પ્રત્યેક શ્વાસોશ્વાસે સુરતા રાખવાની યૌગિક પ્રક્રિયાને ' અજપાજપ ' કહે છે. આ મોહમૂતી—ૐની સાધના વડે દેહાધ્યાસનું મૂલબીજ લય પામે છે અને આત્મ-સાક્ષાત્કાર થાય છે.

ઉપર વર્ણવેલા કાઝી અનવરમીયાના તપસ્વી જીવન ઉપરથી તેમજ તેમનુ જીવનદર્શન, તેમના સિદ્ધાંતો અને આત્મસિદ્ધિ માટે દર્શાવેલા સાધનામાર્ગ ઉપરથી નિર્વિવાદ સિદ્ધ થાય છે કે કાઝી અનવરમીયા અર્વાચીન ગુજરાતના અદ્વૈતાનુભવી એક મહાન ત્યાગી સત્પુરુષ હતા

# શ્રી ધર્મદાસજી

## ( ઈ. સ. ૧૮૬૬-૧૯૧૮ )

### જન્મ : ભજનકીર્તન; અને ધર્મનિષ્ઠ જીવન

વિક્રમ સંવત ૧૯૨૨માં સૌરાષ્ટ્રમાં આવેલા કનેસરા ગામે શ્રી ધર્મદાસજીનો જન્મ થયો હતો. તેમના પિતા નારાયણદાસજી મહાભક્ત હોવાથી ભક્તિના સંસ્કાર તેમને વારસામાં મળ્યા હતા. વયમાં આવતાં તેમણે સંગીતકળા સાધ્ય કરી હતી; અને પોતે ભજનો રચતા હતા. શ્રી ધર્મદાસજી મહાભજનિક હતા; અને ભજન ગાતા પહેલાં સાખીઓ ગાતા અને જ્યાં સુધી મોરલાઓ ટહુકે નહિ ત્યાં સુધી ધર્મદાસજીની સાખીઓ બંધ ન થાય અને ભજન આરંભાય નહીં. મોરલા ટહુકે એટલે જ ભજન આરંભાય. એક વાર નહિ પણ અનેક વાર મોરલાઓનો ટહુકાર સાંભળનાર અનેક માનવીઓ આજે જસદણ, રાજકોટ અને બોટાદમાં હયાત છે. પોતે મહાન ભક્ત હોવા ઉપરાંત મહાન ત્યાગી પણ હતા. ત્રણ ત્રણ વાર સંપત્તિથી ભરપૂર ઘર ખુલ્લા મૂકી તેમણે ગરીબો પાસે લૂંટાવ્યાં હતાં; અને એક પાઈ પણ પોતાની પાસે રહેવા પામી ન હતી. વિશેષમાં તેઓ **અયાચકવ્રત** પાળતા હતા; અને તેથી પ્રભુ સિવાય કોઈને યાચના નહિ. તેમનું જીવન ઘણું જ ધર્મિષ્ઠ હતું. ઠેઠ જીવનના અંત સુધી તેમનું એક પણ કાર્ય ધર્મવિરુદ્ધ થયું જ ન હતું. આમ 'યથા નામ તથા ગુણ' ધરાવનાર હોવાથી લોકો તેમને ધર્માવતાર માનતા હતા.

### સંતજીવન; પરોપકાર અને ચમત્કારિક ઘટના

પોતે પ્રભુનિષ્ઠ હોવાથી તેમના બાહ્યાંતર જીવનમાં એકતા હતી. જેવું લક્ષ્ય, તેવા જ તેમનાં લક્ષણ હતાં. આથી તેઓ દંભને ખૂબ

ધિક્કારતા હતા, અને તેથી ત્યાગભાનના વગરના વેશધારી બાવાઓ ઉપર કટાક્ષ કરતા તેઓ પોતાના ભજનમા કહે છે કે —

" આજ થયા બુદ્ધિ વગરના બાવા, ઘર્યો વેષ ધૂતી ધૂતીને ખાના,
ઉપ યે હાડ તો ઠીક બનાર્યો, પણ લક્ષણુ સાધુના નાવ્યા,
નારાયણુ ચરણે બોલ્યા ધર્મદાસ, હવે હરિગુણ ગાવા "
(મગનમદિર ભજનાર ૧૮૫૫)

એક વાર એવુ બન્યુ કે છપ્પનના ભનકર દુષ્કાળમા તેમના ઘરમા એક કણુ પણુ રહ્યો નહી અને અભ્યાગતો આવ્યા જ કરે તેથી પોતે ખૂબ મૂઝાયા એટલે ગમસાગર લઈને અનખને આરાધ્યા —

" વાલા વાડી રે તમારી આજ, છપ્પનમા સુકાણી રે,
જેથી ઝાખા દીસે છે ઝાડ, પીવા ન મળે પાણી રે —૧
એજી વાલા તમે મૌનવ્રત લીધા મહારાજ, નમેરા બેરા થઈને રે,
કા પોઢી ગયા કિરતાર ! પલગે નાતમ જઈને રે —૨
કરીએ કોની પાસે જઈને ગવ! પૂછુ કર જોડી રે,
તમે જાગીને જુઓ જદુરાય, ઉઠો આળસ મરડી રે —૩
વ્હાલા ! બાના સામી બનવીર, નજર જરા કરજો રે,
એવા સુદર શ્યામ શરીર, અરજી ઉર ધરજો રે —૪
વ્હાલા સદ્દગુરુ મળીયા સમર્થ, ચતુરે ચરણે લીવા રે,
' ધર્મદાસ 'ને ઓળખાવ્યા નાથ પ્રેમપ્યાલા પીધા રે "–૫

આ ભજન ગાયા પછી તેમણે પોતાની ધર્મપત્નીને કહ્યુ કે— ' આપણી જૂની કોઠીમા તપાસો, જગનાથ જુવાર આપશે ' તપાસતા સુદર સફેદ જુવાર ભરેલી જોઈ તેને દળી રોટી બનાવી તેમણે અભ્યાગતોને પોષ્યા હતા આ કોઠીમા આખી યે છપ્પનની શાલ જુવાર ખૂટી જ નહિ આમ દુષ્કાળમા પ્રભુકૃપાથી ધર્મદાસજી અનેકના પાલનહાર

બન્યા હતા. વિ. સં. ૧૯૭૪ના અરસામાં તેઓ સ્વરૂપાવસ્થાન પામ્યા હતા.

તેમના પરોપકારી ભક્તિમય જીવનની આટલી ઝાંખી કરીને તેમના સિદ્ધાંત અને સાધનાની વિચારણા કરીશું.

## પરમાત્મા જ સાર સર્વસ્વ છે, માટે સર્વાર્પણ કરી પ્રભુનું જ લક્ષ્ય રાખી લક્ષ્યને અનુરૂપ લક્ષણોયુક્ત જીવન જીવવું—એ જ સિદ્ધાંત-સાધના

પોતે મહાભક્ત હોવાથી એક પરમાત્મા જ સાર સર્વસ્વ છે—એવી તેમની દૃઢ માન્યતા હતી. તેમનું જીવન પ્રભુમય હતું. તેથી તેમના સત્સંગ અને સમાગમમાં આવનારને તેઓ કહેતા હતા કે આ અસાર સંસારમાં સારમાં સાર એક અદ્વિતીય પરમાત્મા જ છે. તે સગુણ-નિર્ગુણ ઉભય છે. પ્રભુપ્રાપ્તિ માટે મુમુક્ષુએ સાત્ત્વિક થવું જોઈએ અને પ્રભુમાં અચલ શ્રદ્ધા-ભક્તિ હોવાં જોઈએ. સૌને રામરૂપ જાણીને સર્વાત્મભાવ રાખી પ્રાણીમાત્રની નિષ્કામ સેવા કરવી જોઈએ અને હરદમ હૈયામાં હરિસ્મરણ હોવું જોઈએ. સર્વસ્વના ભોગે જીવનમાં એક પ્રભુપ્રાપ્તિનું જ લક્ષ્ય રાખવું જોઈએ; અને લક્ષ્યને સમરૂપ વર્તન મનસાવાચાકર્મણા હોવું જોઈએ. લક્ષ્ય પ્રમાણે લક્ષણો વિના પરમાત્મા સાથે તાદાત્મ્ય અનુભવાય નહિ; શાંતિ અને સંતપણું આવે નહિ.

ઉપર વર્ણવેલા તેમના ધર્મનિષ્ઠ ભક્તિમય જીવન ઉપરથી તેમ જ તેમના સિદ્ધાંત-સાધના ઉપરથી સહજ સમજાય છે કે શ્રી ધર્મદાસજી એક પરમભક્ત કોટિના અનુભવી સંતપુરુષ હતા.

---

# પરમહંસ શ્રી માધવદાસજી

( ઈ સ ૧૮૦૬–૧૯૨૧ )

## જન્મ—શિક્ષણ; ગૃહત્યાગ, દીક્ષા અને ભ્રમણ

મહાપ્રભુ ગૌરાંગના નવદ્વીપ ( આધુનિક નદીઆ ) પાસેના પૂર્વ-બંગાળના એક નાના ગામમા મુખોપાધ્યાય અવટંકી વિશુદ્ધ બ્રાહ્મણ કુટુંબમા માધવદાસજીનો જન્મ થયો હતો. કઈ સાલમા એમનો જન્મ થયો હશે, એની ચોક્કસ માહિતી મળતી નથી, પણ વિ સં. ૧૯૭૭ના પોષ વદી એકાદશી ને ગુરુવારના રોજ પોતે માલસરમા સમાધિસ્થ થયા ત્યારે તેમનુ આયુષ્ય લગભગ ૧૧૫ વર્ષ ઉપરાંતનુ હતુ તેથી ઈ સ. ૧૮૦૬મા તેઓશ્રી જન્મ્યા હશે એવુ અનુમાન કરવામા આવ્યુ છે. ગુજરાતમા નર્મદાતટે માલસર આશ્રમમા તેઓશ્રી ૩૦–૩૫ વર્ષ રહ્યા હતા અને પોતે ત્યા જ સમાધિ લીધેલી છે તેથી ગુજરાતના સંતોમા અહી તેમની ગણના કરવામા આવી છે બાલ્યાવસ્થામા તેમણે પોતાની માતૃભાષા બંગાળી તથા અંગ્રેજીનો અભ્યાસ કર્યો હતો એમણે અંગ્રેજી અભ્યાસ કલકત્તાની એક મિશનરી સ્કૂલમા કર્યો હતો. આમ ખપ પૂરતુ અંગ્રેજી શિક્ષણ લઈને તેઓ પોતાને વતન ગયા હતા એમનામા વૈરાગ્ય જન્મસિદ્ધ હતો, પણ પોતાના માતપિતાના મૃત્યુથી તે દૃઢીભૂત થયો હતો દૈવયોગ એવો બન્યો કે વતનમા એમના લગ્નની તૈયારી કરી તે વખતે અચાનક એમનાં માતુશ્રીનો દેહાત થયો લગ્નની તૈયારીનો સામાન માતુશ્રીની ઉત્તરક્રિયામા વપરાયો, અને લગ્ન થોડા વખત માટે મુલતવી રહ્યુ લગ્ન માટે પુન તૈયારી કરતા પિતાનો સ્વર્ગવાસ થયો અને બીજી વારની લગ્નની

સામગ્રીનો ઉપયોગ પિતાજીની ઉત્તરક્રિયામા થયો. આથી પોતાનુ ભાવિ ઉકેલનાર માધવદાસજીએ મૃત્યુપર્યંત અવિવાહિત રહેવાની ભીષ્મ પ્રતિજ્ઞા લીધી લગ્નબંધનમાથી મુક્ત થયા પછી એમણે કુચબિહારના રાજ્યમા પોલિસખાતામા ને ન્યાયખાતામા થોડો વખત અમલદારી કરી હતી, પણ 'નરો વા કુંજરો વા' જેવું ધર્મસંકટ આવતા એમણે વ્યાવહારિક જીવનનો સર્વથા ત્યાગ કર્યો. ગૃહત્યાગ કરીને ભ્રમણ કરતા તેમને એક સંતમહાત્મા ભક્તિચરણદાસજીનો સત્સગ થયો. એમની પાસે ગુરુદીક્ષા ગ્રહણ કરી તેઓ ગુરુસ્થાન નવદ્વીપ ગયા, પણ પોતાના ગુરુસ્થાનમા એઓશ્રી વિશેષ રહ્યા નહિ. પ્રખર વૈરાગ્યાગ્નિને શાત કરે એવો યોગ-અભ્યાસ કરી પરમ પ્રેમામૃત પીવાની એમની તૃષા ત્યા છીપી નહિ આથી જગન્નાથજીના આસપાસના પ્રદેશમા તેઓ ભ્રમણ કરતા હતા આ સમયે તીર્થસ્નાન કે સાધુઓના સમૂહમા રહેવા કરતા તેઓ નિર્જનવાસ જ પસદ કરતા

## યોગસાધના અને સિદ્ધિઓ

ગુરુસ્થાન છોડ્યા પછી એમણે આસામ, તિબેટ અને હિમાલયના પ્રદેશમા ઘણુ ભ્રમણ કર્યું હતુ. હઠયોગની ઘણીખરી ક્રિયાસિદ્ધિઓ એમણે એ પ્રદેશમા જ પ્રાપ્ત કરેલી હઠયોગ ઉપરાત મત્રયોગ પણ એમણે સિદ્ધ કરેલો અનેક જાતના મત્રપ્રયોગો એ જાણતા આમાનો એક પ્રસિદ્ધ મત્રયોગ એમની અન્નપૂર્ણા સિદ્ધિનો હતો નૈષ્ઠિક બ્રહ્મચર્ય, દૃઢ વૈરાગ્ય, નિર્માનમોહ, અને અવિરત કર્મપરાયણતા એ એમના વિશિષ્ટ લક્ષણો હતા તેથી કઠિન હઠયોગ સાધના પણ તેઓ સહેલાઈ-થી સાધી શક્યા હતા. યોગ્ય પાત્રને ગળાની નસ દબાવી થોડો વખત સમાધિ કરાવી શકતા હતા મુબઈમા આવા પ્રયોગો કરેલા કેટલાકે પ્રત્યક્ષ જોયા હતા પણ ત્યાગી સિવાય અન્યને તેઓ હઠયોગનો માર્ગ બતાવતા નહિ. માત્ર શરીરને નીરોગી રાખવા જેવી કેટલીક હઠયોગની

પ્રક્રિયાઓ તેઓ સૌને બતાવતા યોગસાધનામા બાર વર્ષના સાધના કાળને કલ્પ (યોગ) કહેવામા આવે છે બાર વર્ષ સુધી ક્રિયા માટે દઢતા, ધૈર્ય અને સાધનપરાયણતા રાખવી એ કાઈ નાનીસૂની વાત નથી આના સુમારે નવ કલ્પો એમણે કરેલા હતા આમ યોગસાધના દ્વારા તેમણે અનેક સિદ્ધિઓ પણ પ્રાપ્ત કરી હતી યોગસાધના સાધતા સાધતા તેઓ ભારતવર્ષમા ફરતી અવધૂતોની જમાતોમા પણ ફરતા હતા પ્રથમ તેઓ જમાતમા સાધારણ સાધુ તરીકે દાખલ થયા હતા, અને પોતાની સિદ્ધિઓ ગુપ્ત રાખતા હતા પણ તેઓશ્રી દયાની મૂર્તિ હતા, તેથા સસારના ત્રિવિધ તાપ હરવા માટે, જનકલ્યાણ માટે, પોતાનો બધો યોગભડાર હમેશા ઉઘાડો જ રાખ્યો હતો એમના યોગબળના ચમત્કારોથી એમની કીર્તિ અને મહત્તા એટલા બધા વધી ગયા કે એ પોતે જ ૨૦૦ થી ૫૦૦ સાધુઓની જમાતના મહત બન્યા મહત તરીકે પોતાની જમાત લઈને તેઓ ભારતવર્ષમા ફરતા એ વખતે અનેક ચમત્કારિક ઘટનાઓ તેમના જીવનમા બની હતી તેના બેનણ દષ્ટાતો આપ્યા છે

## ચમત્કારિક ઘટનાઓ; અન્નપૂર્ણા; મૃતપુત્ર સજીવન અને દર્દનિવારણ

(૧) પોતાની જમાત કરાચી આવી પડી હતી ત્યારે કોઈક ધનમદથી વિવેક ભ્રષ્ટ શેઠિયાએ એમ કહ્યુ કે "મહારાજજી! આવડી મોટી સાધુઓની જમાત ફેરવી લોકો પર ખર્ચનો બોજો શા માટે નાખો છો? આપના સિદ્ધિબળથી બધો નિર્વાહ કેમ નથી ચલાવતા"? આનો મદ ઉતારવા મહારાજે કહ્યુ – 'શેઠજી! આપના જેવા ગૃહસ્થો જે કઈ સતસેવા કરે છે, એ બધુ પરમાત્માની કૃપા અને પ્રેરણાથી જ થાય છે નહિ તો' ચમડી તૂટે પણ દમડી ન છૂટે' એવા આ કલિકાલમા

પણ સંતસેવા ચાલુ રહી છે. એ સંત સાધુઓનો ચમત્કાર નહીં તો બીજુ શું ? પણ ઠીક, કાંઈ નહી. પરમાત્મા બધાનું પૂરું કરે છે; જમાન એક અઠવાડિયું રહેંગે અને જમાત તરફથી જ શહેરના બધા અંતઃવાવુને સાત દિવસના ભોજનપ્રસાદના નોતરા રહેંગે." આમ કહી નગરમા સાત દિવસ નોતરા ફેર્યા. સૌને યથેચ્છ જમાડી તૃપ્ત કર્યા. આથી શેઠશ્રીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

(૨) કચ્છમા માડવી બંદરના એક શ્રીમાન્ વણિકનો પુત્ર પાણીમા ડૂબીને બેહોશ બની ગયો હતો. ડૉક્ટરો નિરાશ થયા હતા. પ્રાણ ઊડી ગયો હશે એમ સૌએ માન્યું હતુ. ત્યા શેઠને મહારાજશ્રીની જમાતની ખબર પડી અને પોતે મહારાજશ્રી પાસે આવ્યા. મહારાજશ્રીએ કૃપા કરીને પોતાના પ્રાણ વિનિમયના પ્રભાવે મૃત મનાયેલા પુત્રને સજીવન કર્યો. આથી ત્યા લોકોની પરમાત્મામા શ્રદ્ધા ભક્તિ દૃઢ થયા.

(૩) સિંધમા કોઈ ઠેકાણે જમાત પડી હતી તે વખતે કલેક્ટરનો પડાવ નજીકમા હોવાથી સાહેબના મડમને સાધુઓના ભજનકીર્તનથી ઊંઘમા ખલેલ પડતી હતી. આથી ત્યાથી જમાત ઉઠાવી લેવા કલેક્ટરે હુકમ કર્યો. જમાત તો ત્યાથી ઊપડી, પણ મડમ અચાનક માદા પડ્યા. ડૉક્ટરોથી આરામ થયો નહિ. આથી કોઈના સૂચનથી પોતાની ભૂલ સમજાતા કલેક્ટર મહારાજશ્રી પાસે ગયા અને પગે પડીને ક્ષમા માગી. મહારાજશ્રીએ ઉદાર ચિત્તે હસીને ક્ષમા આપી અને કહ્યું કે કર્તાહર્તા તો પરમેશ્વર છે; અમારે સાધુઓને તો 'સબ ભૂમિ ગોપાલકી હૈ'. પરંતુ ત્યાથી નીકળવામા આપ નિમિત્ત બન્યા અને પાપભાગી થયા. આપને હવે પશ્ચાત્તાપ થાય છે તો પરમ કૃપાળુ પરમાત્માની ઇચ્છાથી મડમને ઠીક થઈ જશે. સાહેબને એમ કહી શાત કરી પોતાને ઘેર પાછા મોકલ્યા અને મડમ સાહેબને પણ આરામ થયો.

## માલસર આગમન, નિવાસ અને આશ્રમસ્થાપના

અલખ જગાવતા ફરતા ફરતા થોડાક જમાતી સાધુઓ સાથે મહારાજશ્રી ગુજરાતમા આવ્યા નર્મદાને કાંઠે ફરતા ફરતા માલસરની ટેકરી એમને ગમી વિ. સ ૧૯૪૬મા એમણે ત્યા આસન કર્યુ એમને લાગ્યુ કે ગુજરાત સાત્ત્વિક પ્રદેશ છે, ભક્તિવાન છે અને આહારમા વિશુદ્ધ છે આથી તેમણે ધીમે ધીમે માલસરનુ સ્થાન ચેતાવવા માડયુ. અનેક મુમુક્ષુઓ ત્યા તેમના દર્શન અને સમાગમ માટે આવવા લાગ્યા એમની સરળતા અદ્ભુત હતી બાળકથી માંડીને વૃદ્ધ, વિદ્વાનથી અભણ, પરમ આસ્તિક અને કર્મનિષ્ઠથી લઈને પામર, વિષયી કે પ્રમાદી, પ્રાચીન કે નવીન સસ્કારના અનુયાયી—એ બધાની સાથે એકસરખી રીતે મહારાજશ્રી ભળી જતા દરેકને એમના તરફ સ્નેહ અને માન ઉત્પન્ન થતા મતભેદ એમના વાતાવરણમા ઉદ્ભવતો જ નહી આથી એમની કીર્તિ ચાર દિશાએ પ્રસરી હતી અને માલસરની આસપાસ બસો ગાઉ સુધી એમની પ્રતિષ્ઠા જામી હતી એમના પ્રતાપથી પહેલા જે એક નિર્જન મેદાન હતુ ત્યા આજે ભવ્ય મકાનો શોભા થના છે અને માલસરનો આશ્રમ આજે ભગવદ્પરાયણ ભક્તોનો ભક્તિ કુજ બની ગયો છે ત્યા એક મોટુ સુશોભિત ભવ્ય મદિર બધાવવામા આવ્યુ છે અને તેમા શ્રી ગોપીનાથજીની મૂર્તિની પ્રતિષ્ઠા કરવામા આવી છે ત્યા મદિર ઉપરાત આસપાસ પુષ્પવાટિકા, સતસાધુ અને ભાવિક અતિથિઓને માટે નિવાસગૃહો અને એક ગૌશાળાનુ વિશાળ મકાન છે પોતાની યોગસાધના માટે માલસરથી ચાર માઈલ દૂર નર્મદા તટે રણાપૂર ગામે મહારાજશ્રી માટે એક ગુફાની સ્થાપના થયેલી છે અને રણાપૂરમા ' શ્રી માધવવિજય સસ્કૃત પાઠશાળા ' પણ ચાલુ કરવામા આવેલી છે આમ મહારાજશ્રીના ચરણવિહારથી પુનિત થયેલા માલસર અને રણાપૂરના ધામ સાત્ત્વિકતાનુ શાંતિનિકેતન છે ત્યા ભગવત્પૂજા,

સાધુસેવા અને આતિથ્યસત્કાર, એ નિપ્રધર્મની એકવાક્યતા દૃષ્ટિગોચર થાય છે. દૂરદર્શી મહારાજશ્રીએ આશ્રમની વ્યવસ્થા ભવિષ્યમાં સુરક્ષિત રહે એ હેતુથી ‘ટ્રસ્ટ’ કર્યું છે. મહારાજશ્રીનું સમાધિસ્થાન ભાવનગરમાં જ છે અને ત્યાં તેમની શિષ્યપરંપરા હજી ચાલુ છે.

### સિદ્ધાંત —“ब्रह्मसत्य, जगन्मिथ्या” “પ્રભુ સાચો, જગત જૂઠું”

પરમહંસ માધવદાસજીના જીવનની આટલી ઝાંખી કરીને હવે આપણે તેમના સિદ્ધાંત અને સાધનામાર્ગની વિચારણા કરીશું. સિદ્ધાંતમાં તેઓશ્રી ભગવાન શંકરાચાર્યજીના અદ્વૈત બ્રહ્મનો સ્વીકાર કરતા હતા, અને સમાગમમાં આવનાર સૌને તેઓ દેહ અને દુનિયાની ક્ષણભંગુરતા દર્શાવી આત્માભિમુખ—પરમાત્માભિમુખ થવા પ્રેરણા આપતા હતા.

### સાધના —યોગ તથા સેવા અને પ્રેમલક્ષણા ભક્તિ

આત્માનુભવ માટે તેઓ યોગમાર્ગને પ્રાધાન્ય આપતા હતા. પોતે વિવિધ પ્રકારના યોગમાં પારંગત હતા. પરંતુ પોતાના સમાગમમાં આવનાર મુમુક્ષુ સજ્જન અને સન્નારીના અધિકારને લક્ષમાં લઈને બહુધા તેઓ પ્રેમલક્ષણા ભક્તિનો જ ઉપદેશ આપતા હતા, અને આરોગ્યરક્ષણ માટે હઠયોગની કેટલીક પ્રક્રિયાઓ બતાવતા હતા. પોતાના કોઈ ત્યાગી વિરલ શિષ્યને જ તેઓશ્રી હઠયોગદ્વારા આત્માના અનુભવનો માર્ગ બતાવતા. સેવાધર્મદ્વારા સર્વાત્મભાવ વિકસાવવા તેઓ સૌને કહેતા :—“દેખો, અન્નવસ્ત્રની સેવા કરવામાં પોતાપાનનો ભેદ હોય જ નહીં, અન્નવસ્ત્રથી સંતસેવા કરવી, એ તો ગૃહસ્થોનો અને આશ્રમસ્થ સાધુઓનો ધર્મ જ છે, પણ એ વિનાયે કોઈ પણ જીવ ક્ષુધાતુર કે શીતોષ્ણના દ્વંદ્વથી પીડાતો આપણે આંગણે આવીને ઊભો રહે તે વખતે જીવસેવાનો લહાવો ખોઈ, નરમાં નારાયણદર્શનનો લાભ

જવા દેતો કરી, અને દાનના ઉત્તમ નિમિત્તમા ભગવાન્ તમને મૂકે છે તે અમૂલ્ય તક ગુમાની, આજકાલના અજ્ઞાની ધનાભિમાનીઓ એમને નિરુદ્યમીનુ ઉપાલભ આપી, મજૂરી કરવાનું સૂચન કર, એ શુ દાઝ્યા ઉપર ડામ નહી ? તમને લાગે છે કે જેનામા એટલી શક્તિ કે બુદ્ધિ હોય એ તમારે આગણે દીનયાચક તરીકે ઊભો રહે ? નક્કી સમજજો કે સતસાધુ તો ભગવત્પ્રેરણાથી તમારી ભક્તિની પરીક્ષા જોવા માટે એના અને તમારા પ્રારબ્ધયોગે તમારે આગણે આવી ચટે છે, અને પછી રહ્યા બાકીના દુર્બલ-નિર્ધન-રક-ભાગ્યહીન કલિકાલથી પીડાતા પામર—એમને માટે તો પાત્રાપાત્રનો પ્રશ્ન જ ક્યા છે ? પામરો તો લોકોને દેખાડે છે કે અમે દાન નથી કર્યુ તેની આ દશા જુઓ —

"द्वारं द्वारं भ्रमन्तीह भिक्षुकाः पात्रपाणयः ।
दर्शयन्तीह लोकानां नादत्तफलमीदृशम् ॥"

ઉપર વર્ણવેલા તેમના સિદ્ધ જીવન ઉપરથી તેમ જ તેમના સિદ્ધાત અને સાધના ઉપરથી નિસદેહ ફલિત થાય છે કે પરમહસ શ્રી માધવદાસજી મહારાજ આધુનિક ગુજરાતના યોગી કોટિના એક મહાન સતપુરુષ હતા



# શ્રી મુગટરામ મહારાજ

(ઈ સ ૧૮૭૪–૧૯૨૪)

આર્યાવર્તની મહત્તા એજ છે કે એમા અનત જ્ઞાનૈશ્વર્યસપન્ન અનેક આત્માનુભવી મહાપુરુષો પ્રકટ્યા છે અને આજે પણ પ્રકટે છે ઇતર દેશોમા વસનાર મનુષ્યો જ્યારે માયાના પ્રવાહમા જ અહર્નિશ અટવાય છે, ત્યારે આ પરમપુનિત દેશમા સર્વોત્કૃષ્ટ પરમપદને પ્રાપ્ત કરનાર અનેક વ્યક્તિઓ થઈ ગઈ છે અને હજી પણ થાય છે ભારતનુ આ અહોભાગ્ય છે આથી જ ભક્તો, યોગીઓ, જ્ઞાનીઓ અને મહાત્માઓની શોધ માટે દુનિયાભરમાથી સાધકો અને મુમુક્ષુજનો અહી આવે છે ઈ સ ૧૮૭૪મા (વિ સ ૧૯૩૦ વૈશાખ સુદ ૫ના રોજ) વડોદરા જિલ્લાના મજૂસર ગામમા બ્રાહ્મણ કુટુબમા શ્રી મુગટરામ મહારાજનો જન્મ થયો હતો તેમના પિતાનુ નામ આદિતરામ હતુ શ્રી મુગટરામ એક પૂર્વના યોગભ્રષ્ટ આત્મા હતા, અને તેઓ બાલ્યાવસ્થામા પોતાના માતામહ શ્રી દાજીભાઈ જાનીને ત્યા રહેતા હતા ત્યા તેમણે ક્રમે ગુજરાતની ચોપડીઓનો અભ્યાસ કર્યો હતો અને વાચતાલખતા શિખ્યા હતા, બાદ ગુરુકૃપાથી અનેક શાસ્ત્રો અને ભાષાઓનુ તેઓ સારુ જ્ઞાન ધરાવતા હતા તેમના માતામહ શ્રી દાજીભાઈ જાની સિદ્ધ પુરુષ હતા અને ગાયત્રીના પરમ ઉપાસક હતા દેખાવમા તેઓ સામાન્ય બ્રાહ્મણ જેવા હતા, પણ તેમનામા અગાધ જ્ઞાન અને ઐશ્વર્ય હતુ શ્રી જાનીને પોતાના ભાણા શ્રી મુગટરામજી પર ખૂબ પ્રીતિ હતી, કારણ કે, તેઓ શ્રી જાનીની ખૂબ સેવા કરતા હતા આથી દેહાવસાન સમયે પોતાના પ્રીતિપાત્ર અને સર્વ પ્રકારે સુપાત્ર ભાણાશ્રી મુગટરામજીને પોતાના જમણે પડખે બેસાડીને જમણો

હાથ તેમના તરફ કરીને પોતાની સર્વ સિદ્ધિઓ "ચલ જા, માયા" એવા શબ્દો બોલીને તેમને આપી દીધી, અને "હું જઉં છું" એટલા શબ્દો બોલીને પોતે તરત જ બેસ બેસ ૭૬મે વર્ષે શરીર છોડી દીધું હતું શ્રી મુગટરામ પોતાના માતામહ પૂજ્યપાદ જાનીને પોતાના ગુરુ માનતા હતા અને કહેતા હતા - જે કંઈ છે તે ગુરુ જ છે, જે કંઈ થાય છે તે ગુરુમહારાજની કૃપાથી જ થાય છે આવી અલૌકિક ગુરુ ભક્તિથી અને ગુરુકૃપાથી બાલ્યાવસ્થામાં જ શ્રી મુગટરામજીને સિદ્ધિઓ વરી ચૂકી હતી તેથી પૃથ્વીમાં ધન હોય તો તેઓ જોઈ શકતા હતા વનસ્પતિઓનો ગુણ જાણતા હતા યંત્રોમાં કોઈ બગાડ હોય તો તે ઈજનેરને અહીંથી ઠીક કરો એવી સલાહ આપતા હતા લોકલોકાતરની વાત તેમને પ્રત્યક્ષ હતી.

## ગૃહી જીવન, અતિથિ સત્કાર અને પરાર્થી જીવન

યોગ્ય વયે શ્રી મુગટરામજીનું સૂરજ નામની એક સાધ્વી પતિ-પરાયણા કન્યા સાથે લગ્ન થયું. દંપતીજીવનમાં શ્રી મુગટરામજીને ત્રણ પુત્ર અને એક પુત્રી હતા તેમનો ગૃહસ્થાશ્રમ ધર્મનિષ્ઠ અને આદર્શ હતો શ્રી મુકુટાશ્રમમાં અતિથિસત્કાર બહુ ભાવપૂર્વક કરવામાં આવતો તેમને ત્યાં રોજ લગ્ન જેવી ધમાલ ચાલતા કરતી, કારણ કે જે કોઈ દર્શનાર્થે આવે તેઓનું તેઓ સ્વાગત કરતા, અને રસોડામાં સીધા જમવા મોકલતા પાંચનું રાંધ્યું હોય અને પચીસ આવે, પચીસનું રાંધ્યું હોય અને સો આવે--આમ છતાં તેમના ધર્મપત્ની સૂરજબા અકળાતા નહીં. અન્નપૂર્ણાની કૃપાથી તેમને કદિયે અતિથિસત્કાર કરવામાં વાધા આવ્યે ન હતો આગંતુક કોઈ વસ્તુ લઈ જાય, ભાંગી નાખે, કે બગાડે તોપણ તેમને અતિથિ પર અભાવ થતો નહીં. अतिथि देवो भव । એ જ સૂત્ર દંપતીએ જીવનમાં ઉતાર્યું હતું અહર્નિશ તેઓ ત્રિકાળ સંધ્યા, દેવોપાસના, વૈશ્વદેવ, ગાયત્રી જપ અને અતિથિસત્કાર

આ પાચ બ્રહ્મકર્મમા પ્રવૃત્ત રહેતા હતા. ધર્મને તેમણે જીવનમા એટલો બધો વણી નાખ્યો હતો કે માનવદેહમા જાણે સનાતન ધર્મ પ્રકટ થયો હોય એમ લાગતુ હતુ. તેઓ ધર્મમા આચારને અગ્રસ્થાન આપતા હતા; અને ભાવાદ્વૈત સર્વાત્મભાવમા માનતા છતા ક્રિયાદ્વૈતમા માનતા નહીં અને ચુસ્તપણે બ્રાહ્મણધર્મ પાળતા હતા. સાત્ત્વિકતા એ તેમના જીવનનુ પ્રધાન લક્ષણ હતું; કારણ કે, સત્ત્વશુદ્ધિ વિના તત્ત્વજ્ઞાન ટકે નહીં એવી તેમની દૃઢ માન્યતા હતી.

## સંતજીવન; ત્રિલોચન; વચનસિદ્ધિ અને લોકસંગ્રહ

ગુરુકૃપાથી અને ધર્મનિષ્ઠ જીવનથી તેમને "નિરાવરણદૃષ્ટિ" ત્રિલોચન કે જ્ઞાનચક્ષુ ઉઘડ્યું હતું. પોતાની નિરાવરણદૃષ્ટિ વડે તેઓ હસ્તામલકવત્ અખિલ બ્રહ્માંડમા વર્તમાનમા બનતું, ભૂતકાળમા બની ગયેલું અને ભાવિમા બનવાનું હોય તે બધુ યે જોઈ જાણી શકતા હતા. ટૂંકમાં તેઓ ત્રિકાળજ્ઞાની હતા. આથી જે કોઈ તેમને મળવા આવતા તે ક્યાથી આવ્યા છે, શા માટે આવ્યા છે તેમને શું પૂછવું છે, રસ્તામા તેમને કેવો અનુભવ થયો હતો, તેમને જે કંઈ દુઃખ હોય તો તે કયા કારણથી છે અને તે દૂર થઈ શકશે કે નહીં, વગેરે સર્વ તે સહજમા એક આંખના પલકારામા જાણી જતા હતા. અમુકના મૃત સંબંધીઓ કયા લોકમા કઈ સ્થિતિમા છે તે પણ તેઓ સહજમા જાણી શકતા હતા. લોક લોકાંતરની કોઈપણ વાર્તા જણાવવા જેવુ ઘટે તો તે સહજ જણાવતા હતા. તેમના આવા અલૌકિક સામર્થ્યને લઈ નાનામોટા, રાય કે રંક આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષ પોતાના દુઃખનિવારણાર્થે તેમની પાસે આવતા હતા. પોતે પરદુઃખભંજક હોઈને સૌનું પ્રિય કરતા હતા અને સૌને શાંતિ પમાડતા હતા. પોતાના જ્ઞાની શિષ્ય પરમાનંદને એક વખતે તેમણે કહ્યું હતું કે:—"જુઓ, પરમાનંદ મહારાજ! મારી પાસે જે જે આવે છે તે મુખ્યત્વે કરીને ફક્ત ચાર વસ્તુને માટે જ. કોઈ

ધનની, કોઈ પુત્રની, કોઈ સ્ત્રીની અને આરોગ્યની ઇચ્છા રાખે છે તમારા જેવા નિર્વિકલ્પ સમાધિની ઇચ્છાવાળા તો કોઈક જ આવે છે તો હું શું કરું ? જેની જેની ઇચ્છા, તેનું તે લઈ જાય છે ' તેમના શિષ્ય શ્રી જગન્નાથ પંડિત "મુકુન્દીનામૃત' મા જણાવે છે —પ્રભુશ્રી (શ્રી મુગટરામજી)ની સત્તાને આ આખુ જડચેતન વિશ્વ વશ વર્તતુ હતુ કોઇને પ્રજા ન હોય તેને પ્રજા આપે કોઈનુ આયુષ ન હોય તેને આયુષ આપે, અસાધ્ય વ્યાધિમાથી રોગીને બેઠો કરે, નિર્ધનને ધનવાન બનાવે અને દુષ્ટને સજ્જન બનાવી દે આમ "कर्तुम् अकर्तुम् अन्यथा कर्तुम्" ઈશ્વર જેવા તેઓ સમર્થ હતા આવુ ઐશ્વર્ય હોવા છતા તેમનામા તલમાત્ર અહંભાવ અભિમાન હતુ નહી પોતે જાણે સૌના નમ્રમા નમ્ર દાસ હોય એમ સૌની સાથે સમદષ્ટિ અને પ્રેમથી વર્તતા હતા સૌના ઉપર તેમની અકારણ દયા અને નિઃસ્વાર્થ પ્રેમ ભાવના વર્ષા કરતી હતી તેઓ અતિઆગ્રહથી જો કદી કોઈના ફળ, ફૂલ, પત્ર કે દ્રવ્ય સ્વીકારતા તો તે માન આપનારનુ અનેકગણુ હિત કરવા માટે જ, નહી તો હરદમ ઈશ્વરભાવમા મસ્ત રહેનાર સિદ્ધ પુરુષને શી ખામી હતી ? શ્રી લક્ષ્મીજી અને અન્નપૂર્ણા તેમના ઉપર સદા પ્રસન્ન હતા તેમના આશ્રમનો ખર્ચ બહુ દમામી? હતો યજ્ઞાનુષ્ઠાન ઉત્સવ, બ્રહ્મભોજન, મહાદાન અને વ્યાવહારિક પ્રસંગોમા તેમની ઉદારતા એક રાજવીના કરતા પણ વિશેષ હતી પ્રસંગ ઉપર ખર્ચ કરવામા તેઓશ્રી પાછુ વાળીને જોતા જ નહી, કારણ કે, શ્રી લક્ષ્મીજી તેમને પ્રસન્ન હતા જે પ્રસંગે જેની જેની સહાયની જરૂર હોય તે સર્વ ગમે ત્યાથી તેમને આવી મળતુ હતુ આવુ પ્રવૃત્તિમય જીવન હોવા છતા તેઓ અંતરથી સદાયે અલિપ્ત અને આપ્તકામ રહેતા હતા કોઈ ધર્મ, પંથ, સંપ્રદાય કે વ્યક્તિની નિંદા થતી નહી વળી તેમનામા અલૌકિક વચનસિદ્ધિ હતી અને તેથી તેઓ જે બોલતા તે સિદ્ધ થતુ

હતું. તેઓ ધર્મનિષ્ઠ હોવાથી શાસ્ત્રાધ્યયન વિના તેમનામા સર્વજ્ઞતા હતી.

## ચમત્કારિક પ્રસંગો : મજૂમરમાં વરસાદ અને દરિયાનાં પાણીની પીછેહઠ

પોતે સિદ્ધિસંપન્ન હોવાથી તેમના જીવનમા અનેક ચમત્કારિક પ્રસંગો બન્યા હતા. અહીં તો માત્ર એકબે ઉદાહરણો આપી એટલું કહેવું બસ થશે કે આ બધો તેમની અદ્વિતીય ગુરુભક્તિનો પ્રતાપ હતો. એક વખત મજૂમર ગામમા બિલકુલ વરસાદ આવ્યો નહીં. આથી મનુષ્યો, પશુપંખીઓ અને ઢોરઢાંકર ખૂબ દુઃખી થઈ ગયા હતા. પ્રભુશ્રીના મેરોએ આવીને તેમને કહ્યું "—પ્રભો ! આ દુઃખમાથી તમારે અમને ઉગારવા જોઈએ. તેમણે કહ્યું કે લોકોનુ પ્રારબ્ધ નથી, તેમા હું શું કરું ?" પણ પોતે દયાળુ હોવાથી બીજે દિવસથી ઊભા ઊભા માળા ફેરવવા લાગ્યા; અને ચમત્કાર એવો થયો કે થોડા જ દિવસમા વરસાદ થયો અને ગામમા લીલાલહેર થઈ ગઈ. બીજે એક પ્રસંગે મેરએના આગ્રહથી તેઓ વલસાડ દરિયાકિનારે પધાર્યા હતા. પ્રાતઃકાળમા તેમના મુકામ ઉપર આવીને એક નાસ્તિકે "રાજા કેન્યુટ અને તેના ખુશામતિયા"ની વાત તેમને કહી સંભળાવી. આ નાસ્તિક સાથે પોતાના ભક્તમંડળસહ તેઓ સંધ્યાકાળે દરિયાકિનારે ફરવા ગયા. દરિયામા સ્નાન કરી, સાયંસંધ્યા કરી; અને પછી પેલા નાસ્તિકને કહ્યું કે "ભાઈ, દરિયો રાજાની આજ્ઞા ન માને પણ ઈશ્વરની આજ્ઞા માને કે નહીં ?" પેલો નાસ્તિક કશું યે બોલ્યો નહીં એટલે તેમણે કહ્યું કે આપણે ખાતરી કરીએ. આ વખતે દરિયામા ભરતી આવતી હતી એટલે પોતે દરિયા સામુ જોઈને કહ્યું—"હે સમુદ્ર, જો તું પ્રભુની આજ્ઞા માનતો હો, તો પાછો ફરજે." આ વચન સાભળતા જ ભરતી અટકી ગઈ અને ૪૦–૫૦ ફીટ સુધી દરિયાના પાણી પાછા

ઊતરી ગયા. આથી આશ્ચર્યચકિત થઈ સૌ પોતપોતાને સ્થાને પાછા આવ્યા અને પેલા નાસ્તિકના હૃદયમા પણ આસ્તિકતાનો સચાર થયો શ્રી મુગટરામજીનુ જીવન આવુ ચમત્કારિક હતુ ૭ માસ અગાઉ પોતાના મૃત્યુની આગાહી કરીને ઈ સ ૧૯૨૪ મા (વિ સ. ૧૯૮૦ ના ચૈત્ર સુદ ૧૦ ને શુક્રવારના રોજ) લગભગ ૫૦ વરસની ઉમ્મરે તેઓ સ્વરૂપાવસ્થાન પામ્યા હતા

શ્રી મુગટરામ મહારાજના ઈશ્વરી બ્રાહ્મણ જીવનની આટલી ઝાખી કરીને હવે આપણે તેમના જીવનદર્શન, સિદ્ધાત અને સાધનામાર્ગની વિચારણા કરીશુ.

## સિદ્ધાંત અને સાધના

શ્રી મુગટરામજીએ વાણી રચી નથી; પણ મુકુટલીલામૃતમા તેમના વચનોનો સંગ્રહ કરવામા આવ્યો છે. તેમના વચનામૃતનુ દોહન કરતા એમ પ્રતીત થાય છે કે તેઓ સર્વાત્મવાદમા માનતા હતા; અને તેમણે તેમની ઢબે જીવનમા સર્વાત્મભાવ ઉતાર્યો હતો, એમ એમના દૈવી અને ધાર્મિક જીવન ઉપરથી સિદ્ધ થાય છે. તેઓ ધર્મશાસ્ત્રો, ગુરુઓ, પરલોક અને ઈશ્વરના વ્યાવહારિક અસ્તિત્વને સ્વીકારતા હતા.' આથી સનાતન ધર્મની પ્રણાલિકા અનુસાર તેઓ પોતાના સમાગમમા આવનારને અધિકારાનુસાર નિષ્કામ કર્મ, ભક્તિ અને જ્ઞાનનો બોધ આપતા હતા આત્મસિદ્ધિ માટે તેઓ મુખ્ય ચાર સાધનોને પ્રાધાન્ય આપતા હતા :—(૧) બાહ્ય પૂજા (જડમૂર્તિપૂજા કે ચેતન ગુરુપૂજા); (૨) માનસિક પૂજા; (૩) સૂન્યતા કે ધ્યાન; અને (૪) સર્વ પ્રતિ બ્રહ્મભાવના—સર્વાત્મભાવ.

આમા ક્રમાનુક્રમે બ્રહ્મભાવના સર્વોત્તમ છે, પણ તે ગુરુગમ અને ગુરકૃપા વિના પ્રાપ્ત થવી દુર્લભ છે

વચન દ્વારા બોધ આપવા કરતાં વિશેષ બોધ તેઓ પોતાના આચરણ દ્વારા આપતા હતા. સૌ કોઈ સારી રીતે જાણતાં હતા કે મહારાજ અદ્દભુત સામર્થ્યવાન્ છે. તેથી તેમના સંપર્કમાં આવનાર સૌ ઈશ્વરનો ડર રાખીને નીતિધર્માનુસાર વર્તતાં હતાં. તેમના મૂક ઉપદેશમા આવો ચમત્કાર હતો.

હાલમાં મુકુટાશ્રમમાં તેમના પુત્ર ગિરિજાશંકરનો દૌહિત્ર નામે નરેન્દ્ર-કે જે મૂક હતો પણ હવે ગુરકૃપાથી કંઈક બોલવું બોલી શકે છે તે આશ્રમમાં સ્થાપવામાં આવેલી મુકુટરામ મહારાજની આરસની પ્રતિમાની પૂજા-સેવા કરે છે. મૂળ પુરુષ શ્રી મુગટરામજી સ્વરૂપાવસ્થાપન પામતાં શિષ્ય પરંપરા જેવું કંઈજ રહ્યું નથી. માત્ર તેઓશ્રીના સ્મારકરૂપે તેમની ભવ્ય પ્રતિમા દષ્ટિગોચર થાય છે.

ઉપર વર્ણવેલા તેમના સિદ્ધિસંપન્ન દૈવી જીવન ઉપરથી અને તેમના ઉપદેશામૃત ઉપરથી સિદ્ધ થાય છે કે શ્રી મુગટરામજી આધુનિક ગુજરાતના સિદ્ધ કોટિના એક મહાન અદ્દભુત સામર્થ્યવાન સંતપુરુષ હતા.



# શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી

( ઈ. સ. ૧૮૭૪—૧૯૨૫ )

## જન્મ, વિદ્યાભ્યાસ અને જૈનધર્મનો રંગ

બેચરદાસ ( દીક્ષિત નામ " શ્રી બુદ્ધિસાગર " ) વિજાપુર ગામમાં એક નિરક્ષર કણબી કુટુંબમાં ઈ. સ. ૧૮૭૪માં જન્મ્યા હતા. તેમણે ગ્રામશાળામાં ગુજરાતી ૭ ચોપડી સુધીનો અભ્યાસ કર્યો હતો. બાલ્યાવસ્થામાં બેચર શિક્ષકનો પ્રિય શિષ્ય, નિશાળનો તેજસ્વી વિદ્યાર્થી અને બાળકોનો હિતકારી મિત્ર હતો. શાળાના અભ્યાસ સાથે પ્રકૃતિના વિશાળ ક્ષેત્રમાં શ્રી દત્તાત્રેયના ૨૪ ગુરુની જેમ બેચરના અનેક ગુરુ બન્યા હતા અને એનું જીવન સરળ, સંયમી, સહનશીલ અને સેવાભાવી બન્યું હતું. જૈનસાધુ 'રવિસાગર'ના ઉપદેશથી બેચરને સમજાયું હતું કે કૃષિજીવનમાં થતું પશુપીડન એ મહાપાપ છે; કારણ કે દયા એ જ ધર્મનું મૂળ છે, ધર્મનો અર્થ જ સહૃદયતા છે. જો માનવી સહૃદયતા ખૂએ તો પછી ધર્મનો કંઈ અર્થ રહેતો નથી. આમ જૈન સંત રવિસાગરના દયાના ઉપદેશથી અને સત્સંગથી જૈનધર્મ તરફ આકર્ષણ થવાનાં બીજ બેચરદાસમાં રોપાયાં હતાં અને કૃષિજીવનમાંથી એનો રસ ઓસરી જતો હતો. પોતે કૃષિજીવનને બદલે વિદ્યામય જીવન ગાળવું અને અંતે પ્રભુનાં દર્શન કરી જીવન સફળ કરવું એ જ શ્રેયસ્કર છે એમ તેને હૃદયના ઊંડાણમાં લાગતું હતું. આથી જીવનમાં પરિવર્તન કરવા વ્યવસ્થાંતર કરવા તેમના હૃદયમાં ઉગ્ર આત્મમંથન ચાલતું હતું. એકવાર બહાર જતા રવિસાગર મહારાજને રોકી બેચરદાસે ગદગદ કંઠે પૂછ્યું કે—" સ્વામી! પ્રભુ પામવા માટે શું કરવું ? " ગુરુએ

પ્રવૃત્તિ આપેલો કે—" ઘટ ઘટમાં રામ રમે છે તારા દિલમાં જ પ્રભુ છે આત્મા એ પરમાત્મા દયા, સત્ય, તપ, ત્યાગ, શ્રદ્ધા, પ્રેમ અને નિષ્કલંક બ્રહ્મચર્ય—આ પ્રભુ પામવાનો માર્ગ છે ઉપરાંત ગુરુ-ઉપદેશ અને પ્રભુ પ્રતિમાના દર્શન—આ ગહના ગહગીર છે " આમ બેચરદાસના અધ્યાત્મમય જીવનને પ્રેરણાનો પ્રકાશ મળી ગયો હતો અને તથી એ પ્રેરણાના મૂળને સમજવા જ્ઞાનોપાસના પાછળ બેચરદાસે પોતાનુ લક્ષ્ય કેન્દ્રિત કર્યું હતુ પિતૃકુળથી શૈવપૂજક અને માતૃકુળથી વૈષ્ણવ વર્મી બેચરદાસ કુળધર્મને મૂળ જૈનધર્મનો ઉપાસક બન્યો હતો અને જૈન સાધુ અને જૈન યતિઓના સમાગમમાં અહર્નિશ રહેતો હતો

## બેચરદાસમાંથી દીક્ષા દ્વારા બુદ્ધિસાગર

ઉમ્મરલાયક થતા માતપિતા બેચરદાસને પરણાવવાનો પ્રબંધ કરતા હતા, પણ બેચરદાસને પરણવુ ન હતુ, સાધુ પણ થવુ ન હતુ, વેપારી કે વકીલ પણ થવુ ન હતુ કારણ કે વ્યાપારમા પ્રપંચ, વકીલાતમા કાળાધાળા, સાધુતામા પરાશ્રય અને લગ્નમા દેહાધ્યાસ અને આત્મજીવનની હાનિ રહેલ છે એમ એમને લાગતુ હતુ તેથી બ્રહ્મચારી ગૃહસ્થ રહી શિક્ષકનો ધધો સ્વીકારી ભણવુ-ભણાવવુ અને વિદ્વાન્ થઈ સદ્‌ગુણી જીવન જીવવું એવો એમણે નિર્ણય કર્યો હતો આથી આજોલ ગામમા શિક્ષકનુ પદ સ્વીકારી બેચરદાસ અનેક અનુભવ સાથે લોકપ્રિય સાધી અઢાર વર્ણ હિન્દુ મુસ્લીમ સહુ તરફ સમભાવ રાખી વિદ્યામય જીવન ગાળતા હતા થોડા સમય પછી ગુરુદેવ રવિસાગરજીએ બેચરદાસને જ્ઞાનોપાસના માટે મહેસાણા પાઠશાળામા આવવા નિમત્રણ મોકલ્યુ આથી વિજાપુરની વિદાય લઈ આજોલ આવેના માસ્તર બેચરદાસ આજોલની ભાવભીની વિદાય લઈ મહેસાણા પાઠશાળામા ગુરુદેવની આજ્ઞાનુસાર જ્ઞાનોપાસના કરવા ગયા ત્યા તેમને શ્રદ્ધેય ગુરુદેવ રવિસાગરના નિત્ય દર્શન, નિત્ય સહવાસ, નિત્ય પરિચય

અને નિત્ય સેવાભક્તિ પ્રાપ્ત થતા હતા,પણ अतिपरिचयाद् अवज्ञा। જેવુ કદિ થયુ ન હતુ ગુરુદેવ તેમને શિખામણ આપતા કે ભણતર આત્માને તારવા માટે છે, ભણવાગણવાનો અહકાર કરવો નહિ બેચર દાસ મહેસાણામા આવ્યા પછી પોતાનુ હીર વિશેષ બતાવી રહ્યા હતા, પણ એમનો નિયમ હતો કે—"સાભળવુ સહુનુ, કરવુ જે પોતાને રુચે તે" મહેસાણામા બેચરદાસ ભિન્નભિન્ન વિચાર ધરાવનાર સાધુ સમુદાય તથા જુદા જુદા ગચ્છના જૈન યતિઓના સંપર્કમા આવતા હતા, પણ શાત દાત ગુરુ રવિસાગરજી સાથેનો તેમનો સ્નેહ દિન પ્રતિ દિન ગાઢ થતો હતો એક વાર ગુરુજીએ બેચરદાસને પૂછ્યુ —"બેચર, તુ સાધુ થવા ઇચ્છા રાખે છે?" બેચરદાસે વાત ટૂકાવી ઉત્તર આપ્યો કે "ભવિષ્યમા જે બને તે ખરુ "ગુરુજી જાણતા હતા કે ઉદય વિના કોઈ કાર્યનો આરભ થતો નથી તેથી ગુરુજીએ બેચરને કહ્યુ "— "તુ મારા શિષ્ય સુખસાગરની ભક્તિ કરજે તારૂ પણ કલ્યાણ થશે થોડા દિવસ પછી ગુરુદેવ મરણપથારીએ પડ્યા, બેચરદાસે દિવસ રાત ભૂલી ગુરુજીની ખુબ શુશ્રૂષા કરી એક દિવસ મધ્યાહ્ન કાલે ગુરુજીએ પોતાની 'નવકારવાળી' બેચરને ભેટ આપતા કહ્યુ— "તુ એને ગણ્યા કરજે તેથી તારા આત્મામા અનુભવજ્ઞાન પ્રગટ થશે" બેચરદાસ નિશ્ચયવાદી બન્યા હતા અને હવે ખુબ ધ્યાનમસ્ત રહેતા હતા ગુરુદેવ રવિસાગરજીની ઠેઠ મહાસમાધિ સુધી તેઓ પાસે જ હતા અને તેથી જૈનધર્મ સર્વોપરિ છે એમ તેમના દિલમા દૃઢ થયુ હતુ એમને સમજાયુ હતુ કે જૈનધર્મમા રાગદ્વેષથી પાછા હઠવાની વૃત્તિ નિશ્ચ બધુત્વનો ભાવ, સર્વ ધર્મ પ્રતિ ઉદાર સ્યાદ્વાદ, ભિક્ષા, દીક્ષા, પ્રવાસ, નિવાસ, જીવનવિકાસ અને જીવનધ્યેય, બધા અનોખી ખૂબીથી ભરપૂર છે એમા આત્મવિકાસ અને વિશ્વકલ્યાણ ઉભયનો સમાવેશ છે થોડા સમય પછી તેમના માતપિતા મૃત્યુ પામતા સસારનો ઉચ્છેદ થતા

પરમાત્મપદ પ્રાપ્ત કરવું એ જ એક માત્ર એમનું ધ્યેય હતું. આથી બેચરદાસે પોતાના ગુરની ઇચ્છાનુસાર શ્રી સુખસાગરજી મહારાજ પાસે ઈ. સ. ૧૯૦૧માં દીક્ષા લીધી અને તેઓ બેચરદાસમાંથી બુદ્ધિસાગર બન્યા.

## સંતજીવન અને સૂરીપદની પ્રાપ્તિ

બુદ્ધિસાગરજીએ પોતાની રોજનીશીમાં નોંધ્યું છે કે તેમણે લગભગ ૨૨,૦૦૦ ગ્રંથનું વાચન કર્યું હતું. વિશ્વધર્મોનું અવગાહન કર્યું હતું અને માનવ પ્રકૃતિ અને પ્રવૃત્તિનું સૂક્ષ્મ અવલોકન કર્યું હતું. આથી આત્મવિકાસ સાથે વિશ્વકલ્યાણની ભાવનાથી વિહાર હોય કે સ્થિરતા હોય, રાત હોય કે દહાડો હોય, પણ તેમનું લેખનકાર્ય સતત ચાલતું હતું અને સાથે કવિત્વનું ઝરણું પણ વહ્યા કરતું હતું. બુદ્ધિસાગર કવિ, તત્ત્વજ્ઞ, વક્તા, લેખક, વિદ્વાન, યોગી અને અવધૂત હતા. શ્રી જયભિખ્ખુના શબ્દોમાં તેઓશ્રી—"એ એકમાં અનેક હતા, અને અનેકમાં એ એક હતા".

(યોગનિષ્ઠ આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી પૃ ૮)

તેમણે લગભગ ૧૨૫ ગ્રંથો લખ્યા છે, જેમાંના ૧૦૮ પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે. તેઓ હમેશા "मनःपूत समाचरेत्" અર્થાત્ અંતરાત્માને પવિત્ર લાગે એ પ્રમાણે વર્તવું—એ સિદ્ધાંતાનુસાર मनसा, वाचा, कर्मणा અને ચક્ષુથી જીવતા હતા; અને આત્માની પરમાત્મદશા કરનાર 'રત્નત્રય' (સમ્યક્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ ચારિત્ર) નો વીતરાગ પથ સર્વોત્કૃષ્ટ છે—એમ પોતાના ઉપદેશ આચરણ અને લેખન દ્વારા પ્રતિપાદન કરતા હતા. એમની અપૂર્વ વિદ્વત્તાને લઈને જૈનસંઘે એમને "સૂરિપદ" આપ્યું હતું. એમની જીવનદૃષ્ટિ સારગ્રાહી અને ગુણાનુરાગી હતી; અને ઠેઠ સુધી તેઓ પોતાના જીવનની દિનચર્યાની રોજનીશી

ગખતા હતા. અને અંતરવલોકન કરી આત્મપ્રગતિ સાધતા હતા. સર્વાત્મભાવે પ્રેમદષ્ટિથી તેઓ પુરુષવર્ગને પ્રેમી અને સ્ત્રીવર્ગને માતા તરીકે સંબોધતા હતા. તેમની એવી માન્યતા હતી કે માણસને બે ધર્મ હોય છે:—(૧) સનાતન ધર્મ; અને (૨) સમય ધર્મ. પોતે આત્મતૃપ્ત હોવાથી તેમને શિષ્યોની હાયવોય પણ ન હતી. તેઓ સુખદુઃખ, માનાપમાન જેવા દ્વંદ્વોથી પર રહી સહજ ભાવે આત્મામાં મસ્ત રહી યદચ્છા વિચરણ કરતા હતા. "કામનું ઔષધ કામ" એ સિદ્ધાંત સ્વીકારી તેમણે જીવનની એક પણ પળ ખોટી ગુમાવી ન હતી. માત્ર પચ્ચીશ વર્ષના ગાળામા તેમણે વ્યાખ્યાન, વિહાર, સમાજોદ્ધાર, સમાધિ ઇત્યાદિની સાથે સાથે ૧૦૮ પુસ્તક રચી પ્રગટ કર્યાં. એ સામાન્ય પુરુષાર્થ નથી. રાગદ્વેષના ક્ષયપૂર્વક આત્માની પૂર્ણશુદ્ધિ કરી પૂર્ણાનન્દ પોતે પ્રાપ્ત કરવો અને અન્યને કરાવવો એજ એમના જીવનનું મહાધ્યેય હતું. તપોમય જીવનથી એમને અનેક સિદ્ધિઓ પણ વરી હતી. આથી એમની ખ્યાતિ ખૂબ પ્રસરી હતી અને અનેક રોગિયાં–દોગિયાં એમની પાસે દુવા કે દવા માટે આવતાં. માગનારને માગ્યું મળતું પણ ખરું! જેને કૂળે એ એમનો મહિમા વિસ્તારતું પણ પોતે તો જલકમલવત્ અવસ્તુના મોહથી અલિપ્ત રહેતા. ઈ. સ. ૧૯૨૫માં આગાહી કરીને તેમણે વિજાપુરમાં મહાસમાધિ લીધી હતી અને જીવનલીલા પૂર્ણ કરી હતી.

શ્રી બુદ્ધિસાગરજીના સંતજીવનની આટલી ઝાંખી કરીને હવે આપણે તેમના સિદ્ધાંત, સાધના અને સાહિત્યના હાર્દની મીમાંસા કરીશું.

### સિદ્ધાંત અને સાધના

જૈન શાસ્ત્રાનુસાર તેઓશ્રી અનેકાન્તવાદી કિંવા દ્વૈતવાદી છે. અનંત આત્મા છે અને પ્રત્યેક આત્મા સત્તાએ પરમાત્મસ્વરૂપ છે;

પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિઓના ઊંડા અભ્યાસથી જડવાદ તથા ચૈતનવાદનો ભેદ તેઓ સમજ્યા હતા. સર્વમાંથી સાર ગ્રહણ કરી તારવી કાઢેલા સિદ્ધાંતોનો ઉપદેશ તેમણે તેમના ગદ્ય પદ્યમાં કરેલો છે. તેમનું આખું જીવન આશાવાદથી ભરેલું હતું, કારણ કે મૃત્યુ પછી તેઓ અંધકારને બદલે "જ્યોતિ અનંતી" અને "શાંતિ અનંતી" જોઈ શકતા હતા.

**ગૃહજીવન**માં તેઓ નારીસન્માનવૃત્તિના હિમાયતી હતા, **સમાજ-જીવન**માં બાળલગ્ન, કન્યાવિક્રય, વિધવાવિવાહ, કજોડાં લગ્ન, મરણોત્તર ક્રિયા ઇત્યાદિમાં તેમના વિચારો સુધારકના હતા અને **રાષ્ટ્ર-જીવન**માં મહાત્મા ગાંધીજીના ગજદારી વિચારોની છાપ તેમના સાહિત્યમાં દૃષ્ટિગોચર થાય છે. વંદેમાતરમ્ નું તેમનું કાવ્ય ગુર્જર ભાષામાં અનોખી ભાત પાડે છે :—

"અધ્યાત્મ શક્તિઓ વડે, તુજપુત્ર જગ ઉદ્ધારશે,
સ્વાતંત્ર્ય પ્રાપ્તિ સત્ય ને સુખશાંતિ જગ ફેલાવશે,
અધ્યાત્મ અંબા ભાગતો, ભાવેન વંદેમાતરમ્."
(શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી, પરિશિષ્ટ પૃ. ૩૨)

તેમનો "કક્કાવલિ સુબોધ" ગ્રંથ જોતાં પ્રતીતિ થાય છે કે શ્રીમદ્ બહુ વાચનપ્રિય, બહુશ્રુત અને પ્રખર વિદ્વાન હતા. એકંદરે તેમના સાહિત્યની ભાષા સાદી અને સામાન્ય મનુષ્યો સમજી શકે એવી હોવાથી તેમનાં પુસ્તકો લોકભોગ્ય છે સામાજિક ચિત્રો સત્યસ્વરૂપે (Realistic) દોરી તેમાં જે હાનિકારક તત્ત્વો હોય તે બતાવી તેને દૂર કરવા તેમણે નવા રસ્તા બતાવી પોતાની મૌલિકતાનું દર્શન કરાવ્યું છે પોતે જૈનમતવાદી હોવા છતાં તેમના **ધાર્મિક વિચારો** સંકુચિત નથી, કારણ કે તેઓ કહેતા કે સર્વધર્મનો હેતુ મુક્તિ, મોક્ષ કરવાનો

છે આમ અ તિમ ધ્યેયમા બેમત નથી, પણ કયે રસ્તે એ પ્રાપ્ત થઈ શે એ મતભેદનો વિષય છે. દરેક માટે એક જ રસ્તો હોઈ શકે નહિ જેને જે અનુકૂળ આવે તે તે માર્ગે જાય અને ઇષ્ટ સિદ્ધિ કરે આમ સર્વધર્મ પ્રત્યે તેમને સદ્ભાવ હતો ટૂકમા આત્મોન્નતિ અને વિશ્વસેવાના કાર્યમા રચ્યાપચ્યા રહેવુ અને હૃદયમા સ્ફૂરણ થાય તો નિર્ભીકપણે સાહિત્યરૂપે અર્પતા જવુ એ એમનો જીવનક્રમ હતો શ્રી પાદરાકરના શબ્દોમા કહીએ તો શ્રીમદ્‌નુ સાહિત્ય એટલે નીતિ-સૂત્રનો ભડાર, ધર્મતત્ત્વનો ખજાનો અને આત્માનુભવની તિજોરી " શ્રીમદ બુદ્ધિસાગરસૂરિ અર્વાચીન ગુજરાતના એક આત્માનુભવી ખરેખર સતપુરુષ હતા—એમ એમના સિદ્ધાન્ત અને જીવનસાધના ઉપરથી સ્પષ્ટ ફલિત થાય છે

---

બુદ્ધિસાગરજી સશોધક પણ હતા બિજાપુર વિશે તેમણે સારા સગ્રહ આપ્યો છે તેઓ હસ્તલિખિત પ્રતો વગેરેના સારા સગ્રહકર્તા હતા—વાચનાલય, સગ્રહાલય વગર સસ્થાઓનો તેમના વહીવટ એકદમ વ્યવસ્થિત હતો તેમના સગ્રહોમા સરલતાનો મોટો ગુણ જોવામા આવે છે

---

# શ્રી હકા બાપા

(ઈ સ ૧૮૨૮–૧૮૨૬)

## જન્મ; બાલ્યકાળ અને ભક્તજીવન

કાઠિયાવાડમા મોરબીમા આવેલા સાદુકડા ગામમા વિ સ ૧૮૮૪મા હકા ભગતનો જન્મ થયો હતો તેમના પિતાનુ નામ જસરાજ અને માતાનુ નામ અજબાઈ હતુ પોતાની ગહેનની સહાયથી એક નાનકડી દુકાન કરી તેઓ પોતાનો નિર્વાહ કરતા અને સતસેવા પણ કરતા અખડ બ્રહ્મચર્ય તથા ભક્તિના પ્રભાવથી તેમના મુખમડળ ઉપર અલૌકિક તેજ હતુ અને તેમની આખમા અદ્ભુત શાતિ હતી તેઓ હરદમ હરિનામનો જપ કરતા, સાદા સ્વચ્છ વસ્ત્ર પહેરતા અને ગળામા રુદ્રાક્ષની માળા રાખતા મહાત્મા જીવણદાસ તેમના ગુરુ હતા રાત્રે તેઓ એકાતમા જ સૂતા હતા અને કહેવાય છે કે સાક્ષાત્ પ્રભુ સાથે તેઓ વાતો કરતા હતા તેમના દર્શન અને સમાગમ માટે ઘણા ભાવિકો આવતા હતા તેમને અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થઈ હતી, પણ તે બધુ ગુપ્ત રાખતા હતા

## સિદ્ધાત અને આત્મસિદ્ધિ માટે સાધના (સસસ)

તેમના સતજીવનની આટલી ઝાખી કરીને તેમની વાણી ઉપરથી તેમના સિદ્ધાત અને સાધના વિશે મીમાસા કરીશુ એક અનતાદ્ભુત પરમાત્મા સિવાય બીજુ બધુ યે તેમની દૃષ્ટિમા અસત્ હતુ—તુચ્છ હતુ આત્માનુભવ માટે તેઓ સૌને ત્રિપદા માર્ગ બતાવતા હતા — (૧) મન કર્મ અને વચનથી બ્રહ્મચર્ય પાળવુ, (૨) સર્વદા હરિનામનુ

સ્મરણ કરવુ અને (૩) સાધુસેવા કરવી તથા ગરીબોને અન્નવસ્ત્રનુ દાન કરવું. આમ સયમ, સ્મરણ અને સેવાથી મલ, વિક્ષેપ અને આવરણ ભગ થતા આત્મદર્શન થાય છે

લગભગ ૯૮ વર્ષની ઉમ્મરે વિ. સ. ૧૯૮૨મા (ઈ સ ૧૯૨૬મા) પોષ વદ ૧૦ને શનિવારના રોજ તેઓશ્રી સ્વરૂપાવસ્થાન પામ્યા હતા.

ઉપર વર્ણવેલા તેમના સતજીવન ઉપરથી અને તેમના સિદ્ધાત—સાધના ઉપરથી સિદ્ધ થાય છે કે શ્રી હકા બાપા એક પરમભક્ત કોટિના અનુભવી સતપુરુષ હતા

---

# શ્રી પુરુષોત્તમ ભગત

(ઈ. સ ૧૮૫૫-૧૯૨૬)

## જન્મ; બાળભક્ત; ગુરુસેવા અને ગુરુકૃપા

શ્રી પુરુષોત્તમ ભગતનો જન્મ ઈ. સ. ૧૮૫૫મા ગોધરામા એક કુંભાર કુટુંબમા થયો હતો. તેમના પિતા ભક્ત હતા અને સાધુસંતોના સમાગમમા રહેતા હતા. આથી ભક્તિના સંસ્કાર તેમને વારસામા મળ્યા હતા. નાનપણમા જે કોઈ સાધુ, સંત કે ફકીર વૈરાગી આવે તેની તેઓ સેવા કરતા હતા. ગોધરામાં એક વાર એક દિગંબર અવધૂત આવ્યા હતા. તેનો વ્યવહાર વિલક્ષણ હતો. તે શ્મશાનમાં પડી રહેતા અને એકાદ ઠેકાણેથી જે ભિક્ષા મળે તેથી સંતોષ માનતા. પુરુષોત્તમ ભગતનુ દિલ આ અવધૂત પ્રતિ આકર્ષાયું. તેને તે રોજ છાશરોટલો આપતા હતા, એટલું જ નહીં પણ ચોમાસામા કેડસમા કે ગળાસમા પાણીમા માથે રોટલો અને છાશ લઈને તેમને આપી આવે. આવી અદ્વિતીય ગુરુભક્તિથી આ અવધૂત પુરુષોત્તમ ઉપર પ્રસન્ન થયા અને ભગતજીને દીક્ષા આપી ગુરુમંત્ર આપ્યો, ત્યારથી પુરુષોત્તમ ભગતની દૃષ્ટિ ફરી ગઈ. પછીથી તે દિગંબર અવધૂત કયાક ચાલી ગયા. ગુરુદેવના દર્શન પછી દિલની દશા બદલાઈ જતા પુરુષોત્તમ ઘેલા જેવા ભટકતા હતા; અને આત્મસંતોષ માટે તેમણે ખૂબ તીર્થાટન કર્યું હતું.

## ગૃહીજીવન અને ભજનકીર્તન

તીર્થાટનમાથી પાછા આવ્યા પછીથી પોતાની પ્રથમ વારની પત્ની સાથે પોતાનો વડીલોપાર્જિત ધંધો કરતા હતા અને ધંધામાથી બચતો વખત ભજનમા ગાળતા હતા. ગૃહજીવનથી પોતે ખૂબ કંટાળી ગયા

હતા; પરંતુ ક્ષમાસાગર હોવાથી વિરક્ત મહાન સદા બધું પ્રારબ્ધ સહન કરતા હતા. કંઠ મધુર હોવાથી અને અનેક સંતોના ભજન કંઠસ્થ હોવાથી તેમના ભજન સાંભળવા ભાવિકો આવતા હતા. અભ્યાસની દૃષ્ટિએ તેઓ માત્ર વાંચી શકે કે કાગળો લખી શકે એટલું અક્ષરજ્ઞાન ધરાવતા હતા. એટલે ગીતા ઉપનિષદનું તો તેમને વાચન જ શાનું હોય? પણ આપણા સંતોના ભજન તેમના ગીતા ઉપનિષદ હતા. અખા અને પ્રીતમને તો તેઓ પી ગયેલા હતા. એનું કોઈપણ ભજન સંભળાવીને તેનું વિવેચન કરે, તો ગીતા ઉપનિષદના જ તત્ત્વનું વિવેચન કરતા હોય એમ સહેજે લાગતું હતું.

## શેઠની સહાયથી યોગ-ક્ષેમ; અને ભજન દ્વારા ઉપદેશ

જેમ જેમ તેમની ખ્યાતિ ફેલાતી ગઈ, તેમ તેમ ગોધરાના તેમ જ બહારના પણ ઘણા માણસો તેમના સત્સંગમાં આવતા હતા. તેઓ ભજનદ્વારા જ સૌને ઉપદેશ આપતા હતા. જેમ સ્વામી વિવેકાનંદે રામકૃષ્ણ પરમહંસને શોધી કાઢ્યા, તેમ અનેક સંતોને સેવનાર તત્ત્વજ્ઞાનના અભ્યાસી શેઠશ્રી વસનજી ખીમજીએ તેમને શોધી કાઢ્યા અને તેમને પોતાના ઇષ્ટ ગુરુદેવ માન્યા. તેમણે તેમની પાસેથી તેમના યોગક્ષેમનો પ્રબંધ કરીને, વાસણ ઘડવાનો ધંધો છોડાવી દીધો અને માણસો ઘડવાનો ધંધો આદરાવ્યો. પોતાના શિષ્ય શ્રી વસનજી શેઠનું જીવનચક્ર તેમણે બદલી નાખ્યું અને અંતસમયે હાજર રહીને તેમને નિર્વાણપદમાં પહોંચાડ્યા. સાચા સદ્ગુરુની જીવ ઉપર આવી અલૌકિક કૃપા હોય છે. દિનપ્રતિદિન તેમની કીર્તિ ચારે દિશાએ પ્રસરતાં વડોદરા, નડિયાદ, વલસાડ, મુંબઈ, અમદાવાદ ઇત્યાદિ અનેક સ્થળેથી પ્રભુભક્તો તેમના દર્શન અને સત્સમાગમ માટે આવતા હતા. સમાગમમાં આવનાર સૌના જીવનમાં તેમણે કંઇ ને કંઈ પરિવર્તન કર્યું હતું. તેમનામાં "અહં" તો શોધ્યું જડે જ નહીં; કારણ તેઓ પોતાને દીન-નમ્રમાં

નમ્ર દાસાહમ્–માનતા હતા અને સર્વને બ્રહ્મરૂપ જાણનારા સમદષ્ટિવાળા હતા તેઓ કહેતા હતા :—આપણા સંતોએ તત્ત્વને મહત્ત્વમાં મૂકી દીધું છે બહિર્મુખી દૃષ્ટિ કાઢીને અંતરમાં વાળો મહાર ખોજના જવાને બદલે અંતરમાં ખોજો આજ જીવનમાં સ્વર્ગ અને નર્ક છે માનો તો મુક્તિ અને ન માનો તો બંધન આ મન જ પાપી છે એ મનને મારી નાખો એટલે શુદ્ધ અલિપ્ત આત્માને પામીને બેસી જશો "**ગીતા** એટલે અંતસ્ત્યાગી, અને **મોહક્ષય** એટલે મોક્ષ " શ્રી પુરુષોત્તમ ભગતના ઉપદેશનો પણ આ જ સાર છે એમ તેમના ભજનો, પદો અને પત્રો ઉપરથી સમજાય છે સૌને નાચ નચાવનાર મન જ છે તેથી મનોનાશ અને વાસનાક્ષયની આત્મદર્શન માટે પરમ આવશ્યકતા છે એમ તેઓશ્રી કહે છે પોતાના સંગમાં આવનાર અનેક શિષ્ય, શિષ્યાઓ અને અનુયાયીઓનો ઉદ્ધાર કરીને ઈ સ ૧૯૨૬ના અરસામાં તેઓ સ્વરૂપાનંદ સ્થાન પામ્યા હતા પોતાને તેઓ "**દીનભગત**" તરીકે ઓળખાવતા હતા તેમના વીસપદ તથા પત્રો તેમના શિષ્ય શ્રી મોહન ગાંધીએ લખેલા 'આખરે એક મહાન તારો ખરી ગયો" નામના પુસ્તકમાં પ્રસિદ્ધ થયા છે શ્રીયુત મહાદેવભાઈ દેસાઈએ પણ તા ૧૪-૧૧-'૨૬ ના નવજીવનમાં તેમના જીવનની કંઈક ઝાંખી ગુજરાતની જનતાને કરાવી હતી

શ્રી પુરુષોત્તમ ( 'દીન ભગત" ) ભગતના જીવનની આટલી ઝાંખી કરીને હવે આપણે તેમના જીવનદર્શનના, સિદ્ધાંતોની અને સાધન માર્ગ-ની મીમાંસા કરીશું

## સિદ્ધાંત–અજાતવાદ કે સર્વાત્મવાદ

એક અદ્વિતીય પરમાત્મા જ સત્ અને બીજું બધુંયે અસત્ આ—એમની વાણીનું મૂળતત્ત્વ કે સિદ્ધ સિદ્ધાંત છે પરાત્પર પરમાત્માનું

સ્વરૂપ સમજાવતા તેઓ કહે છે —પરમાત્મા સગુણનિર્ગુણથી પર બ્રહ્મ વેદ્ય છે—અનુભવગમ્ય છે મન અને વાણી તેનો પાર પામી શકે એમ નથી —

"પ્રભુ જેવા છો તમે એવા છો, કોઈ જાણી શકે નહી એવા છો
તમે નિર્ગુણ છો કે સગુણ છો, અંતરમા સમજવા જેવા છો

વિશ્વ અને પરબ્રહ્મ વિશેષ સ્પષ્ટીકરણ કરતા તેઓ કહે છે કે— જેમ સાગરમા તરંગ બુદ્બુદ, તેમ બ્રહ્મમા જગત છે અને જગતમા બ્રહ્મ છે —

'બ્રહ્મસાગર છે મોટા, જગ પાણીના પરપોટા
ગોળ નાના ને આણુ મોટા, જગપાણીના પરપાટા '
(પદ ૧૩)

જીવનુ સ્વરૂપ સમજાવતા તેઓ કહે છે કે—જલચન્દ્રવત્ પરમાત્માનુ સોહં પ્રતિબિંબ દેહમાનમા છે આ દેહ ચૈતન્યને આધાર છે "સોહં ' દોરી તૂટે છે મરણ થાય છે, પણ દેહની ઉપાધિ પરમાત્માને બાધ કરતી નથી પરમાત્મા તો " જ્યમ છે ત્યમ છ એ તો જન્મતો યે નથી, મરતો ય નથી અને આ ભોગવતો યે નથી એના માન તેના પ્રતાપથી ' સોહં ' પ્રતિબિંબથી બધા વ્યાપાર ચાલ્યો જાય છ —

અરે તમે વિચાર કરો, શીદ મથો છો મિથ્યા દેહાભિમાનમા '
આ એક પવનદોરી વતનમા તે દેવ દાનવ ને માનવમા,
તે બાંધી જીવજંતુના તનમા—તમે
એ શ્વાસાદોરી નાભિમા, એનો ચમત્ક છે જગ ગગન,
એ સમાય છે જઈ મહાપદમા—તમે

એ દોરીથી સૌનુ જીવન છે, દોરી તુટયે સૌનુ મરણ છે,
પછી સૌનો વાસો ધરણ છે—તમે.

એ શ્વાસામા ચેતન જાણો, બીજી અનેક વાતો અનુમાનો,
માટે જન્મમરણ મિથ્યા જાણો—તમે.

ચેતન આધારે જડ દેહ જાણો, માટે ચેતન સત્ય જ પરમાણો,
મહાજ્ઞાનીની સમજે સાનો—તમે

(૫૯ ૧૦)

પોતાના આ અજાતવાદ કે સર્વાત્મવાદને અનુસરીને આત્મસિદ્ધિ માટે 'સોહ" ધ્યાનદ્વારા "નાહ' ' નો જ્ઞાનમાર્ગ કે નિર્ગુણ રાહ કે સહજ માર્ગ પોતાની વાણીમા વ્યક્ત કરે છે —

" નાભિ કમલથી હે સુરતાને સાધો, ત્રિકુટી આસન જમાઈ,
ગગા ને જમુના સરસ્વતી વહે છે, સગ તીરથ છે તાહી — "

ઉન્મુન હોકર ધ્યાન લગાવો, આપાપણું વિસરાઈ,
સુરત નુરતકુ એક ઘર લાવો, નિર્ગુણ રાહ ચલાઈ—સતો

દીન ભગતની વાણી છે સાચી, જીવન્મુક્ત હો જાઈ,
જે નર સમજ્યા તે પાર ઉતરીયા, સત્ય માનો મેરા ભાઈ—સતો

સાગરશ કે, પ્રથમ સુરતિથી એટલે અતર્વૃત્તિથી મનનુ ત્રાજવુ (Balance) બરાબર રાખીને " સોહ નુ ધ્યાન ' એટલે હુ ચૈતન્ય સ્વરૂપ છુ—એવુ ધ્યાન ધરવુ જોઈએ ધ્યાન કરતી વખતે કઈ પણ વિચાર કે કલ્પના ઉઠાવવા નહી "સોહનુ ધ્યાન" (એટલે અજપા જપ) સિદ્ધ થયેથી પછીથી "સોહ સ્વરૂપમા સમાય છે '— એવી રીતે જ્ઞાનથી " નાહનો અભ્યાસ ' કરવો અને અતરમા એવો નિશ્ચય કરવો કે " હુ નથી—તુ જ છે "—અહર્નિશ અતરમા આવો દૃઢ નિશ્ચય રાખીને સસારમા રહીને આનદથી પોતાનુ પ્રારબ્ધ ભોગવવુ

આમ સંસારના ત્રિવિધ તાપમા જ્ઞાની જળરૂપ રહે છે અને શાતિનો અનુભવ કરે છે. આથી ઊલટું, અજ્ઞાની ત્રિવિધ તાપના અગ્નિમા બળે છે. માટે આ દેહમા પરમાત્મા તમે જ છો; હું એવી વસ્તુ જ નથી. આવું " નાહં "નુ લક્ષ રાખવાનુ છે; કરવાનુ કંઈ નથી; સમજીને શાંત થવાનું છે —

" વિદ્યા અવિદ્યા ભૂલી જાય, તો કેવલમા કેવલ દર્શાય. "

* * *

" તમે કર્યું ને છે તમારૂ, એવું મારૂં મન સમજ્યુ સારૂ,
દીનભગત એ છુટવાનું બારૂં, આ જગત કર્યું શુ કરવાને ? "

આત્મસિદ્ધિની સાધનાનો આ " સહજ સમાધિ "નો માર્ગ સમજાવવા અંતે તેઓ કહે છે કે—વસ્તુપ્રાપ્તિ માટે ગુરુકૃપાની પરમ આવશ્યકતા છે :—

" આંધળે આંધળા દોર્યા રે જાય છે, મૂળની વાત કોઈ કે'તું નથી;
દીનભગત કે', ગુરુકૃપાના, અનુભવ વિના આરો નથી. "

ભાવાર્થ કે, પ્રભુ બધામા છે, પણ જે ઓળખે છે તેમા પ્રગટ છે. માટે ગુરુગમથી—અંતરથી " હુ ને મારૂં નહિ ", પણ " તુ અને તારૂં " એમ ગાંઠ ઉકેલવી જોઈએ એટલે બેડો પાર. " સોહં "ના ધ્યાનથી ( અજપાજપથી ) અને " નાહં "ના જ્ઞાનથી એટલે એક માત્ર પરમાત્મા જ છે—એની દૃઢ સમજણથી મન અ-મન થતા સ્વસંવેદ્ય પરમતત્ત્વ અનુભવગમ્ય થાય છે.

ઉપર વર્ણવેલા તેઓશ્રીના સંતજીવન ઉપરથી તેમજ તેમના સ્વાનુભવસિદ્ધ પોતાની સાદી અને સરળ વાણીમા દર્શાવેલા અ---

સિદ્ધિના "સોહંધ્યાન અને નાદજ્ઞાન "ના મહામાર્ગ ઉપરથી સ્પષ્ટ ફલિત થાય છે કે—પરમાત્મા સાથે અભિન્નના અનુભવતા, વિદ્વતા કે જ્ઞાતિથી ઉચ્ચ નહીં, છતા યે હરિ અનુભવથી અતિ ઉચ્ચ એવા શ્રી પુરષોત્તમ ભગત આધુનિક ગુજરાતના સંતોમા અગ્રગણ્ય છે. તેઓશ્રી એક ઉત્તમ કોટિના સંતપુરુષ હતા—એ નિર્વિવાદ છે.

---

# શ્રી નથુરામ શર્મા

(ઈ. સ. ૧૮૫૮-૧૯૩૧)

## જન્મ અને વિદ્યાભ્યાસ; શિક્ષક અને બ્રહ્મચર્ય વ્રત

આ જગત્ એક નાટકશાળા છે. પરમાત્મા તેના સૂત્રધાર છે અને પ્રાણીમાત્ર જગન્નાટકનાં પાત્રો છે. એ પાત્રોમાં માનવનું સ્થાન મોટું છે; અને માનવોમાં સૌથી મોટું સ્થાન સંતોનું છે.

વિ. સં. ૧૯૧૪ના આસો સુદ ૪ કિંવા ઈ. સ. ૧૮૫૮ના ઑકટોબરની ૧૦મી તારીખે સૌરાષ્ટ્રના મોળીદડ ગામમાં એક બ્રાહ્મણ કુટુંબમાં શ્રી નથુરામનો જન્મ થયો હતો. બાલ્યાવસ્થાથી જ તેઓ પ્રભાવશાળી હતા. મોળીદડ, ચૂડા અને રાજકોટ એમ ત્રણ સ્થળે અભ્યાસ કરી ૧૯ વરસની ઉમ્મરે તેમણે ગુજરાતી અભ્યાસ પૂરો કર્યો અને શિક્ષકની નોકરી સ્વીકારી. અડવાણા, લીંબુડા અને જાફરાબાદમાં તેમણે શિક્ષક તરીકે કામ કર્યું. વ્યવહારમાં નિમગ્ન હોવા છતાં તેમના અંતઃકરણમાં આત્મમંથન ચાલી રહ્યું હતું અને આત્મદર્શન કરવાની પ્રેરણા થયા કરતી હતી. આથી જાફરાબાદમાં તેમણે અંતિમ નિર્ણય કરી લીધો કે હવે પ્રભુ સિવાય કોઈની નોકરી કરવી નથી. આ નિર્ણય અનુસાર તેમણે પોતાના માતુશ્રીને લગ્નગ્રંથિથી જોડાવાની સ્પષ્ટ ના કહી દીધી, આજીવન બ્રહ્મચર્યવ્રત ધારણ કર્યું, નોકરીનું રાજીનામું આપી દીધું અને તપ કરવા માટે પોતે હિમાલય ચાલી ગયા.

## તપશ્ચર્યા માટે હિમગિરિનિવાસ; બીલખામાં આનંદાશ્રમમાં આચાર્યજીવન

તપશ્ચર્યા માટે ગંગાકિનારે આવેલી 'આનંદગુહા'માં અને પછીથી જુનાગઢ પાસે આવેલી 'મુચુકંદગુહા'માં તેમણે સ્થિતિ કરી. આત્મ-

ઝાખી થતા મુમુક્ષુઓના આગ્રહથી મુમુક્ષુઓના હિતાર્થે પોતે ભીલખામા આવીને આનદાશ્રમની સ્થાપના કરી અને તેમના શિષ્યોએ તેમને આચાર્યપદ પર સ્થાપ્યા અહી અનેક સાધકો આત્મસિદ્ધિ માટે તેમના દર્શન અને સત્સગ માટે આવતા તેમનુ જીવન નિયમબદ્ધ, સમયબદ્ધ અને સયમબદ્ધ હતુ અને શિષ્યોને માટે ઉદાહરણીય હતુ તેમનુ બોલવુ, ચાલવુ, હરવુ, ફરવુ—બધુયે આકર્ષક હતુ ભોજનમા સયમ, જલપાનમા સયમ, બોલવામા સયમ, ચાલવામા સયમ—આમ તેમનુ આખુ જીવન સયમમય હતુ શિક્ષક મટીને તેઓ હવે મહાશિક્ષક બન્યા હતા, અને તેમના બધા કાર્યો સમરસ થતા હતા

## આનદાશ્રમની ધર્મપ્રચાર પ્રવૃત્તિ અને સાહિત્યસર્જન

ભીલખા આનદાશ્રમના અધિષ્ઠાતા શ્રીમન્ નથુરામ શર્મા એક મહાન યોગી અને જ્ઞાની હતા તેમણે ભક્તિ, યોગ અને જ્ઞાન ઉપર ૧૦૦ ઉપરાત ગ્રથો લખ્યા છે, એટલુ જ નહી પણ ઉપનિષદ્, વેદાત દર્શન (બ્રહ્મસૂત્ર) અને ગીતા આ પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્યો પણ રચ્યા છે ધાર્મિક સાહિત્યસર્જન ઉપરાત અહી રહીને તેઓ સનાતન ધર્મનો પ્રચાર, સરક્ષણ અને સવર્ધન કરવાનુ કાર્ય પણ અહર્નિશ સ્વય કરતા હતા અને પોતાના શિષ્યો દ્વારા આનદાશ્રમની શાખાઓ સ્થાપીને ધર્મની પ્રવૃત્તિ અખડિત ચાલુ રાખી હતી ખ્રિસ્તી મીશનરીઓની માફક પ્રવાસ કરીને સ્વય તથા તેમના શિષ્યો કથા, વાર્તા અને પ્રવચનો દ્વારા ધર્મપ્રચાર કરતા હતા તેમની પ્રેરણાથી હજી પણ આ કાર્ય ચાલુ જ છે

તેમની વિશિષ્ટતા એ હતી કે તેઓ નાનામોટા સૌને, આબાલવૃદ્ધ, સ્ત્રીપુરુષને અધિકારાનુસાર જ ઉપદેશ આપતા હતા, અને પોતે અનેકવિધ પ્રવૃત્તિમા હોવા છતા તેમના મુખ ઉપર સર્વદા પ્રસન્નતા જોવામા

આવતી હતી. તેઓ સારગ્રાહી અને સમદષ્ટિવાળા હતા; અને તેથી તેમની કથામા, પ્રવચનમાં કે વાર્તાલાપમાં કદી કોઈ ધર્મનું ખંડન કે ટીકા નહીં, અને કોઈ વ્યક્તિની નિંદા નહીં, હમેશા ગુણગ્રાહી દૃષ્ટિ રાખીને વિવિધ ધર્મોમાં રહેલા ગુણોનું જ દર્શન કરાવતા અને સૌને સ્વધર્મપાલન કરવાનો બોધ આપતા. તેમના ઉપદેશમા યોગ અને જ્ઞાનનો મધુર સમન્વય જોવામા આવતો હતો. મનુષ્યમાત્રને ઉદ્દેશીને બોધ આપતાં તેઓ કહેતા હતા કે મનુષ્યે શિષ્ટાચાર, સદાચાર અને માનવતા કેળવવા જોઈએ. સૌને આત્મવત્ ગણીને પ્રત્યેકે આર્દ્ર, ઉદાર અને સ્વાર્પણ કરીને પરદુઃખ ભંજક થવું જોઈએ. પરાર્થી થયા સિવાય પરમાર્થી થવાતુ નથી. સ્વભાવ માધુર્ય, સંયમ અને સ્વાર્પણ વિના જીવનમા આગળ વધાતું નથી. ધર્મ એ વાતોનો વિષય નથા, પણ આચરણનો વિષય છે. જ્ઞાનની વાતોથી નહીં, પણ જ્ઞાનાનુસાર સદ્વર્તનથી જ માનવ દિવ્ય બને છે. પ્રત્યેકે આત્મોન્નતિ માટે હૃદયમા આત્મશ્રદ્ધા અને આત્મપ્રેમ કેળવવા જોઈએ :—

"શ્રદ્ધા વિના શ્રવણ નહિ, મનન ન તે વિણ થાય;
નિદિધ્યાસ પણ નવ બને, કેમ બ્રહ્મ દર્શાય?"

(ના. હા. ૧, પૃ. ૧૦૮)

* * *

સામાન્યતઃ બહિર્મુખી દૃષ્ટિવાળાઓને જ્ઞાનનો અને અંતર્મુખ દૃષ્ટિવાળાઓને તેઓ યોગનો ઉપદેશ કરતા હતા; અને ચતુષ્ટય સાધન-સંપન્ન ન હોય તેને નિષ્કામ કર્મ અને ઉપાસનાનો માર્ગ દર્શાવતા હતા, કારણ એ છે કે ચિત્તશુદ્ધિ વિના જ્ઞાન કે યોગ—એમાંથી એકે દ્વારા આત્માનુભવની પ્રાપ્તિ થતી નથી. માટે યમનિયમનુ પાલન કરીને શમની પ્રાપ્તિ માટે ઉપરામવૃત્તિ તો મુમુક્ષુએ પ્રાપ્ત કરવી જ જોઈએ. તેમના આવા ઉપદેશથી અનેક ભક્તહૃદયોએ તેમનુ શિષ્યત્વ સ્વીકાર્યું

હતું અને સૌએ પોતાની ભાવના અનુસાર કૃતકૃત્યતા અનુભવી હતી. પોતે સંકલ્પસિદ્ધ યોગી હોવાથી તેમણે અનેક રોગીઓના રોગ ટાળ્યા છે અને અનેક દુઃખીઓના દુઃખ દૂર કર્યા છે. આથી ભક્તની ભાષામા કહીએ તો **શ્રીમાનનાથપ્રભુ** ભક્તોના ભગવાન હતા. તેમના બીલખાના મુખ્ય આશ્રમમા તથા શાખાઓમા ગુરુપૂર્ણિમા અને કાર્તિકી પૂર્ણિમા અને જયંતીના પ્રસંગો બહુ ઠાઠમાઠથી ઉજવવામા આવે છે; અને કૃતજ્ઞહૃદયો તેમની પાદુકાનુ પૂજન કરીને પોતાને ધન્ય માને છે. લગભગ ૭૩ વરસની ઉમ્મરે વિ. સં. ૧૯૮૭ના આસો વદ ૧૧ના રોજ તેઓશ્રી સ્વરૂપાવસ્થાન પામ્યા હતા.

તેઓશ્રીના બાહ્ય આચાર્યજીવનની આટલી ઝાખી કરીને આપણે હવે તેમના જીવનસિદ્ધાંત અને આત્મસિદ્ધિ માટે તેમણે દર્શાવેલા સાધનામાર્ગની મીમાસા કરીશું.

વેદાતદર્શનના દષ્ટિસૃષ્ટિવાદને સમરૂપ સિદ્ધાંત તેઓ પોતાની વાણીમા વ્યક્ત કરે છે:—

"સત્ ચિત્ આનંદ બ્રહ્મમાં, નામરૂપ કલ્પિત;
ત્યાગ કરી કલ્પિતનો, સતમા થા તું સ્થિત."

(ના. કા. ૧, પૃ. ૧૨૦)

* * *

વસ્ત્ર સત્ય ચિત્ર સબ કલ્પિત, કર દૃઢ યહ સુવિજ્ઞાન.

(ના. કા. ૧, પૃ. )

* * *

"ત્રણ દેહથી ભિન્ન હું, સત્ ચિત્ આનંદરૂપ,
નામરૂપના બાધથી, દશ્ય પણ બ્રહ્મ સ્વરૂપ."

(ના. કા. ૨૮૫)

* * *

કલ્પક ચિત્ત મુજમા શમ્યું, કલ્પ્ય ચૈત્ય સંસાર;
એ પણ મુજમાહે શમ્યો, રહ્યુ ન દ્વૈત લગાર.

(ના. કા. ૨-૧૬૫)

*　　*　　*

સર્વાતીત સદા છતા, હું સૌનો આધાર;
મારી સત્તા સ્ફુર્તિથી, કલ્પિત પ્રતીત થનાર.

(ના. કા. ૨-૧૬૫)

*　　*　　*

સારાશ કે, એક અદ્વિતીય બ્રહ્મ જ અસ્તિત્વનુ સાચુ ત્રિકાલાબાધિત તત્ત્વ છે; અને તે સત્ ચિત્ અને આનદ કે અસ્તિ, ભાતિ અને પ્રિય સ્વરૂપ છે. એ બ્રહ્મના અધિષ્ઠાન ઉપર સિનેમાના પર્દા ઉપર જેમ ચિત્ર અંકિત થાય છે, તેમ જીવ, જગત્ અને ઈશ્વરની ત્રિપુટી અધ્યસ્ત કે આરોપિત છે. જીવ અને જગત્ માત્ર મધ્યવ્યક્ત હોવાથી તે આદિમા અને અંતમા નથી; માત્ર મધ્યવ્યક્ત છે. આ જીવ જગત કે જડચેતનનો ભેદ (અહં-ઇદં) પ્રતીત થવાનું કારણ કલ્પિત નામરૂપનું કિંવા ચિત્ ઉપર ચાગણી જેવું માયાનુ આવરણ છે અને તેથી તે મિથ્યા છે. આ આરોપિત મિથ્યા નામરૂપનુ આવરણ દૂર કરતા કે થતા આદિ, મધ્ય અને અંતમા એક અદ્વિતીય બ્રહ્મ જ ત્રણે કાળમા અવશેષ રહે છે અને જ્ઞાનીની અંતર્દષ્ટિને તે ગોચર થાય છે. જ્યા સુધી જીવને જીવભાવ છે—આવરણ છે, ત્યા સુધી જગત્ છે; અને જ્યા સુધી જગત્ છે ત્યા સુધી માયા છે, વિષયો છે, સુખદુ:ખ છે અને બધુ જ છે. જીવ જગત્ મનઃકલ્પિત હોવાથી જીવનો શિવ થતા જ જીવભાવના લોપ સાથે જ બધાનો લોપ થઈ જાય છે અને સ્વ સ્વરૂપ કે આત્મસ્વરૂપ અનુભવગમ્ય થાય છે. આવો આત્માનુભવ એ જ મોક્ષ.

આ મોક્ષના અનુભવ માટે સાધનાનું નિરૂપણ કરતા તેઓ કહે છે

—કેકલ્પિત ચૈત્યમાં " અહં-મમ "—" હું અને મારું " એ જ જીવનું બંધન છે, અને " નાહં-ન મમ "—" તું અને તારું " એ જ પરમ-સુખ છે—મોક્ષ છે :—

**સાધના-નામરૂપ વિસ્મરણ અને બ્રહ્મસ્મરણ દ્વારા મનનું આત્મામાં શમન અને આત્મસિદ્ધિ**

" અહં-ઇદંનો બાધ કરીને, અધિષ્ઠાનને દેખ,
જ્યાં ત્યાં બ્રહ્મ જ જોઈને, નામરૂપ ઉવેખ."

(ના. કા. ૨૪૯)

*　　*　　*

" સ્વવિકલ્પથી ઉપજ્યો, અદ્‌ભુત આ સંસાર,
સ્વવિકલ્પ શમ્યે શમ્યો, સંશય નહિ લગાર."

આમ સંસાર કલ્પિત હોવાથી મનને નિ:સંકલ્પ કરી આત્મામાં શમાવવાથી આત્મદર્શન થાય છે. મનને અ-મન કરવું—એ જ મુખ્ય વાત છે; કારણ કે અ-મન એટલે આત્માનંદ પોતે કહે છે કે :—

"દ્વૈત ગયું ને ભય ગયું, દૂર થયું અજ્ઞાન,
મન સદા નિષ્કંપ થયું, થતાં સ્વરૂપનું ભાન."

(ના. કા. ૨૧૩૦)

*　　*　　*

કર્તા કર્મ કરણ સૌ મિથ્યા, માન પ્રતીત થનાર,
ભૂલ્યામાં છે સાર, દશ્ય સૌ ભૂલ્યામાં છે સાર.

(ના. કા. ૨૧૨૬)

*　　*　　*

આમ નામરૂપનું વિસ્મરણ કરી સચ્ચિદાનંદઘન પરબ્રહ્મનું સતત

સ્મરણ રાખવું એ જ મોક્ષનું—આત્માનુભવનું પરમ સાધન છે. સાધનસંપન્ન અધિકારી આત્મજ્ઞાનના શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી સમદર્શી થઈ કીટભ્રમર ન્યાયે બ્રહ્મભાવને પામે છે. સર્વાત્મભાવ દૃઢ કરવા માટે જ મહર્ષિ પતંજલિ तज्जपः तदर्थभावनम्। ભાવપૂર્વક બ્રહ્મ જપયોગનો માર્ગ દર્શાવે છે; અને સર્વાત્મભાવ દૃઢ થતાં નિજરૂપના અખંડ અનુભવ માટે ગીતામાં શ્રી કૃષ્ણચંદ્ર—समत्वं योग उच्यते। (ગીતા: ૨-૪૮).

અર્થાત્ બુદ્ધિની સમતા એ યોગ—એવું સૂત્ર પ્રબોધે છે. જપયોગથી **નષ્ટમોહ** થઈ અને સમદૃષ્ટિ કે આત્મદૃષ્ટિથી **સ્થિતપ્રજ્ઞ** થઈ હરદમ નિજાનંદમાં મસ્ત રહેવું જોઈએ :—

"સૌમાં નિજરૂપ દેખવું, નિજમાં સૌનાં રૂપ;
સર્વાત્મભાવે દૃઢ કરી, અનુભવવું નિજરૂપ."

(ના. કા. ૨, ૧૮૯)

* * *

"બ્રહ્મઘાતી થાવું નહિ, કરી દશ્યમાં રાગ;
આત્મઘાતી થાવું નહિ, કરી તનમાં અનુરાગ."

(ના. કા. ૨, ૨૧૬)

* * *

મોક્ષનું સ્વરૂપ સમજાવતાં તેઓ કહે છે કે—મોક્ષ એટલે પરલોકગમન નહીં પણ સ્વરૂપસંસ્થિતિ કિંવા આત્માનુભવ :—

"લોકાંતરગમન તે, નહિ મોક્ષ ગણાય;
સ્થિતિ કરવી સ્વરૂપમાં, સદ્યમોક્ષ મનાય."

(ના. કા. ૨, ૧૯૭)

* * *

વિશેષમાં આત્માનુભવ અખંડ રાખવા માટે ભૂતભાવિને ભુલવું જોઈએ; અને મનસા, વાચા, કર્મણા, ચક્ષુષા, બ્રહ્મભાન, ગાન અને તાન હૈયામાં રાખવું જોઈએ; ત્રીજી આંખે જ બધું જોવું જોઈએ :—

"ભૂત પ્રસંગો ભૂલવા, ત્યજવું ભાવિ ધ્યાન;
કરવું મનને પ્રતિપળે, બ્રહ્મવિષે એકતાન."

(ના. કા. ૨, ૨૨૦)

*   *   *

"બ્રહ્મનામ વાણીજપો, નયન જુઓ બ્રહ્મરૂપ;
ચિત્ત બ્રહ્મચિંતન કરો, પ્રીતે આઠે જામ."

(ના. કા. ૨, ૨૧૯)

*   *   *

ઉપસંહારમાં એટલું જ કે તેમના બ્રાહ્મી જીવન ઉપરથી, તેમના સિદ્ધાંત અને સાધના ઉપરથી નિઃસંદેહ સિદ્ધ થાય છે કે શ્રીમન્ નથુરામ શર્મા અર્વાચીન ગુજરાતના એક શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ આચાર્ય કોટિના સંતપુરુષ હતા.

---

# શ્રી તિલકદાસજી

(ઈ. સ. ૧૮૫૯–૧૯૩૨)

## જન્મ, વૈરાગ્ય; અને પ્રભુભક્તિ

શ્રી તિલકદાસજીનો જન્મ કચ્છમાં આવેલા વીરાણી ગામે એક હરિજન કુટુંબમાં થયો હતો. પોતે અતિશૂદ્ર હોવા છતાં પૂર્વના સંસ્કારના બળે એમને પ્રભુભક્તિનો નાદ લાગ્યો હતો. એમનાં લગ્ન નાની ઉમ્મરમાં કરી દેવામાં આવ્યાં હતાં. આથી આ મુમુક્ષુ આત્માનું મનપંખી લગ્નજીવનના પિંજરમાં પડ્યું પડ્યું તરફડિયાં મારી રહ્યું હતું. એક દિવસ લાગ મળતાં તે પિંજર તોડીને નાઠું . વીરાણી ગામની ઉત્તર દિશાએ આવેલા એક ડુંગરની ગુફામા જઈને તે ત્યાં આત્મમંથન કરી આત્મધ્યાનમાં લીન બની ગયા.

## દીક્ષા; અને સંતજીવન

ચિત્તશુદ્ધિ થયા પછીથી ભાણસંપ્રદાયના સાધુ બાલકદાસજી પાસે જઈને એમણે દીક્ષા લીધી. તે દિવસથી એમને તેજાભાઈને બદલે તિલકદાસ નામ આપવામાં આવ્યું. દીક્ષિત થયા પછીથી તે એક સોની ભગત અને ચારણિયાણી ભક્તિમતી લાડુબાઈના સત્સંગમાં આવ્યા હતા. લાડુબાઈના આમંત્રણથી તે વારાણીથી ઉત્તરે આવેલા ભારાપર ગામે અવારનવાર ભજન કરવા જતા. ત્યાં એમને એક વખત કબીર સંપ્રદાયના માનદાસજી મહારાજનો ભેટો થયો. તિલકદાસ ઉપર માનદાસજીના ઉપદેશની ખૂબ અસર થઈ. આથી એમણે માનદાસજી પાસેથી પુનઃ દીક્ષા અને ગુરુમંત્ર લીધાં. પોતે સંસાર તથા કુટુંબીઓને સદાને માટે છોડી દેવા માગતા; પણ હરિજન હોવાથી ભોજનની મોટી

મુશ્કેલી હતી. ભક્તિમતી લાડુબાઈ એ આ મુશ્કેલી દૂર કરી. લાડુબાઇ એ ખરા હૃદયથી તિલકદાસજીને કહ્યું કે—"તમે જીવનભર અહીં મારે ત્યાં પ્રસાદ લેજો." આ લાડુબાઈએ ઠેઠ સુધી પોતાનું વચન પાળ્યું; અને તેના મરણ પછી તેના પૌત્ર ભકત જયમલે પણ એ નિયમ જાળવી રાખ્યો હતો. આમ નિશ્ચિંત હોવાથી તિલકદાસજી અહોનિશ પ્રભુભજનમાં મસ્ત રહેતા અને સમાગમમાં આવનાર સૌને ઈશ્વર-ભજન તથા સંતસેવા કરવાનો બોધ આપતા. તેમણે અનેક ભજનો પણ રચ્યાં છે. પોણોસો—૭૫ વર્ષની વયે ઈ. સ. ૧૯૩૨માં તેઓ સમાધિસ્થ થયા હતા. ભારાપરમાં તેમણે તૈયાર કરાવેલ ગુફા આજ પણ ત્યાં જોવામાં આવે છે.

## સિદ્ધાંત અને સાધના

એમના જીવનની આટલી ઝાંખી કરીને તેમની વાણી ઉપરથી તેમના સિદ્ધાંત અને સાધનાની હવે મીમાંસા કરીશું. પ્રભુપ્રાપ્તિ માટે મનુષ્યે વિષયવાસના છોડીને અમર આત્મા પરમાત્માની સન્મુખ થવું જોઈએ. આપણી અંદર જ આત્મતત્ત્વ છે; તેથી બહાર ભટકવાની કશી જરૂર નથી. માત્ર ચિત્તશુદ્ધિ અને આત્મધ્યાન સતત હોવાં જોઈએ. અંતઃકરણ નિર્મળ અને નિશ્ચલ થતાં પોતાની અંદર જ માનવને આત્માનુભવ થાય છે; અને દેહમંદિરમાં દર્શન થતાં અખિલ વિશ્વમાં સમદૃષ્ટિ રહ્યા કરે છે. સતત નિજાનંદમાં રહેવું એ જ પરમ મોક્ષ છે. જે ખાકની કફની પહેરે છે તે જ અલખનાં દર્શન કરી શકે છે. પોતાના ભજનમાં આ વાતનું વિવરણ કરતાં તેઓશ્રી કહે છે:—

"છોડ જગત કા ચારા, મન તું છોડ જગત કા ચારા.
ઝટપટ હોજા ન્યારા, મન તું છોડ જગત કા ચારા.

પાની કા પરપોટા જેસા, હાડ-ચામ કા ભારા,
જ્ઞાનજ્યોત ઘટભીતર જાગે, મિટ જાવે અંધારા. મન૦

વિષયવાસના છોડ છોડ તૂં, સન્મુખ કર દીદારા,
તેગ સાહેબ નેરે ઘટમેં, કયા ભટકત હે બારા. મન૦

હદ છોડે બેહદ ભી છોડે, સંત પ્રભુકા પ્યારા,
અમૃતમય ભોજન કો તજકર, કરતા ઝહર અહારા. મન૦

જીતી બાજી તૂં મત હારે, હો જા નિર્મલ ન્યારા,
બેર બેર તો કયા સમજાવું? મૂરખ મન ગમારા. મન૦

માનદાસ ગુરુ મહેર કરી, જબ ખોલા રત્નભંડારા,
તિલકદાસ કા બંધન તૂટા, અબ ન ધરું અવતારા. મન૦

(કચ્છના સંતો, પૃ. ૨૪૮)

* * *

ઉપર વર્ણવેલા તેમના ભક્તજીવન ઉપરથી તેમ જ તેમના સિદ્ધાંત અને સાધના ઉપરથી સહ જ સિદ્ધ થાય છે કે શ્રી તિલકદાસજી અર્વાચીન ગુજરાતના કચ્છનિવાસી એક આત્માનુભવી સંતપુરુષ હતા.

# શ્રી અંબારામ મહારાજ

(ઈ સ ૧૮૬૩-૧૯૩૩)

## જન્મ, ગુરુકૃપા; સિદ્ધિઓ અને ચમત્કાર

મહી નદીને કિનારે આવેના વડોદરા તાલુકાના અનગઢ ગામમા શ્રી અ બારામનો વિ સ ૧૮૧૮મા જન્મ થયો હતો વિ સ. ૧૯૩૫મા ગુરુકૃપાથી તેમને સિદ્ધિઓ પ્રાપ્ત થઈ હતી, કારણ કે તેમના ગુરુ ભગવાનદાસ મોચી સિદ્ધ પુરુષ હતા લોકસંપર્કથી દૂર રહીને આત્મ-સાધના કરવાના હેતુથી ધર્મજ (તા પેટલાદ)મા આવીને તેઓ વસ્યા દુષ્કાળમા તેમની પ્રાર્થનાથી ધર્મજમા મૂશળધાર વરસાદ પડ્યો હતો આથી ગામલોકનો તેમના ઉપર સારો ભાવ હતો લોકોએ તેમને મઢી બાધી આપી હતી અહીં તેમની ગુરુગાદી તથા શિષ્યપરંપરા ચાલુ છે પોતાનુ સિદ્ધબળ તેઓ બહુ જ ગુપ્ત રાખતા હતા તેમના પૂર્વ જીવનની વિશેષ માહિતી ઉપલબ્ધ નહીં હોવાથી તેમના જીવનની આટલી ઝાખી કરીને તેમના જીવનસિદ્ધાંત અને સાધનામાર્ગની આપણે વિચારણા કરીશુ પોતાના ભજનમા તેઓ કહે છે કે —

"હદ કરી આરાધન કરે, ત્યારે ઓહ ગ સોહ ગમા સમાય રે,
જાપ અજપા થઈ રહે રે, ત્યારે જ્યોતપ્રકાશ દર્શાય રે
દેશીઓ૦ સર્વે સાભળો૦

જ્યોત સો સાહેબ નહિ, તેજ તત્ત્વ કહેવાય રે,
બ્રહ્મબીજ કે બ્રહ્મમોતી બન્યુ રે, તે તો પરિપૂર્ણ લહેવાય દેશીઓ૦

બ્રહ્મદશા કોઈ ભક્તજનની, સમજે માશૂક થાય રે,
ગુરુ ભગવાન પ્રતાપે કહે, અગૂછતા અબારામ" દેશીઓ૦

## પરબ્રહ્મ કિંવા પરમાત્માનુ સ્વરૂપ-બ્રહ્મ અને માયા

સિદ્ધાતમા તેઓશ્રી અજાતવાદી કિંવા પરમા મવાદી હતા. પરમા મા નુ વર્ણન કરતા પોતાની વાણીમા તેઓ કહે છે કે—એક અદ્વિતીય પરબ્રહ્મ જ તત્ત્વનુ તત્ત્વ અને સત્યનુ સત્ય છે, અને બીજુ બધુ યે કલ્પિત છે મિથ્યા છે, નાશવત છે પરબ્રહ્મનુ ચૈતન્ય સ્વરૂપ કિંવા પ્રકાશ તે બ્રહ્મ અને પરબ્રહ્મનો સ કલ્પ કે ઇચ્છા તે માયા આમ માના, બ્રહ્મ અને પરબ્રહ્મ (એટલે સ્વરૂપાતીત સ્વયમ્) ભિન્નવત્ ભાસે છે, પણ વસ્તુત એક છે જેમ લોહ જડ છે પરંતુ ચમકની સત્તાએ કરીને ચેતન થઈ ચાલે છે, તેમ ત્રિગુણાત્મક માયા જડ છે, પણ બ્રહ્મની સત્તાએ કરીને ચેતન થઈ ચાલે છે અને ક પનાત્મક કિંવા માયિક સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થયા કરે છે પરમા માના વિષે માયાના સત્ત્વ, રજસ્ અને તમસ્—એ ત્રણ ગુણો નથી અને માયાનો આકાર નથી તેથી તેને નિર્ગુણ નિરાકાર કહેવામા આવે છે, પણ પરમેશ્વરની શક્તિ વિના બ્રહ્મમાયા કે પુરુષપ્રકૃત્તિ ક ઈ કરવા સમર્થ નથી સર્વનુ અધિષ્ઠાન અને સર્વનુ પ્રકાશક પરબ્રહ્મ જ છે તેથી પરબ્રહ્મ અનામી છતા સર્વનામી, અરૂપી છતા સર્વરૂપી, અકર્તા છતા સર્વકર્તા, અભોક્તા છતા સર્વભોક્તા છે એમ માનવામા આવે છે તમેવ મા તમ્ અનુભાતિ સર્વમ્। એ શ્રુતિવચન અનુસાર તેના પ્રકાશથી જ બધુ પ્રકાશે છે પોતાના એક પદમા તેઓ કહે છે કે —

"જીનકા સકલ પસારા રે હમારા નિજપતિ ન્યારા જી

બ્રહ્મા નહીં વિષ્ણુ નહીં રે, નહિ શક્તિ મહેશ,
ચંદ્ર સૂર્ય જ્યા નવ પ્રકાશે તીહા હમારા દેશ—જીનકા૦

જીનકે પ્રકાશે સકલ પ્રકાશે, ચંદ્ર સૂર્ય અરુ તારા,
ચૌદ લોક પર તેજ જીનકા, સર્વ મરજાદારા—જીનક૦

પચભૂતકા નહીં પસાગ, નહીં ઓ દશ અવતાગ,
બ્રહ્મસ્વરૂપ સો ઓ નહીં, જાનો પગ બ્રહ્મ કી પાગ—જીનકા૦
આપ ઇચ્છાસે સબ કુછ સરજે, ઓ સન્જ્યામા નાહી,
ચાગ ખાણ અરુ દેવ ને દાનવ, રીઝે માનવમાહી—જીનકા૦
અખારામ કહે હમ ન્હેના હે, અખડ સ્વરૂપે માહી,
એક પલક છેટા નગ ગહેવે, બેગા આહી ને ત્યાહી "—જીનકા૦

પગબ્રહ્મનુ વિશેષ સ્પષ્ટીકગણ કગતા તેઓ કહે છે કે —

"બ્રહ્મા વિષ્ણુ મહેશ્વગ ચોથુ શક્તિ સ્વરૂપ,
દીસે તે માયા મોહની ઇચ્છી પડે ભવકૂપ
એ સર્વથી ન્યાગ ગહે નિર્ગુણનાથ અવિનાશ,
અખાગામ કહે અળગા ગહી આપે સર્વને પ્રકાશ "

સાગશ કે, પગબ્રહ્મ અલખ નિગ્જન છે, ચતુગતીત છે—ચાગ વાણી અને ચાગ અવસ્થા (જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા) થી પગ છે—**તુર્યાતીત છે.**

વળી પગબ્રહ્મ એક **અનંતાદ્વૈત** છે —

"અનતરૂપ એક વડે ભાસે, એક અનેકથી ન્યારો રે "

વિશેષમા પગબ્રહ્મ પિંડ બ્રહ્માડથી પણ પગ છે —

"બ્રહ્માડ ૐકાગ ઇશ્વિગ કહીએ પિંડ ૐકાગ જીવપદ લહીએ,
પિંડ બ્રહ્માડની પાગ બિગાજે મહાશૂન્યમે ગણકારો."

* , ,

બ્રહ્માનુભવીની દષ્ટિમા ઉત્તમમધ્યમનો ભેદભાવ પણ હોતો નથી —

'દ્વૈતભાવ દીસે નહીં, ઉત્તમ મધ્યમ નહિ કોઈ "

(ભજનગ્નમાળા, પૃ ૩૦૬)

* * ,

તેઓ અહર્નિશ પરાત્મભાવમાં જ રસબસ રહેતા હતા અને પોતાની વાણીમાં તેમણે તુરીયાતીત અવસ્થાનો પોતાનો સ્વાનુભવ જ વ્યક્ત કર્યો છે. મૃગજળ જેવી દશ્ય નામરૂપની મિથ્યા સૃષ્ટિને ઓગાળતા એક અનતાદ્વૈત પરબ્રહ્મ જ અવશેષ રહે છે. આનુ નામ જ વેદોક્ત નેતિ નેતિ અને શેષ છે આ નિર્વિકલ્પતામાથી સ્વરૂપસ્થ પુરુષબ્રહ્મ જ્યારે જરા ઉત્થાન પામે છે, ત્યારે આ બ્રહ્મચૈતન્ય જ તેને જગતરૂપે દષ્ટિગોચર થાય છે–ભાસે છે. વસ્તુત છે નહીં છતા અવિદ્યાને લીધે, આભાસમાત્ર–મિથ્યા પ્રતીતિરૂપે–માયારૂપે અનુભવાય છે દશ્યમાન અસત્ છે, પણ તદ તત્સ્થ ચેતન્ય સત્ છે :—

"દશ્ય પદાર્થ નાશ હૈ, અદષ્ટ હૈ અવિનાશ,
દષ્ટતણો અદષ્ટમા, સમજે થાય સમાસ"

પોતાના 'મુક્તસિદ્ધાત'મા જીવ અને બધમોક્ષનુ સ્વરૂપ સમજાવતા તેઓ કહે છે કે —

### જીવસ્વરૂપ: બંધ અને મોક્ષ

જેમ કાષ્ટ અને અગ્નિના યોગે કરીને ધુમાડો ઉત્પન્ન થાય છે, તેમ માયાબ્રહ્મના યોગે કરીને વાસના ઉત્પન્ન થાય છે અને તે વાસના જીવરૂપ થઈને જન્મ મરણ પામે છે. આત્માને તો જન્મ મરણ છે જ નહીં. વાસના દૂર કરવાને જ્ઞાન વિના બીજો ઉપાય નથી તેથી વાસનાનો ત્યાગ કરી ચૈતન્યમય થઈ સ્થિર રહેવુ એ જ મુક્તાવસ્થા. "અહં-મમ"રૂપી વાસના એ જ બધ, અને તેથી વાસનાક્ષય એ જ મોક્ષાર્થીનુ ધ્યેય હોવુ જોઈએ વાસનાને હૃદયગ્રથિ પણ કહેવામા આવે છે. આ હૃદયગ્રથિ ત્રણ પ્રકારની છે.—(૧) અહગ્રથિ; (૨) કર્મગ્રથિ; અને (૩) સશયગ્રથિ.

**પ્રથમ** અહગ્રથિ:—અહં દુખી, અહ સુખી, અહ રોગી અહં-

ભોગી, અહંરાગી, અહંત્યાગી, અહંરાજા, અહંરંક, અહંબ્રાહ્મણ; અહં ક્ષત્રિય, અહંવૈશ્ય, અહંશૂદ્ર, અહંપુરુષ, અહંનારી, અહંજ્ઞાની, અહં-અજ્ઞાની, અહંદાતા, અહંભિક્ષુક, અહંબદ્ધ, અહંમુક્ત ઇત્યાદિ જે વિકલ્પ ઊઠે તે અહંગ્રંથિ.

**દ્વિતીય** કર્મગ્રંથિ:—કર્મ ત્રિવિધ છે-સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ; અને કર્મફળ ભોગવવા માટે જીવને દેહ ધારણ કરવો પડે છે.

**તૃતીય** સંશયગ્રંથિ:—પરમેશ્વર એક હશે કે બે; મુક્તિ જ્ઞાનથી થશે કે કર્મથી થશે; હું બદ્ધ કે મુક્ત; આત્મા દેહમાં હશે કે દેહથી ન્યારો હશે; જગત્ સુખરૂપ હશે કે દુઃખરૂપ; મુક્તિ જીવતાં થશે કે મૂઆ પછી થશે—આવી કલ્પનાઓનું નામ સંશયગ્રંથિ.

આત્મદર્શન થતાં આ ત્રિવિધ ગ્રંથિ નાશ પામે છે અને જીવ સ્વયં સચ્ચિદાનંદરૂપ બની રહે છે.

જીવ, જગત, ઈશ્વર, બ્રહ્મ, માયા અને પરબ્રહ્મ સંબંધી આટલી વિચારણા કરીને તેમના સાધનામાર્ગની મીમાંસા કરીશું.

## સાધના—ષટ્ સંપત્તિવાન્ આત્મજ્ઞાનનો અધિકારી

આત્મસિદ્ધિ માટે સૌથી પ્રથમ અધિકાર પ્રાપ્ત કરવો જોઈએ. શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન—આ છ સાધન (ષટ્સંપત્તિ) ની જેને પ્રાપ્તિ થઈ હોય તે જ આત્મજ્ઞાન માટે અધિકારી છે. જેનામાં વૈરાગ્યવિવેક નથી તે અનધિકારી છે. ષટ્સંપત્તિનું સ્વરૂપ સમજાવતાં તેઓ કહે છે કે-(૧) 'શમ' એટલે વાસના શમાવવી તે. સાધકમાં એક મોક્ષ વિના બીજી વાસના હોવી જોઈએ નહી. જેમ સૂર્યોદય થતાં નક્ષત્ર દેખાય નહીં, તેમ મોક્ષની વાસના વડે બીજી વાસના ઊપજે નહિ એ શમ. (૨) 'દમ' એટલે ઇંદ્રિયદમન. દશે ઇંદ્રિયની વાસના ભિન્ન ભિન્ન છે તેને પાછી વાળીને અંતઃકરણમાં લાવવી એ જ દમ.

(૩) ઉપરતિ—પંચ વિષયે જીવને નીચે નાખ્યો છે ને પોતે ઉપર બેઠા છે. તેને ફેરવીને જીવ ઉપર આવે ત્યારે વિષય નીચા જાય એ જ ઉપરતિ. (૪) 'તિતિક્ષા' એટલે સુખદુઃખ, વૃદ્ધિહાનિને સરખા માનવા અને રાગદ્વેષ ન કરવા એ જ તિતિક્ષા. (૫) 'શ્રદ્ધા' એટલે મહાપુરુષ, વેદાંત કે ગુરુવાક્ય પર વિશ્વાસ. (૬) 'સમાધાન' એટલે ત્રિલોકનું રાજ્ય, ત્રણ કાળ કે પારકાના મનની વાત જાણવાનું જ્ઞાન કે પારસમણિ પ્રાપ્ત હોય, તોપણ તેને સમાધાન કહેવાય નહીં; પરંતુ જેથી ચિત્ત એકાગ્રતા અનુભવે અને જેથી પરમાત્મામાં અખંડ વૃત્તિ રહે અને ડગે નહીં તે સમાધાન.

## ગુરુ અને સત્સંગની જરૂર

આવા ષટ્સાધનસંપન્ન અધિકારીએ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે પોતાનું આપોપું ઓગાળીને સદ્‌ગુરુનો સંગ અને સંતપુરુષનો સમાગમ કરવો જોઈએ. આત્માનુભવ માટે શ્રદ્ધા અને ભાવપૂર્વક ગુરુભક્તિ અને ગુરુગમ કિંવા ગુરુમુખી જ્ઞાનની પરમ આવશ્યકતા છે. પોતાના કક્કામાં આત્મજ્ઞાનનું મર્મ સમજાવતા તેઓ કહે છે કે :—

"જબ લગ નિશ્ચે નહીં નિજરૂપ, તબ લગ ફીર પડે ભવકૂપ."

"ખખખા ખલકનો કરો વિચાર, કયાથી ઉપન્યો આ સંસાર."

આમ "હું કોણ"? (कोऽहम्) અને 'આ જગત્ શું છે'? (कोऽयं संसार:) આ બે પ્રશ્નોનું મુમુક્ષુએ નિરાકરણ કરવું જોઈએ અને માયાનું સ્વરૂપ ઓળખવું જોઈએ :—

"ગુરુ બતાવે મૂળ મુકામ, તેનું અનામી સમરો નામ :  
ધન્ધા ઘણું માયાનું જોર, આડા અવળી બાંધે દોર :  
જનજા જેને શુદ્ધ વિચાર, ખેલે તે ખાંડાની ધાર :  
માયાના સ્વામીને મળો, નજા નિર્ભે થઈને ફરો :

મમ્મા મરજીવાનુ કામ, સહી કરે જે ધણીનુ નામ :
રગ રોમરોમ રણકાર, રતધૂન પર લાગ્યો તાર
ખુદ માલિકની તેને જાણ, વવા વર્તે ગુરુની વાણ :
હઠા હઠિને શોધી કાઢ, કુદી દે ત્રિગુણની વાડ. '

" અવર સુખ સબ અલ્પ હૈ, રિદ્ધિ સિદ્ધિ ઔર સસાર,
અખાગમ કહે ગુરુગમે, અનુભવસુખ અપાર "

સારાશ કે, માયાની મધલાળમા નહીં લપટાના સાચુ' આત્મસુખ પ્રાપ્ત કરવા માટે ગુરુદ્વારા આત્મજ્ઞાન શ્રવણ કરી તેનુ મનન અને નિદિધ્યાસન કરીને ગુરુગમ જાણી લેવી જોઈએ; અને આત્મસાક્ષાત્કાર થતા સુધી હરદમ ગુરુમંત્રનો જપ કરવો જોઈએ. આત્મસિદ્ધિ પ્રાપ્ત કરવી એ બચ્ચાનો ખેલ નથી. એ તો મરજીવાનો મહામાર્ગ છે; કારણ કે આત્માનુભવ માટે મનોજય કરવો જોઈએ–મન ઉપર સવારી કરવી જોઈએ. નિર્બળ મનવાળાને આત્મલાભ થતો નથી. મન અ-મન થતા પરબ્રહ્મસ્પર્શથી જીવનો શિવ થાય છે પરબ્રહ્મનો સ્પર્શ એટલે સતત બ્રહ્મનુ' લક્ષ્ય અને બ્રાહ્મી લક્ષણોની પ્રાપ્તિ. મનોજય દ્વારા આત્મજ્ઞાનના માર્ગ ઉપરાંત તેઓ આત્મસિદ્ધિ માટે **"સુરતશબ્દ-યોગ"**ની સાધના પણ દર્શાવે છે :–

" અંતર સુરતી એકાગ્ર થાય, તબતે અનહદ નાદ સુણાય,
નાદમાહી બંધાએ પ્રીતિ, તબતે છુટે સકલ અનીતિ.
નાદ મિલે ચૈતનમા જઈ, જીવપણુ તે ત્યા સમાઈ;
તબતે વાસના સઘળી ટળે, થાય હંસ બ્રહ્મમા ભળે. "

આમ જો ગુરુશબ્દમા નિરંતર પરાત્પર પરબ્રહ્મની જ સુરતા રાખીને, ભાવનાપૂર્વક શબ્દનો અજપાજપ કરવામા આવે અથવા બ્રાહ્મીવૃત્તિપૂર્વક નાદાનુસધાનયુકત બિન્દુસયુકત ૐકારનો અજપાજપ

કરવામા આવે તો દેહાધ્યાસનુ મૂળબીજ લય પામે છે અને આત્મ સાક્ષાત્કાર થાય છે પ્રણવના આવા સ્વાભાવિક જપમા પ્રત્યેક શ્વાસોશ્વાસે સુરતા રાખવાની યૌગિક પ્રક્રિયાને અજપાજપ કહે છે આનુ જ નામ સુરતશબ્દયોગ

આમ તેઓ પોતાની વાણીમા આત્મસિદ્ધિ માટે વિચારપ્રધાન **જ્ઞાનમાર્ગ તથા જપપ્રધાન સુરતાશબ્દયોગનો ઉપદેશ આપે છે.** બન્નેમા ગુરુભક્તિ આવશ્યક છે —

"ભક્તિ કરે ભગવતની, સેવે સત સુજાણ
અખાગમ કહે સો જન, પામે પદ નિર્વાણ "

અને ભક્તનુ સ્વરૂપ સમજાવતા તેઓ કહે છે કે —

"અખાગમ કહે સુરત રહે સદ્ગુરુ શબ્દમે, સોઈકુ હમ તો ભક્ત કહેતા."

ઉપર દર્શાવ્યા પ્રમાણે તેમના સિદ્ધાંત સાધનાનો વિચાર કરતા તેમજ તેમના સંતજીવનની મીમાંસા કરતા સ્પષ્ટ પ્રતીત થાય છે કે શ્રી અખાગમ મહારાજ અર્વાચીન ગુજરાતના એક સિદ્ધ કોટિના પરમજ્ઞાની અને આત્માનુભવી સંતપુરુષ હતા

---

# માતાજી ૐકારેશ્વરી

(ઈ. સ ૧૮૯૭-૧-૩૫)

## જન્મ, વિદ્યાભ્યાસ, અને નોકરી; લગ્ન, વૈરાગ્ય અને દીક્ષા

માતાજી ૐકારેશ્વરીનો (મૂળનામ-લલિતાબહેન, અને દીક્ષિત નામ ૐકારેશ્વરી) જન્મ ઈ સ ૧૮૯૭ના અરસામા રાજપીપળા જિલ્લાના સીસોદરા ગામમા એક બ્રાહ્મણ કુટુબમા થયો હતો તેમના પિતાજી મગળભાઈ પ્રભુભક્ત હતા, અને તેથી ભક્તિના સસ્કાર લલિતાબહેનને વારસામા મળ્યા હતા બાલ્યાવસ્થામા પોતાને ઘેર, તેમજ નિશાળે તથા પ્રાથમિક ટ્રેનિંગ કૉલેજમા તેમણે સારો અભ્યાસ કર્યો હતો તેથી વિદ્યાભ્યાસ પૂર્ણ કરીને તેમણે નાનસા (જિ ભરૂચ) મા પ્રાથમિક શાળામા હેડ મિસ્ટ્રેસ તરીકે ઈ સ. ૧૯૧૬ના અરસામા નોકરી સ્વીકારી હતી યોગ્ય વયે તેમનુ લગ્ન કરવામા આવ્યુ હતુ, પણ તેમનુ દપતીજીવન સુખમય ન હતુ ભર યુવાવસ્થામા તેમને દપતીજીવન ઉપર વૈરાગ્ય આવવાથી તેઓ પૃથક નિવાસ કરીને નોકરી કરતા હતા અને પ્રભુભજનમા મસ્ત રહીને પોતાના દિનને પ્રસન્ન રાખતા હતા ' દીવાને સાગર '' વાચતા તેમના દિલમા આત્મદર્શન કરવાની તમન્ના જાગી અને શ્રી સાગરમહારાજને પ્રત્યક્ષ મળવા તેમના દિલમા પ્રેરણા થયા કરતી ઈ સ ૧૯૧૭મા ચિનાલમા સત શ્રી સાગર મહારાજના દર્શન થતા જ લલિતાબહેનના હૃદયમા પૂર્વજન્મના સસ્કાર જાગી ઊઠ્યા અને પોતે દીક્ષા લેવાની ઇચ્છા દર્શાવી શ્રી સાગર મહારાજે જણાવ્યુ કે આત્મસિદ્ધિ પ્રાપ્ત કરવી એ રમત નથી શ્રી હરિ અગ્નિસ્વરૂપ છે અને મુમુક્ષુએ એ જ્વાળામા સ્વય હોમાઈ જવુ

પડે છે! એને માટે તો આખી જિંદગી સમાર્પણ કરી દેવી જોઈએ. આથી શ્રીમતી લલિતાબહેને પોતાની નોકરીનું રાજીનામુ આપી દીધુ અને સગાસબંધીઓને છેલ્લી સલામ કરીને **સાગરપ્રભુજીને શરણે** આવીને દીક્ષાની માગણી કરી. તેમને ઉચ્ચ કોટિના અધિકારી ગણીને શ્રી સાગરમહારાજે લલિતાબહેનને ભગવા ધારણ કરાવ્યા અને દીક્ષા આપી. દીક્ષિત થયા પછીથી તેઓ "ૐકારેશ્વરી" નામે આશ્રમમા અને સર્વ સ્થળે ઓળખાતા હતા. શ્રી સાગરપ્રભુજીના શિષ્યશિષ્યાઓમા અને અનુયાયીઓમા તેમનુ નામ સર્વોચ્ચ સ્થાને છે.

## ૐકારેશ્વરીનું શિષ્યાજીવન; સાગરાશ્રમમાં નિવાસ; અને શ્રવણ, મનન તથા નિદિધ્યાસન

ૐકારેશ્વરીને દીક્ષા આપીને ચિત્રાલ આશ્રમમા શ્રી સાગરમહારાજે જાણે કે નિત્યાર્થિક બ્રહ્મયજ્ઞ આરંભ્યો હોય એવુ વાતાવરણ સર્જ્યું હતુ. તેઓશ્રી અહર્નિશ ધ્યાન દશામા મસ્ત રહેતા અને ભજનકીર્તનમા માતાજી ૐકારેશ્વરીને સામેલ રાખતા; અને આસપાસના ગામોમા પણ ભાવિકોના આમંત્રણથી માતાજી સહ ભજનકીર્તન કરવા જતા માતાજી ૐકારેશ્વરીને ઉપદેશ પર સ્થિર કરવા અનેક અધ્યાત્મશાસ્ત્રોનું સાગરાશ્રમમા વાચન અને પ્રવચન થતુ હતુ વિશેષમા શ્રવણને અંતે મનન થાય એ હેતુથી શ્રી સાગરમહારાજ પોતાના પરિચિત શિષ્યોને સૂચના આપીને માતાજીને પાલણપુર, બાલારામ મહાદેવ, કહાનવા બંગલો ઇત્યાદિ એકાંત રમણીય સ્થાનોમા પણ થોડા દિવસ એકાંત નિવાસ માટે મોકલતા સાગરાશ્રમમા માતાજી અહર્નિશ ગુરુસેવા સુશ્રૂષામા તત્પર રહેતા અને હરદમ મંત્રજપ, ભજનકીર્તન અને શ્રવણમા તલ્લીન રહેતા હતા આમ આત્મજ્ઞાનના ગ્રહણ ધારણાર્થે તેમણે ઈ. સ. ૧૯૧૯ થી ૧૯૨૨ સુધી સાગરાશ્રમમા નિવાસ કર્યો હતો આથી સાગરપ્રભુજીની ભક્તિ, એમનુ તત્ત્વજ્ઞાન, ફકીરી અને બ્રહ્મ-

ખુમારી એ ચારે ય વસ્તુઓ ગુરુકૃપાથી ૐકારેશ્વરીને પ્રાપ્ત થયા હતાં—એમ એમની પ્રસિદ્ધ વાણી ("માતાજી ૐકારેશ્વરી-ભજનામૃત") ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. તત્પશ્ચાત્ ગુરુદેવના આદેશથી પોતે હર્ષીકેશમા ગંગાતટે રહેતા હતાં. અહીં માતાજી ૐકારેશ્વરી સમાગમમા આવનારને ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનો બોધ આપતા શેષ જીવન ગાળતાં હતાં અને ઈ. સ. ૧૯૩૫માં હર્ષીકેશમા તેઓ નિર્વાણ પામ્યા હતાં. તેમના પૂર્વ-ઉત્તર જીવનની આટલી ઝાખી કરીને હવે આપણે તેમના સિદ્ધાત અને સાધનામાર્ગની મીમાસા કરીશું.

**સિદ્ધાંત—અજાતવાદ કિંવા સર્વં ખલ્વિદં-બ્રહ્મ—એવો બ્રહ્મવાદ**

પોતાની વાણીમાં માતાજી ૐકારેશ્વરી કહે છે કે:—

"સ્વયં બ્રહ્મ ૐકાર, અનામી આપ અંજાતિ;
સોહમ્ સોહમ્ તાર, અખંડિત ધૂન સુણાતી."

(ૐ. ભ. પૃ. ૭૧)

* * *

"એક સર્વમાં રમી રહ્યું રે, પશુ પક્ષી ને જંત."

(ૐ. ભ. પૃ. ૧૧)

* * *

"સત્ય તો એક છે રે, બીજું ભાસે આળપંપાળ."

(ૐ. ભ. પૃ. ૧૧)

* * *

"મનથી પ્રગટ્યું વિશ્વ આ, છે સહુ મનનો ખેલ;
મૃગજળ પાછળ દોડતાં ધારી અમૃતવેલ."

(ૐ. ભ. પૃ. ૩)

* * *

" આપા ઓથે આપ છે રે, ભાઈ અનુભવથી ઓળખાય;
**અનુભવ** ઔષધ સતગુરુ આપે, ભેદાભેદ પળાય."

(ૐ. ભ. પૃ. ૧૬)

* * *

" બ્રહ્મનગર મેં આયો, બેટા ! વૃત્તિ અનંતમા વાળ !
બચ્ચા ! તું તો સિંહનું બાળ !"

(ૐ. ભ. પૃ. ૨૪)

ભાવાર્થ કે વસ્તુમાં પ્રતીત થતું આ મધ્યવ્યક્ત દૃશ્યમાન જગત–વિશ્વ મૃગજળવત્ છે; અને તે વસ્તુમાં કેવળ કલ્પિત છે. આદિ, મધ્ય અને અંતમાં નામરૂપના પડદા નીચે ગ્હેલું વસ્તુ જ ત્રિકાલાબાધિત સત્ છે. માટે નામરૂપાત્મક ભ્રમ-કર્મમા નહિ પડતા ગુરુગમ દ્વારા બ્રહ્મદૃષ્ટિ પ્રાપ્ત કરી સર્વત્ર બ્રહ્મદર્શન કરી આ અંજનમય માયાપુરીમા " નિરંજન " રહેવું એમાં જ જીવનનું સાફલ્ય છે. ભૂચર ( દેહદર્શી )-ને ભૂદોષ નડે છે, ખેચર ( આત્મદર્શી )ને નહિ. આથી જ પોતે કહે છે કે:—

" માયાથી ના બંધાવું, સતને દોરે બંધાવું,
ગુરનામ અહોનિશ ગાવું રે, ચાલ્યા જવું છે."

(ૐ. ભ. પૃ. ૩૫)

વિશેષમાં તેઓ કહે છે કે–જીવ બ્રહ્મસ્વરૂપ છે–પોતામાં પોતે ( self in self ) છે; પણ કરોળિયાની માફક સ્વયં માયાની જાળમાં ફસાય છે; અને જન્મ-મરણનું વિષમ ભવચક્ર માથે વહોરી લે છે. પોતે જ પોતાનો શત્રુ છે, અને પોતે જ પોતાનો મિત્ર છે. જીવ, જગત અને ઈશ્વર વિષયક માતાજી ૐકારેશ્વરીના સિદ્ધાંતની આટલી મીમાંસા કરીને હવે આપણે તેમના સાધનામાર્ગની વિચારણા કરીશું:

પરમાત્મસાક્ષાત્કાર માટે માતાજી ૐકારેશ્વરી પોતાની વાણીમાં નીચે પ્રમાણે ત્રિપદ-માર્ગ દર્શાવે છે :—

( ૧ ) અંતરન્ત્યાગ; ( ૨ ) ગુરુમુખી જ્ઞાન અને મંત્રજપ; ગુરુગમ અને અંતર્દષ્ટિ; અને ( ૩ ) "અહં"નું આત્મામા શમન.

"નામરૂપ ગુણની પ્રીત છે જ્યા સુધી,
ત્યાં સુધી બ્રહ્મમય ના થવાતું."

( ૐ. ભ. પૃ. ૬ )

*　*　*

"છાયા ( અવસ્તુ ) પાછળ દોડે તેનો, કોદિ ન આવે પાર;
જ્યમ ન્હાસે ત્યમ પંથ જ લાંબો ! ઉભો રહ્યે ભવપાર."

*　*　*

"ત્રિગુણાતીત થવું નિજરૂપે, ગુરુગોવિંદને નામે રે—
હરિ હરિ કરતાં હુંપદ ભાગે, કાળ કરમ નહીં લાગે રે."

( ૐ. ભ. પૃ. ૨૯ )

*　*　*

"પડ્શત્રુ કી ખાક બનાના ! 'બ્રહ્મૈવાહમ્' ગાના !
પ્યારે ! મનકા મહેલ જલાના !"

( ૐ. ભ. પૃ. ૧૫ )

*　*　*

"ગુરુ વિણ જ્ઞાન ન ઊપજે, ટળે ન મોહવિકાર."

( ૐ. ભ. પૃ. ૫૯ )

*　*　*

"સુરતા રાખો શબ્દમાં, જેવી ચંદ્રચકોર;
મનમમતાને પરહરો માયાનું નહિ જોર."

( ૐ. ભ. પૃ. ૫૯ )

"આપ ટળ્યા વિના આપ સૂઝે ના, મન મમતા પરહરીએ,
મન મારી મનજીવા થઈએ, ઉન્ન અનુભવ કરીએ"
(ૐ ભ ૫ ૬૮)

* * *

"મનને મારે મૂળથી, બીજ, ડાળ ઘરનાર,
મૂળ નહીં! ડાળા નહીં! નહીં વૃક્ષ ગનનાર."

* * *

ઉપર દર્શાવેના નિષ્ઠ માર્ગનુ રહસ્ય એ છે કે —'**બ્રહ્મની અપેક્ષા એટલે જ માયાની ઉપેક્ષા**'—એ સૂત્રાનુસાર બ્રહ્મમાર્ગ પ્રવાસીના દિલમા નીથી પ્રથમ શુભેચ્છામાથી વૈરાગ્ય પ્રગટવો જોઈએ આત્માનુભવનો માર્ગ ગુરુગમ્ય છે અને સદ્ગુરુ સાચ્ચા વિરાગી હૃદયને જ ઉપયોગી થઈ શકે છે. તેથી દ્વિતીય પગથીએ, મુમુક્ષએ ગુરુ પાસેથી ગુરુગમ અને મ ન પ્રાપ્ત કરી "ગર્ભધ્યાન મન" રાખી અહર્નિશ અતર્વલોકન કરી આત્મમથન કરી મન વશ કરીને અતસ્થ ષડ્શત્રુઓનો નાશ કરવો જોઈએ શુદ્ધ અને એકાગ્ર થયેના ચિત્તમા જ બ્રહ્મજ્ઞાનનો ઉદય થાય છે તૃતીય પગથીએ, આત્મજ્ઞાનથી નાનકડા "અહ"ને પૂરેપૂરુ ઓગાળી નાખી બ્રહ્મમા ભળી જવુ એટલે બેડો પાર અજ્ઞાનનુ આવરણ દૂર થતા ક્રમણિન્યાયે આત્મદર્શન ખરૂ જ છે ટૂકમા મનનો નિગ્રહ કરી મન ઉપર જય મેળવી અમનસ્ક અવસ્થા પ્રાપ્ત કરવી એ જ આ નિષ્ઠમાર્ગનુ હાર્દ છે અમન થતા **આત્મપ્રણયનુ** રૂપાતર **આત્મ-પ્રણવમા** થાય છે આજ મુક્તપદનો સ્વાનુભવ છે

ઉપર વર્ણવેલા માતાજી ૐકારેશ્વરીના ત્યાગી જીવન ઉપરથી, ગુરુમુખી સાધના ઉપરથી અને સિદ્ધાત અને સાધનામાર્ગ ઉપરથી સહજ ફલિત થાય છે કે આત્માનુભવી માગળાઈ જેના તેઓ આધુનિક ગુજરાતના એક વદનીય મત સાધ્વી હતા

# શ્રી ઉજમસી ભગત

(ઈ. સ ૧૮૯૧-૧૯૩૫)

## જન્મ; યોગી ગુરુ અને યોગસાધના

ભક્તરાજ શ્રી ઉજમસીનો જન્મ સૌરાષ્ટ્રના બોટાદ ગામમા એક વણિક કુટુબમા વિ. સં. ૧૯૪૭ના શ્રાવણ સુદ ૧૧ના રોજ થયો હતો બાળપણથી જ તેઓ સ સ્કારી, શાત અને ઈશ્વરપ્રેમી હતા. રાણપુરમા તેમને એક મહાન તપસ્વી યોગીના દર્શન થયા ત્યારથી જ તેમના દિલની દશા બદલાઈ ગઈ હતી. યોગીગુરુના આદેશ અનુસાર ગુરુમ ત્ર ગ્રહણ કરી કેવલ અલ્પ દુગ્ધાહાર પર રહીને તેમણે યોગસાધના કરી હતી અને તેમા સફળતા મેળવી હતી. આજીવન તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી હતા અને કોઈ પણ સ્ત્રીને તેમણે આખેઆખ મેળવીને કદી જોઈ ન હતી સ્વાદેન્દ્રિય જિહ્વા પર પણ તેમણે અજબ કાબૂ મેળવ્યો હતો આમ જિહ્વા અને ઇન્દ્રિય પર જય મેળવીને તેમણે ષટ્રસ અને નવરસ જીતી લીધા હતા અને સદા ધ્યાનમગ્ન રહેતા હતા

## સંત જીવન

પોતાને બારણે આવનાર કોઈ પણ ધર્મના અનાથ, દુઃખી, ગરીબ કે અનાશ્રિતને તેઓ કદી નિરાશ કરતા નહીં તેઓ દયાની મૂર્તિ હતા અને આગ તુક સૌના દુ ખોનુ શક્તિ અનુસાર નિવારણ કરતા હતા એમની વાણીમાથી જાણે અમૃત ઝરતુ હતુ અને સૌના દિલને શાતિ થતી હતી ગ્રીષ્મઋતુમા તેઓ પરબો બેસાડતા હતા અને ગાયોને લીલુ ઘાસ નાખતા હતા. આમ પ્રાણીસેવા દ્વારા તેઓશ્રી આત્મભાવ વિસ્તારતા હતા અને આત્માનુભવ કરતા હતા

## સિદ્ધાન્ત અને સાધના

સિદ્ધાંતમા તેઓશ્રી **એક અનંતાદ્વૈત પરમતત્ત્વમા** માનતા હતા. આખુંયે વિશ્વ આ વસ્તુનુ જ પ્રકટીકરણ છે એમ તેઓ માનતા હતા. તેઓ સૌને સત્સંગ અને સેવાદ્વારા ગુરુગમ પ્રાપ્ત કરી આત્મ-પરમાત્મ-યોગ સાધવા બોધ આપતા હતા. તેઓશ્રી એકાંતમા હોય કે જનસમૂહમા હોય–પણ અહર્નિશ ધ્યાનમગ્ન રહેતા હતા. તેમને અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થઈ હતી. મૃત્યુ પહેલા એક માસ અગાઉથી તેમણે પોતાના અંતકાળની આગાહી કરી હતી; પણ લૌકિક કીર્તિથી ઓસરવા હોવાથી તેઓશ્રી પોતાની સિદ્ધિઓ ગુપ્ત રાખતા હતા. વિ સ. ૧૯૯૧ના કાર્તિક વદ પંચમીના રોજ નાણપુરમા તેમણે ધ્યાનમગ્ન અવસ્થામા દેહોત્સર્ગ કર્યો હતો અને સ્વરૂપાવસ્થાન પામ્યા હતા.

ઉપર વર્ણવેલા તેઓશ્રીના યોગ અને સેવાશીલ જીવન ઉપરથી સહજ સિદ્ધ થાય છે કે અર્વાચીન ગુજરાતના તેઓ એક મહાન આત્માનુભવી સંતપુરુષ હતા.

---

# શ્રી સાગર મહારાજ

(ઈ. સ. ૧૮૮૩–૧૯૩૬)

**જન્મ; ગર્ભયોગી; મહત્ત્વાકાંક્ષા :**

ઈ. સ. ૧૮૮૩ના ૭મી ફેબ્રુઆરીના રોજ મહોદયપર્વમા જબુસરમા મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ કુટુબમા શ્રી સાગર મહારાજનો જન્મ થયો હતો તેમના પિતાજી શ્રી દામોદરદાસ જબુસર ગુજરાતી શાળાના હેડમાસ્તર હતા અને તેમના માતુશ્રી રુક્ષ્મણિબા ગુજરાતી કન્યાશાળાના હેડમિસ્ટ્રેસ હતા પિતા દામોદરદાસ અને માતા રુક્ષ્મણિબાનુ દિવ્ય બાલક તે જગન્નાથ. તેમનુ મૂળ નામ 'જગન્નાથ' હતુ; પરતુ રાજર્ષિ કલાપીનુ શિષ્યત્વ સ્વીકારી અલકી ધારણ કરી તેઓશ્રીએ સાગર ઉપનામ ધારણ કર્યુ હતુ; અને તેથી "સાગર" નામથી જ તેઓ ગુજરાતમા અને અન્યત્ર ખ્યાતિ પામેલા છે. તેમણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ સાત ધોરણોનુ લીધુ હતુ; પણ ગુજરાતી, હિંદી, અગ્રેજી, ફારસી અને સંસ્કૃત–આ પાચ ભાષાઓ પર તેમનો કાબુ અદ્ભુત હતો. તેઓ ગર્ભયોગી હતા, અને તેથી બાલ્યાવસ્થામાથી જ તેમનુ હૈયુ હરિરંગી હતુ–એમ તેમના ઈ. સ ૧૯૦૧ના "ઉદ્‌ગાર" કાવ્ય ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે :—

"ચડ્યુ આ ચિત્ત ચકડોળે ! ખરો કૈં માર્ગ ખોળે છે;
અને, ઉગ્રવૃત્તિઓ મારી, બધીયે ત્યાગ બોલે છે !
થયા સબધ સંસ્કારે ! મૂકો–હુ મૂકુ વિસારે !
**પ્રભુ સાચો જગત જૂઠુ : શ્રુતિને શાસ્ત્ર પોકારે."**

## સંસાર ઉપર ઉદાસીનતા; પણ પલાયન નહીં સ્વીકારતાં કર્મયોગ :

માત્ર ૧૮ વર્ષની ઉમ્મરે 'ઉદ્ગાર કાવ્ય' લખનાર કોમળહૃદયી શ્રી સાગરના દિલમાં ઈ. સ. ૧૯૦૩માં પોતાના કર્મયોગી પિતાના મૃતદેહને અગ્નિસંસ્કાર કરતાં વૈરાગ્ય પ્રકટયો હતો અને સંસાર ઉપર પૂર્ણ ઉદાસીનતા આવી ગઈ હતી. પરંતુ નાના બંને ભાઈઓને શિક્ષણ આપવાની, માતાની હેડમિસ્ટ્રેસ તરીકે નોકરી ચાલુ રાખવાની, દાદાની સેવા કરવાની અને ચિનાલ (તા. પાદરા)ની જમીનનો વહીવટ કરવાની તથા લેણદેણ પતાવવાની ફરજો તેમને માટે અનિવાર્ય હતી. વળી વ્યક્તિવાચક આ ફરજો ઉપરાંત પિતાજીના સ્થાપેલી અંગ્રેજી હાઈસ્કુલ (સરખેજ) અને છાત્રાલય (અમદાવાદ)—આ બંને જનકલ્યાણકારી પ્રવૃત્તિને પણ ટકાવી રાખવાની હતી. આથી પલાયન (Escapism) નહીં કરતાં પિતાજીએ ઉપદેશેલા "परोपकारार्थम् इदं शरीरम्" સૂત્રાનુસાર નિષ્કામ કર્મયોગીનું જીવન પ્રારંભમાં શ્રી સાગર મહારાજે સ્વીકાર્યું હતું. વિશેષમાં જ્ઞાતિમાં શિક્ષણપ્રચાર અને સંસારસુધારો કરવાના ઉદ્દેશથી 'મોઢ બ્રાહ્મણ શુભેચ્છક' નામે માસિક પણ શરૂ કર્યું, અને તેમાં લેખો લખીને તેઓ જનતાને, વિશેષતઃ સ્વજ્ઞાતિજનોને સંસ્કારી જીવન જીવવા ઉપદેશ આપતા હતા. પરંતુ તેઓ પળેપળ પોતાના જીવનનું અવલોકન કરી આત્મપરીક્ષા કરી પોતે પોતાના ગુરુ બનતા હતા, અને દિનચર્યાની ડાયરી રાખતા હતા. આત્મમંથન કરી પોતાની પત્રરેખામાં તેઓશ્રી કહે છે કે—"હું મોઢ બ્રાહ્મણ શુભેચ્છક" દ્વારા બીજાઓને ઉપદેશ આપતો હતો, પરંતુ મને પરમાત્માનો અપરોક્ષ સ્વાનુભવ સાક્ષાત્કાર ન હતો. માત્ર પરોક્ષ જ્ઞાનથી હું ડાહી ડાહી અને જ્ઞાનની વાતો કરતો હતો." આવા અંતરવલોકનથી તેમને ગ્લાનિ થતી હતી, અને તેથી જગતસુધારક

થવા કરતા તેમના દિલનુ વલણ (self reformer) 'જાતસુધારક' સ્નસુધારક થના તન્ફ વિશેષ હતુ

## દીક્ષા; સંપ્રદાયિક ભાવથી ત્યાગ; જગત્ તરફ વૈરાગ્ય :

ઈ સ ૧૯૦૪ પમા 'મહાકાળ' અને 'પ્રાત કાળ ના લેખોથી આકર્ષાઈને તેમણે શ્રેનસ્ સાધક અધિકારી વર્ગની દીક્ષા લીધી હતી અને આત્મપ્રેરણા માટે 'શ્રી વિશ્વવદ્ય'ને એકાતમા મળ્યા પણ ઈ સ ૧૯૦૬મા વર્ગમા સપ્રદાયભાવ જણાતા પોતાને લાગ્યુ કે સત્યને જ્યારે દીવાલો બાધીને મર્યાદિત કરવામા આવે છે, ત્યારે દૃષ્ટિ સકુચિત થાય છે આથી તે વર્ગનો ત્યાગ કરીને કોઈપણ વાડા કે સપ્રદાયમા બદ્ધ નહીં થવાનો મનમા દૃઢ સકલ્પ કર્યો વિશેષમા 'જગતનુ પોલ' પણ તેમને અનુભવગમ્ય થતુ હતુ ત ની તરીકે તેમને સમજાયુ કે જગત ફરે એમ નથી, લોકો તો માન પ્રશસા જ માગતા હતા તેઓ જગતના જૂઠા રિવાજોને અને પ્રપચોને તિરસ્કારતા હતા અને જૂઠાને જૂઠું કહેતા તેમની આવી સત્યનિષ્ઠ પ્રકૃતિ પ્રભુને ગમે, પણ દોરગી દુનિયાદારીના જગજનોને ગમે નહીં એ સ્વાભાવિક છે આથી તેમને વ્યવહાર અને સમાજસેવાના કાર્યમા રાજર્ષિ કલાપીના શબ્દોનુ મર્મ સમજાયુ હતુ —

"પોતુ છે જગ ને નકી જગતની પોની જ કીર્તિ દીસે
લોકોની અપકીર્તિમા હૃદયની સાચી જ કીર્તિ વસે"

(કેકારવ પૃ ૨૨૪)

આથી પોતાના 'દીવાને સાગર'મા તેમણે ગાયુ છે" —

"સાગર જગ-વ્યવહાર સૌ, કેવળ સ્વપ્ન સમાન,
સુધરે બગડે ભલે, નહિ વૃદ્ધિ નહિ હાણ"

"સાગર પિલાદૂં મુફ્તમેં, બસ એક સચ્ચી બાત હૈ;
જૂઠી જહામેં જો ફૈંસા, ઉસકા જીના બર્બાદ હ."
(ગી. સા. ૨, પૃ ૪૬)

* * *

"જહા ખુશ હો ખફા હોયા–વફા હો બેવફા હો યા!
શી પર્વા? હત–અમન માયા-પિઠાને એ જ સૂફી છે."
(દી સા. ૧, પૃ. ૪૦૧)

## લગ્ન, પુત્ર, લાઠીયાત્રા, અલફી અને 'સાગર' ઉપનામ:

આમ સૂફીસાગરના દિલમા વેદાતના સાધન ચતુષ્ટયમાથી વૈરાગ્ય સ્વાનુભવથી પ્રકટયો હતો; અને તેથી સ્વયંભૂ તેમનુ દિલ પ્રભુ તરફ વળ્યું હતુ. વૈરાગ્ય તેમને સંન્યાસ લેવા પ્રેરતો હતો. પણ વિધિના નિર્માણથી ઈ. સ. ૧૮૯૫મા તેમનું ગામડીના શ્રી ભાગીરથી સાથે લગ્ન થયું હતું અને દંપતીજીવનના ફળરૂપે તેમને એક પુત્ર હતો. આથી પલાયન થવાય નહીં, તેમ જ આ મૃત્યુ સંસારના કેદખાનામાં-ગૃહસ્થાશ્રમમા પડી પણ રહેવાય નહીં–એવુ માનનાર દૃઢહૃદયી શ્રી સાગર મહારાજે સંન્યાસની પૂર્વભૂમિકા જેવો **અસંગ એકાંત-જીવનનો** માર્ગ અપનાવ્યો હતો. દિનપ્રતિદિન તેમના વિરાગી દિલમા પ્રભુવિરહ વધતો જતો હતો. આથી ઈ. સ. ૧૯૦૯થી તેઓ વ્યવહારિક કાર્યોમા બહુ લક્ષ આપતા નહીં. અલબત્ત, થોડાક મહિના ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (અમદાવાદ)મા તેમણે નોકરી કરી; પણ જેનું હૈયું હરિરંગી હોય, દિલમા જ્યા એક જ ચિંતન, એક જ મનન, એક જ વાત, એક જ વિચાર અને બાલાતર જિંદગીનો એક જ રંગ હોય–ત્યા એવી ગુલામીની બેડી ક્યા સુધી ટકી શકે એમ છે? આથી તેમણે નોકરીનું રાજીનામુ આપી દઈ જાણે પોતે કેદખાનામાથી છુટ્યા હોય એમ 'બંધ વિમોચન'નુ કાવ્ય લખી પ્રભુને પોતાનુ જીવન અર્પણ કરી દીધું હતુ :—

"છૂટ્યો છું કેદખાનેથી, ઊભો મેદાનમાં દિલદાર!
ફસાયેલો મજલમા, હા! વછૂટ્યો બેવફા દિલદાર!
હવે છૂટો થયેલો છું: ફરી કેદી નથી થાવું.
ગુનેહગારી કરી પૂરી: ફરી નથી મોતમા જાવું!"

* * *

**પ્રણયી સૂફીસાગર:**

આ નિર્ણય અનુસાર તેઓ સાબરમતી નદીના કિનારે આવેલા માણકેશ્વર શિવાલયમા નિવાસ કરતા હતા અને અહર્નિશ કલાપીની સ્નેહગીતા ( केकारव )નું ગાન કરતા હતા. શ્રી કલાપીના સૂફી ઇશ્કની તેમને અજબ લગની લાગી હતી; અને તેથી પોતે કહે છે કે—"શ્રી કલાપીનું સૂક્ષ્મ શરીર મને પૂર્ણ પવિત્ર કરવાને અને માર્ગ બતાવવાને આવ્યું હતું." આમ અંતઃકરણમાં શ્રી કલાપી દ્વારા દીક્ષિત થતાં લાઠીયાત્રા કરી શ્રી કલાપીની સમાધિ પાસે અલફી ધારણ કરી તેમણે **"સાગર"** ઉપનામ ધારણ કર્યું હતું. પછી પ્રણયી કિંવા સૂફી સાગરે દુનિયાભરનું પ્રેમસાહિત્ય વાંચ્યું હતું અને આત્મસિદ્ધિ માટે પ્રેમને જ તેઓ સર્વોપરિ સાધન માનતા હતા. પોતાની પત્રરેષામાં તેમ જ દીવાને સાગરમાં તેમણે પોતાના ગુરુ કલાપીનો મહિમા ખૂબ ભક્તિભાવથી ગાયો છે:—

"આ મૂર્તિ પ્રભુ ઇશ્ક જબરદસ્ત, અબધૂતો વલી ગેબ નૂરે હસ્ત
આશક વ પયગંબર ગુરુ ગુજરાત-**કલાપી** તખલ્લુસ લાઠી મહારાજ.'

( સનાતન વિચારણા )

* * *

"**કલાપી**! ગાયું કેકામા અજબ, ગુરુ! વેદનું ગાણું!
ઉઘડશે નેત્ર જ્યાં જ્યાં ત્યાં, કહેશે ગૂઢ કે છાનું!

રેરે ! તુ અગ્નિમા ચાખ્યો ! શ્મશાને દોરાથી મઢાયો !
સનાતનમા છુપ્યો ખાણી ! અનિર્વચનીય તુજ ખ્યાતિ !"

(દી સા દફતર પહેલુ)

શ્રી કલાપીના સૂફી ઈશ્કના —ગેગ— ગાયેના શ્રી સાગર પરમાત્મ પ્રાપ્તિ માટે સૂફી ઈશ્ક કિંવા સ્નેહયોગ (Concentrated Love) ને જ સૌથી વિશેષ પ્રાધાન્ય આપતા હતા —

"બસ ઈશ્ક ઈશ્ક પુકારતુ ! ન ઈતર વરમ ! ન ઈતર કરમ !
પૂરેપૂરા પાગલ થવુ—ગનનુ બનાગર બેશરમ ! બસ૦"

(મુમુક્ષુ વિચારણા)

* * *

"બસ-ઈશ્ક એક જ બાદશાહ ! પૂરો ખરા આતમપનાહ !
આમીન મમ જે ઈશ્કગાહ ! પણ, કત્લ થાવુ ગણ છે ?"

(દી સા દફતર બીજ, પૃ ૨૪)

* * *

પોતાની પત્રવામા પણ તેઓશ્રી આ જ વાત જણાવે છે —સૂફી ઈશ્ક કિંવા ભક્તિને શ્રેષ્ઠ ગણવાનુ કારણ એ છે —કે કોઈ પણ પ્રકાર એકાગ્ર ન થનારુ મન "તૃષ્ઠિ તૂટિ ના તારનારી પ્રેમની લગની લાગતા પડ્સ પત્તિના હથિયાર વાપર્યા વિના જ વશ થાય છે ભક્તિ યોગ દૃઢ કરવા તેઓ ગોકુળ, મથુરા, વૃંદાવન પ્રયાગ, હરિદ્વાર ઈત્યાદિ સ્થળોએ યાત્રાએ પણ ગયા હતા

**અખેવાણીનુ મનન કરવા હિમગિરિ નિવાસ અને તપશ્ચર્યા :**

ઈ સ ૧૯૧૨મા અખાજીની પ્રણાલિકાની એ શાખાના મહંત અને પોતાના ગાઢમિત્ર શ્રી ભગવાનજી મહારાજ પાસેથી તેમને કહાનવાના પુણ્યાશ્રમમાથી અખાજીની અપ્રસિદ્ધ વાણી પ્રાપ્ત થઈ

આ વાણી તેમને એવી તો અદ્દભુત લાગી કે તેનુ ચિંતન અને મનન કરવા તેઓ હિમાલયમા ચાલી ગયા અને ત્યા મણિકુટ પર્વતની નિર્જન "જયન્તી ગુફા"મા ઈ સ ૧૯૧૨ થી ૧૯૧૫ સુધીમા ચાર વરસો ગાળ્યા આની ભગીરથ તપશ્ચર્યાથી જપ તપને અ તે પ્રણય અનુરાગી **સૂફી સાગર** પ્રણવ-અનુરાગી **બ્રહ્મર્ષિ સાગર** બન્યા હતા હિમાલયમા તેઓશ્રી જલચર, સ્થલચર, ખેચર સર્વમા—" सर्वम् खलु इद ब्रह्म।" એ શ્રુતિવચનનો સ્વાનુભવ સાક્ષાત્કાર કરી રહ્યા હતા "પ્રણય"નુ રૂપાતર "પ્રણવ"-ૐમા થયુ હતુ, અને તેથી હિમાલયના વિકટ જ ગલોમા ઝાડ, પાન, પશુ પ ખી, પહાડ, નદી, વાઘ ઈત્યાદિ સર્વમા તેમને **પ્રણવ-પ્રભુનાં** દર્શન થતા હતા વિશ્વના મૂળમા રહેલી એક અનતાદ્વૈત (Infinite ONENESS) વસ્તુનો નગ્ન સ્વરૂપે તેમને અનુભવ થઈ રહ્યો હતો અનતાદ્વૈતનો આવો અનુભવ કરાવનાર અખાજીને હવે તેઓ પૂર્ણગુરુ-પક્કા ગુરુ માનતા હતા, અને તેમને, "**આખાજી**" કહીને પોતાની વાણીમા સદ્દગુરુ અખાજીનો મહિમા તેમણે ખૂબ જ ભક્તિભાવથી ગાયો છે —

"જો બડભાગી કો છે લો જનમ લો, તારા સનેહી સખાજી!
ગુરુજી ૐ! જુગ જુગ જીવો **અખાજી.**"
(દી સા ૨, પૃ ૧૨૪)

* * *

"અખખા મીલ્યા ગુરુ પક્કા મીલ્યા ગુરુ ધાર ઘડચે કો ઘડાવન કો—
ચિત્ત સોરગી ચરાચર ચેતન-સદ્દગુરુ-રગ ચડાવન કો,
ફેર ઘડચો ગુરુ રામ જડચો ગુરુ-ઘાટ અઘાટ સમાનન કો,
કૌન મતિ, ગતિ, સાગર મેરી? સદ્દગુરુ કે ગુન ગાવન કો?"
(દી સા ૨, પૃ ૧૩૪)

* * *

## ઈ. સ. ૧૯૧૬માં દીવાને સાગરની પ્રસિદ્ધિ : ચિત્રાલમાં સાગરાશ્રમની સ્થાપના અને સતજીવન :

મહાનુભાવ **શ્રી કલાપી** અને **શ્રી અખાજી** દ્વારા ઈ સ ૧૯૧૬મા દીવાને સાગર, દફતર ૧લુ પ્રસિદ્ધ કર્યું, અને પોતાની પ્રૌઢ વાણી સિવાયનુ ઈ સ ૧૯૧૨ પહેલાનુ લગભગ બધુ જ સાહિત્ય બાળી નાખ્યુ, બ્રહ્માન દમા મસ્ત સાગર હિમાલયના પહાડોમા હરદમ પ્રણવધૂન ગજાવતા હતા અને પહાડી લોકો તેમને **"ૐકારવાળા બાવાજી"** કહીને બોલાવતા હતા પ્રણવનો સ્વાનુભવ સાક્ષાત્કાર થયા પછીથી શ્રી સાગર મહારાજે પોતાનુ કોઈપણ લખાણ 'ૐકાર' વિના શરૂ કર્યું નથી આત્માનુભવ માટે તેઓશ્રી ૐકાર કિંવા પ્રણવમ ત્રને જ પ્રાધાન્ય આપતા હતા **"ૐ પ્રભુજી"** એ એમના આશ્રમનો મહામ ત્ર હતો, અને તેમના ભકતો તેમને "ૐ પ્રભુજી ' કહીને જ સબોધતા હતા આત્મસિદ્ધિ પ્રાપ્ત કર્યા પછીથી પ્રભુપ્રેરણાથી તેઓ હિમાલયમાથી ગુજરાતમા આવ્યા અને ચિત્રાલ (તા પાદરા) ગામની ભાગોળે એ પર્ણકુટિ તૈયાર કરાવીને પોતાનો **"સાગરાશ્રમ"** સ્થાપ્યો અહીં તેઓશ્રી ઠેઠ સુધી રહ્યા તેમની સમાધિનુ સ્થાન પણ ચિત્રાલમા છે હિમાલયથી ગુજરાતમા આવ્યા પછીથી તેઓ વાનપ્રસ્થ અગ્નિહોત્રીનુ એકાત જીવન ગાળતા હતા, અને તેમના ધર્મપત્ની શ્રીમતી ભાગીરથી પણ તેમની સાથે એક અનગ પર્ણકુટિમા રહીને ભગવા વસ્ત્ર પરિધાન કરી ભજન કીર્તન કરતા હતા અહીં સાગરાશ્રમમા અનેક આત્મ સાધકો તેમના દર્શન સમાગમ માટે આવતા હતા, પર તુ પોતે એકાતપ્રિય હોવાથી બરાબર કસોટી કર્યા સિવાય કોઈને યે આશ્રમમા આવવા દેતા નહીં આશ્રમના પ્રવેશદ્વાર પર "પરવાનગી સિવાય અદર આવવુ નહીં" (Entrance must be approved) એવુ બોર્ડ રાખવામા આવ્યુ હતું આનુ કારણ એ હતુ કે તેમને નિરર્થક વિતડાવાદ

જરાયે ગમતા નહીં અને અધ્યાત્મ સિવાય બીજી વાતો તેમને રુચતી નહિ 'હુ તો **અધ્યાત્મ વિદ્યાપીઠનો પ્રિન્સીપાલ** છુ ' એમ પોતે કહેતા હતા આથી સાચ્ચા મુમુક્ષુઓ જ તેમના સમાગમનો લાભ લઈ શકતા હતા પોતે **'સૂફી'** હોવાથી તેઓશ્રી હંમેશ પોતાની પાસે સળગતી અગરબત્તીઓ, ફૂલ અને ધીખતી ધૂણી રાખતા હતા તેમનામા એવુ દિવ્ય બ્રહ્મતેજ હતુ કે મોટા મોટા અમલદારો અને રાજવીઓ પણ નમ્ર ભાવ ધારણ કરીને તેમના સમાગમ માટે આવતા હતા શ્રી કનાપીના સબધમા જે જે રાજવીઓ આવ્યા હતા—તે સર્વ શ્રી સાગર મહારાજ તરફ સ્નેહ અને માન ધરાવતા હતા યદ્યપિ તેઓ જગતજનોથી દૂર રહેતા હતા તથાપિ ભક્તોને પોતાની પાંખમા રાખતા હતા પોતે કહેતા કે જે મુમુક્ષુ જગત જુદુ કરીને, જગતને છેટેથી સલામ કરીને મારા આશ્રમમા આવે તેને જ હુ ખરેખરો ઉપયોગી થાઉ છુ **"જીવનો શિવ"** કરવો એ મારુ ગુરુકાર્ય છે પોતાની પત્રરેખામ તેઓ કહે છે કે મારી તો જિંદગી આખી ફિલસૂફીની જ બનેલી છે મારા આશ્રમ તો વૈદિક આશ્રમ છે શ્રી વસિષ્ઠજી, શ્રી યાજ્ઞવલ્ક્યજી અને શ્રી વિશ્વામિત્રજી જેવા વેદપુરુષો અહીં ઘણીવાર દર્શન આપવાને આનદ આપવાને અને વેદવાણીના સકીર્તનમા શામિલ રહેવાને પધારે છે આવા દિવ્ય સાગરાશ્રમમા આવનાર ઘણા બડભાગી નરનારીઓનુ જીવન તેમણે ઉન્નત-ઊર્ધ્વમુખી કર્યું છે પરતુ એમના ઉપદેશનુ—આદેશનુ પૂરુ અનુસરણ કરી મુક્તપદનો સ્વાનુભવ કરનાર તો ત્રણ જ—એક **'શ્રીકાભ'**, બીજી અદ્વિતીય શિષ્યા **'ૐકારેશ્વરી'**, અને ત્રીજા **બાવાજી મોતીરામ;** બાકી તો લાખો પખીઓ અમીપાન કરવા સાગર પ્રભુજીના મયખાનામા આવતા હતા, અને વળી પાછા સસારના દાવાગ્નિમા ઝપલાવતા હતા કેટ જઈને રીતે રામ ભેસનાર તો વિરલ જ હતા

## ઈ. સ. ૧૯૨૦-૨૫; સંતોની વાણી; તથા અન્ય સાહિત્ય-સર્જન; ૐકારેશ્વરી; જોરાવરસિંહજીનું આગમન, શિષ્ય-શિષ્યાઓનાં જીવનનું પરિવર્તન

ઈ સ ૧૯૨૦મા પરમહંસ શ્રી કલ્યાણદાસજીની સમાધિના શતવાર્ષિકોત્સવની જયંતી નિમિત્તે શ્રી ભગવાનજી મહારાજ દ્વારા તેમણે 'સંતોની વાણી' પ્રસિદ્ધ કરી શ્રી અખાજીની પ્રણાલિકાનું મર્મ સમજવાની સાધકને આત્મસિદ્ધિનો મહામાર્ગ દર્શાવ્યો હતો પ્રભુકૃપાથી મને તેમના નિકટ પરિચયમા આવવાની અપૂર્વ તક મળી હતી ઈ સ ૧૯૨૦-૨૨ સુધીના ત્રણ વર્ષોની અલૌકિકતા એ હતી કે—માતાજી લલિતા ઉર્ફે ૐકારેશ્વરીને સિદ્ધપદ પર સ્થાપના શ્રી સાગર મહારાજે એક નાનકડો **બ્રહ્મયજ્ઞ** ચિત્તલની ધૂણી ઉપર આરંભ્યો હતો ઈ સ ૧૯૨૫ની વિશિષ્ટતા એ હતી કે શ્રી કલાપીના કુમારશ્રી જોરાવરસિંહજી પ્રેરણા માટે ચિત્તલ આવ્યા હતા લગભગ એકમાસ સુધી કુમારશ્રી સાગરાશ્રમમા રહ્યા હતા આ સમય દરમ્યાન તેઓશ્રીએ શ્રી કલાપી મહારાજનું અદ્ભુત રહસ્ય (Mysticism) કુમારશ્રીને સમજાવ્યું હતું આ પ્રસંગે તેમણે કુમારશ્રીનું તેમ જ અન્ય શિષ્યોના જીવનનું આમૂલ પરિવર્તન કરી નાખ્યું હતું માત્ર અનુભવીઓ જ આ રહસ્ય સમજી શકે એમ છે શ્રી સાગર મહારાજની દિવ્યતાનું શિષ્યોને પળેપળ ભાન થતું હતું

## ઈ. સ. ૧૯૨૫-૩૦ સરખેજનિવાસ, યોગીન્દ્રભાઈની કૉલેજ-કેળવણી અને સરખેજમા સાગરાશ્રમ: સાહિત્ય અને હરિચર્ચા

પોતાના પુત્રશ્રી યોગીન્દ્રકુમારની ઉચ્ચ કેળવણી માટે પ્રબંધ કરવા ઈ સ ૧૯૨૫-૩૦ સુધી તેઓશ્રી ચિત્તલથી સરખેજમા આવીને વસ્યા હતા અને ચિત્તલનું વાતાવરણ પોતાની સાથે સરખેજમા લઈ આવ્યા

હતા પોતે 'અગ્નિહોત્રી' હોવાથી વ્યવહારમા ભળતા નહીં હરદમ હરિચર્ચા કરતા હતા અને અધ્યાત્મ સાહિત્ય રચતા હતા પોતાના સરખેજનિવાસનુ વર્ણન કરતા દીવાને સાગરમા તેમણે ગાયુ છે કે —

"સાગર અગર સરખેજ પર, સરખેજ ભાવે સહુ અગર—
દીઠુ ન બીજુ ક મગર, દિલગર ! અગર ત્હારા વગર,
હઝરત અવ્વલ સૂફી હતા, તાડવ સદાશિવ નાચતા—
બ્રહ્મર્ષિ દિવ્ય બિરાજતા—ધનધન ગુરુનુ અલખનગર"

ઈ સ ૧૯૩૧મા પોતે સરખેજથી ચિત્રાલ આવ્યા, અને પોતાના અધુરા રહેલા કાર્યો પૂર્ણ કર્યા હતા ઈ સ ૧૯૩૧મા શ્રી જોરાવર સિંહજી દ્વારા (૧) કલાપીની પત્રધારા, અને (૨) કેકારવની નવી આવૃત્તિ, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી દ્વારા ઈ સ ૧૯૩૨મા અપ્રસિદ્ધ અક્ષયવાણી સટીક, અને ઈ સ ૧૯૩૬મા મારા દ્વારા દીવાને સાગર, દફતર બીજુ પોતે પ્રસિદ્ધ કર્યા 'દીવાનેસાગરનુ બીજુ દફતર'-ના અતે તેમની આજ્ઞાથી લખાયેલો "ખલાસ" શબ્દ તેમના જીવનના અતમાળની જાણે કે આગાહી જેવો હતો, કારણ કે, પ્રારબ્ધન છેલ્લુ બીલ ચુકવતા હોય એમ તુર્ત જ તેઓશ્રી હૃદયરોગની બિમારીમા પડયા હતા લગભગ સવા મહિના સુધી પોતે માદગી ભોગવી હતી દરમ્યાન તેમણે સૌ ભાવિકોને તેમના છેલ્લા દર્શન કરવા આમત્ર્યા હતા અને ચિત્રાલ સાગરાશ્રમમા અહોરાત્રિ સતત ભજનયજ્ઞ આરભાયો હતો ઈ સ ૧૯૩૬ના ૧૭મી ઑગસ્ટના રોજ પોતે સ્વરૂપાવસ્થાન પામ્યા

## કલાપી, અખાજી અને સાગરની દિવ્ય ત્રિપુટી:

શ્રી સાગર મહારાજે ઠેઠ જીવનના અત સુધી બ્રહ્માજીની માફક 'બ્રહ્મગાન' જ કર્યુ હતુ ગુર્જર અધ્યાત્મ સાહિત્યસદનમા **શ્રી કલાપી, શ્રી અખાજી અને શ્રી સાગરની** ત્રિપુટી સદાને માટે અમર

રહેલ. પ્રણય (સ્નેહયોગ) દ્વારા જે આત્માનુભવ શ્રી કલાપીએ કર્યો, તે જ બ્રહ્માનુભવ શ્રી અખાજીએ પ્રણવ-બ્રહ્મ દ્વારા કર્યો, અને પ્રણય-પ્રણવની અભિન્નતા દ્વારા તે જ વસ્ત્વનુભવ શ્રી સાગરે કર્યો હતો. શ્રી કલાપીને "સ્નેહી કે પ્રેમી" કહેવામા, શ્રી અખાજીને "જ્ઞાની" કહેવામા અને શ્રી સાગર પ્રભુજીને "વસ્ત્વનુભવી" કહેવામા આ જ મર્મ રહેલુ છે એમ સહૃદયી અભ્યાસીને સમજાયા વિના રહેશે નહીં. કાળના પ્રવાહમા ચાલતો શ્રી સાગર મહારાજની સ્મૃતિનુ અમરત્વ સાચવતો 'બાવાજીના મઠ' જેવો એક નાનકડો આશ્રમ ચિત્રાલમા ખરે છે. ત્યાં ગુરુ-શિષ્ય પરંપરા જેવુ તો કંઈ રહ્યુ નથી. માત્ર દર્શન અને પૂજન અર્થે તેઓશ્રીની મૂર્તિ (Enlarged) છબી આશ્રમમા રાખવામા આવી છે. દર ગુરુપૂર્ણિમા ઉપર તેમના અનુયાયીઓ અહીં ગુરુમૂર્તિનું પૂજન કરી મહોત્સવ ઉજવે છે. તેમના વિદ્વાન પુત્રશ્રી યોગીન્દ્રભાઈ આ આશ્રમને નવું રૂપ આપવાની યોજના કરી રહ્યા છે, અને તેમનું અપ્રકટ સાહિત્ય "શ્રી સાગરાશ્રમ ગ્રન્થમાળા"ના પુષ્પ રૂપે પ્રકટ કરી રહ્યા છે.

શ્રી સાગર મહારાજના જીવનની આટલી ઝાખી કરીને તેમના જીવનસિદ્ધાંત અને આત્મસાધનાની મીમાંસા કરીશું.

શ્રી સાગર મહારાજની વાણીનો મૂલભૂત સિદ્ધાંત-अजातवाद કિંવા બ્રહ્મવાદ કે પરમાત્મવાદ છે सर्वम् खलु इदं ब्रह्म। એ શ્રુતિવચન તેમના સિદ્ધાન્તનો મૂલાધાર છે. પોતાની પત્રરેખામા તેઓશ્રી કહે છે કે-"સાગર અજાતવાદી છે એટલે પરમાત્મવાદી છે; અને બધા જ સૂફી જોગીઓ જ્યારે "સાફી" થાય છે ત્યારે ભગવાન્ શંકરાચાર્યજીના 'માયાવાદ'ની મર્યાદા ઉલ્લંઘીને તેની પેલે પાર વસનાર-अमनस्कताના યાને નિર્વાણી નિરંજનના અવધૂતો થઈ જાય છે." અજાતવાદનુ મર્મ એ છે કે-એક અનંતાદ્વૈત ત્રિગુણાતીત પરાત્પર પરબ્રહ્મ જ ત્રિકાલ-અબાધિત પરમતત્ત્વ છે (Essence beyond spirit and

matter); અને માયા કિંવા 'જીવ, જગત્ અને જગન્નાથ'ની ત્રિપુટીનો ભેદ વસ્તુમા મૃગજળવત્ દૃશ્યમાત્ર છે—આભાસમાત્ર છે (A mirage in Reality). તેથી જીવમાત્રનું અંતિમ ધ્યેય લક્ષ બ્રહ્માનુભવ—આત્મદર્શન કે આત્મસિદ્ધિનું જ હોવું જોઈ એ. **બ્રહ્મી-કરણ** કિંવા **ૐમ્મીકરણ** વિના જીવને અખંડ પ્રેમ, અખંડ આનંદ અને અખંડ શાંતિ કદીયે પ્રાપ્ત થાય નહીં. ૐ । શાન્તિઃ ॥ એટલે જ જ્યાં "ૐ" ત્યાં શાંતિ, અન્યત્ર નહીં. તેથી "ૐ" એ જ એમના જીવનનો મહામંત્ર હતો; અને પ્રત્યેકે પોતાના 'અહં'નું **ૐમ્મીકરણ** કરવું જોઈ એ એમ તેઓશ્રી પ્રબોધે છે :—

"વિગતાવિગત પૂરન પરિછિન્ન—આપે અનંત અજાતા,
ના થા—ના થા—ના થા રે—મૈં તો તીનું કાલમેં ના થા.
અપની હિ 'વૃત્તિ' કરિકે બનાયા—જીવ, જગત, જગન્નાથા"

(દી. સા. ૨, પૃ. ૧૮૮)

* * *

"સત્-અસત્ ઉભયથી, વસ્તુને પર જુવે—
સકલ સંશય ખુવે **ભક્તજ્ઞાની;**
હરિ-હરિમય બધું વિશ્વ આ વિલસતું !
હરકતું હૈયું નિજરૂપ જાણી."

(દી. સા. ૧, પૃ. ૪૧૨)

* * *

આ ખલક અલખની મૌજ ! શૂન્ય શિખર અદ્ધર !
સહુ દુનિયા મુક્તિફૌજ ! નકશો ઘનચક્કર !

(દી. સા. ૨, પૃ. ૧૨૩)

* * *

"એ મન માનીતી માના-કસાવે જીવને કાયા—
ખરે ગુણવાટની દુનિયા !-દુનીની રંગ સૌ ફાની!
અરૂપ, નિર્લેપ, પરથી પર—અલિંગી બ્રહ્મ અંતર ભર—
અગમ્ય-હાસુન શિખર ઉપર, અલખની ઔર સુલ્તાની."

ખેલ, ખેલાડી થઈ આપ ખેલી રહ્યા!
સમજી મન અદ્ભુત રમે છે!
દેશ ને કાળ કે સ્થિતિ તણી ભ્રાંતિથી,
ભેદના ભ્રમણ, મન! તું ન રચજે.

(દી. સા. ૧, પૃ. ૪૧૧)

પોતાના "કક્કા"માં જીવ, શિવ અને બ્રહ્મનું નિરૂપણ કરતા પોતે કહે છે કેઃ—

"ડડ્ડા! ડોલે તે તો જીવ. અડગ અડગ જે સ્થિર, તે શિવ;
જીવ, શિવથી પર તે બ્રહ્મપીવ, ડડ્ડા! ડોલે તે તો જીવ."

(દી. સા. ૨, પૃ. ૧૯૮)

* * *

પપ્પા! પ્રભુજી પ્રેમસ્વરૂપ! પૂર્ણ ચિદંબર બ્રહ્મ અરૂપ—
એક, અનાદિ, અનંત, અનુપ—પપ્પા! પ્રભુજી પ્રેમ સ્વરૂપ.

(દી. સા. ૨, પૃ ૧૭૫)

* * *

શ્રી સાગર મહારાજ શ્રી શંકરાચાર્યની માફક—'जगत् मिथ्या।' કિંવા सृष्टिः मिथ्या।—એમ કહેતા નથી; પણ '**મિથ્યાની સૃષ્ટિ**' કહે છે. સારાંશ કે, વસ્તુ ઉપર આવરણકારી ભ્રમાત્મક નામરૂપની મિથ્યાની સૃષ્ટિ છે—તે ઓગાળતા ચરાચર દૃશ્યમાત્રમા તદંતસ્થ રહેલું ચૈતન્ય-**આત્મ તત્ત્વ** જ અવશેષ રહે છે:

સોહં તેજ બધેય સમાણું! તત્ત્વ જ તત્ત્વ ત્રિકાળ!
**મિથ્યાની સૃષ્ટિ** ઓગાળતા, રે! રેલે સાગગ્ગજ રસાળ!

(દી. સા ૧, પૃ. ૩૬૦)

* * *

બધી બે આખની લીલા–છતે છે **રામ** એકીલા–
ત્રીજી આંખે દીઠા ફેલ્યા–તું હિ સત્! ॐ પ્રભુજી છે.

(દી. સા. ૧, પૃ. ૩૬૩)

* * *

જીવના સ્વરૂપનુ વિશેષ સ્પષ્ટીકરણ કરતાં તેઓ કહે છે કેઃ—
"આપ નિરંજન કહત પુરંજન; જબસેં મેં ઇચ્છામેં આયો."

(દી. સા. ૧, પૃ. ૩૪૫)

* * *

**પુરંજન** એટલે ત્રિગુણાત્મક માયાના દેહરૂપી પુરમા પુરાયેલો 'જીવ'; અને તેથી મુક્ત તે **નિરંજન** = શિવસ્વરૂપ = શિવોહમ્ ॥

માયાનું સ્વરૂપ સમજાવતાં તેઓ કહે છે કેઃ—

"મન એ જ માયા, ને માયા એ મન છે, રગગ્ગ મંત્ર એ ભણશો."

**માયા** તો છે જૈસી છાયા–હો અવધો! માયા તો છે જૈસી છાયા.
છાયાને "છે" કે "નથી" શું કહેવું–મોટા મોટા ભરમાયા!
હો અવધો!"

(દી. સા. ૨, પૃ. ૧૬૫)

* * *

વસ્તુતઃ માયા 'અજા'–અજન્મા છે–શૂન્ય છે–છાયાવત્ અસત્ છે; અને કદી 'છે' એમ કહીયે તોયે તે માત્ર કલ્પિત છે–મનનુ ઉટંગ છે. માયા વિષે તેમની આવી સમજણ હોવાથી બાહ્ય ત્યાગ કે સંન્યાસ કરતા

આત્મસિદ્ધિ માટે તેઓ "અ ત ર ત્યાગ ને વિશેષ મહત્ત્વ આપતા હત મનને કાયમનુ આત્મામા શમાવી શકે તે જ સાચ્ચા સંન્યાસી, માન ભગવા ધારણ કરનાર નહીં ગૃહસ્થે સ ન્યાસીએ આ સસિદ્ધિ માટે મનને અ મન કરવાનુ છે કેવળ ન નામતીના માર્ગે પ્રયાણ કરવા માટે સ્ત્રૈણ કિંવા નિર્ગળ આત્મા માટે ભગવાની આવશ્યકતા છે આથી પોતાની શિષ્યા–ૐકારેશ્વરીને તેમણે ભગવા ધારણ કરાવ્યા હતા, પરંતુ પોતે તો ઠેઠ સુધી ફકીરની માફક શ્વેત અલફી જ ધારણ કરતા હતા તેઓ દીવાને સાગરમા કહે છે —

"ના બનતુ બાના બારી, લેરી શુ ગમની ચાવી
જતુ ભૂની ભૂતને ભાવિ આ સસારી!"
(દી સા ૨ પૃ ૯૫)

* * *

"છે જ્ઞાન, યેગ ને ભક્તિ, પ્રેમીની અટપટી મસ્તી,
સદુ તજવા મન આસક્તિ રે—એ સસારી
(દી સ ૨ પૃ ૯૫)

શ્રી સાગરમહારાજ અજાતવાદી હોવાથી મધ્યસ્થ 'જીવ, જગત અને ઈશ્વર'ની ત્રિપુટીને વસ્તુમા શન્યવત્ ગણતા હતા સર્વવ્યક્ત નાનાત્વમા એક અનતાદ્વૈત પરબ્રહ્મ જ નિવસી રહ્યુ છે–શન્યમા અક્ષય એકડે એક છે —

"એક સ નાર! સાચી નો મિથ્યા અ કગણિત છે"
(ની સા ૧, પૃ ૩૬૨)

"નિરંજન તત્ત્વ ઓદિ રામ-ત્રિભુવનવ્યાપી તારક નામ–
અદ્વિતીય ૐ "અનામી નામ લખો, હા! એકડે એકો"
(દી. સા. ૧ પૃ ૩૬૨)

જે આદિ, મધ્ય અને અંતમાં—એમ ત્રણે કાળમાં ન હોય તેને તત્ત્વદૃષ્ટાઓ દૃશ્યમાન—ભાસમાન હોવા છતાં નહિવત્—શૂન્યવત્—અસત્ ગણે છે. ગુણાતીત સ્વરૂપ કિંવા વ્યાપક બ્રહ્મ સાકાર (સગુણ) નિરાકાર (નિર્ગુણ) ઉભય છે, પણ સ્વરૂપાતીત સ્વયમ્ પૂર્ણપરબ્રહ્મ સાકાર નિરાકાર ઉભયથી અતીત છે—બાવનથી બહાર ત્રેપન વટીને ચોપનમું છે —

" સાગર પ્રેમીનું ઘર બાવનથી બાહ્ય રે!—
ત્રેપન વટીને ચોપનમાં રે!'
(દી સા ૨ પૃ ૬૨)

' સાગર! તુજ અર્ધાંગના! કહે વેદ —ત્રણ ગુણ,
રંગરંગી સાડી સજે! સગુણ પોતે નિર્ગુણ "
(દી સા ૨, પૃ ૪૪)

શ્રી સાગરમહારાજના પરબ્રહ્મ, જીવ, જગત્ અને ઈશ્વર વિષેના સિદ્ધાંતોની આટલી ચર્ચા કરીને હવે આપણે આત્મસિદ્ધિ માટે તેમણે દર્શાવેલા સાધનમાર્ગની મીમાંસા કરીશું

## સાધના:—વિશ્વધર્મોનું ચતુર્વિધ વર્ગીકરણ

પોતાના સાધનામાર્ગનું સ્પષ્ટીકરણ કરવાના હેતુથી શ્રી સાગર મહારાજે '**અપરિમિત ઘનચક્કર**'નો એક સુંદર નકશો બનાવીને સૂક્ષ્મશરીરના ચાર તત્ત્વો—મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર—ને ઉદ્દેશીને વિશ્વધર્મોનું ચતુર્વિધ વર્ગીકરણ કર્યું છે, અને તેમાં આત્માનુભવ માટેનો પોતાનો સ્વાનુભવસિદ્ધ સાગરરાહ પણ બતાવેલો છે નકશામાં "**ભવરણ**" બતાવીને જણાવ્યું છે કે—ભવરણમાં ભટકતા જીવાત્માને મળ, વિક્ષેપ અને આવરણના ત્રિદોષથી પરમાત્મા પોતામાં હોવા છતાં પોતાને જ દેખાતો નથી! નકશામાં **યોગ, જ્ઞાન**, ભક્તિ અને **સૂફી**

સ્કંધના ચાર માર્ગ દર્શાવી પ્રત્યેક પ્રવર્તક આચાર્ય, માર્ગનું અંતિમ લક્ષ્ય, પરીક્ષણો અને પ્રયોજનો તથા સાધન દર્શાવેલા છે —

(૧) જેની પ્રકૃતિ મનપ્રધાન હોય, તેને માટે મનને અમન કરવા માટે મહર્ષિ પતંજલિનો માર્ગ પાતંજલયોગ,

(૨) જેની પ્રકૃતિ બુદ્ધિપ્રધાન હોય, સ્થિતપ્રજ્ઞતાની પ્રાપ્તિ માટે તેને માટે શ્રી શંકરાચાર્યજીનો જીવબ્રહ્મૈક્યનો નિર્ગુણ અદ્વૈત બ્રહ્મનો જ્ઞાનમાર્ગ,

(૩) જેની પ્રકૃતિ ચિત્ત કે હૃદયપ્રધાન હોય, "रसो वै सः ।"ના અનુભવ માટે તેને માટે બ્રહ્મર્ષિ નારદે દર્શાવેલો અનન્ય ભક્તિમાર્ગ,

અને (૪) જેની પ્રકૃતિ 'અહંકારપ્રધાન' હોય, નાદદ્વારા અનહદના અનુભવ માટે તેને માટે સૂફી ઇશ્કનો 'ફના' કિંવા 'નાદ માર્ગ'—ઉત્તમ છે. આ ચતુર્વિધ માર્ગોનું સાંગોપાંગ વિવેચન નહીં કરતા અહીં તો માત્ર આ ચારેય માર્ગોને ચીરી જતા સાગરરાહનું જ માત્ર વિવરણ કરીશું.

પોતે સૂફી હોવાથી શ્રી સાગરમહારાજ આત્મસિદ્ધિ માટે સૂફી ઇશ્ક અર્થાત્ ગોપી જેવી અનન્ય ભક્તિથી આત્મપ્રધાન અનુભવવા મુમુક્ષુને ઉપદેશ કરે છે —

## આત્માનુભવ માટેનો શ્રી સાગરરાહ

"રાજ જેણે હોય ધણીસંગે વસવું— હો ! જી !૦
ગોપીની પેરે જગતનાથ સોંપી રહું હિતું હિ હરિનામ જપવું ! હો !૦
શ્રી હરિનામનું નાણું કમાવું, શમણું બીજું બધું ગણવું ! હો !૦
સ્ત્રીપણું પુરુષપણું પરહરવું મનના વિકારોને દમવું ! હો !૦"
(ગી સા ૧, પૃ ૪૪૬)

શ્રુતિપ્રોક્ત रसो वै सः ના સાક્ષાત્કાર માટે—આત્માનુભવ માટે સતત અને સ્વભાવતઃ સમર્પિત થઈને રહેતી ગોપીની ભક્તિવૃત્તિ જ સર્વશ્રેષ્ઠ સાધન છે —

"ચાલે ન ઙ્ક ઉપગ્છલો—દિનસાતપડ ભેદી જળો—
દિનગગ મળો યા ના મળો ! ના નાદ પણુ 'તુ તુ' વગગ
(દ્રી સા ૨, પૃ ૨૫)

તેઓ કહે છે કે—જેનામા દિનન અને દુનિયાને બન્નેને જીતવાની નીન્તા હોય એવો વીગત્મા જ આ માર્ગનો પ્રવાસી થઈ શકે છે ચિત્ત શુદ્ધિ કિવા સાચ્ચા વૈગગ્ય વિનાના મુમુક્ષુના સર્વ પ્રયત્નો વ્યર્થ જાન છે એક જાય છે, ત્યારે બીજુ આવે છે (one vice the other)-આનુ સનાતન નિય નણ છે **તીવ્ર વૈરાગ્ય એટલે જ સાચો પ્રભુ-પ્રેમ,** પ્રભુની અપેક્ષા એટલે જ પ્રભુ સિવાયની ઇતગ સર્વ બાબતોની ઉપેક્ષા. દિલમા દુનિયાદારી અને પ્રભુનો સ્નેહ—એ બે વાત કદાપિ સાથે બની શકે નહીં જે બનાવે એ કા તો જીવન્મુક્ત ક કા તો પગમાત્માને ઠગનાગ શ્રી સાગગઘ **ચતુષ્પદી** છે —(૧) ખાલી કરો, (૨) અ દર ગસી મૂકો (૩) પૂર્ણ ભરી દો અને (૪) સ્નન અનુભવો

આ ચાગમાથી ગોપી ભાવમા બેનુ મર્મ આની જાય છે ત્રીજે પગથીએ મનોનાશ અને વાસનાક્ષય નાદ દ્વાગ સોહ થતા સર્વાત્મભાવ ઉનાત્માએ ચમ્રુધા—મનસા વાચા કર્મણા—ચારે પ્રકારે પોતાના અ ત કગ્ણમા પૂરેપૂરો ભગ્નો જોઈએ શ્રી શ કગાચાર્યજીએ દર્શાવેલો સોઙમ્ કિંના અહમ્બ્રહ્મા સ્મિનો આ મહામાર્ગ છે જેમ પ્રવાસીને પ થદર્શકની ગગજ પડે છે, તેમ આ મહામાર્ગના પ્રવાસીને શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુની જરૂર પડે છે આત્માનુભવ માટે મુમુક્ષુએ પોતાના માયિક મન, બુદ્ધિ, ચિત્ત અને અહ કાગને ખાલી બનાવવા જોઈએ, કાગણ ? નિગુણની પાગ મહાકાગણમા એક ખાલી મન ("બ્રહ્મૈવાહ" સિવાય બીજો સ કલ્પજ નહિ) એક ખાલી બુદ્ધિ (એક અદ્વિતીય બ્રહ્મ જ પગમ સત્ એવો દૃઢ નિશ્ચય), એક ખાલી ચિત્ત (હગિન્સ જ હગ્દમ પેય), અને એક ખાલી અહ કાગ બ્રહ્મૈવાહ મનબુદ્ધિ નાહમ્ હુ જ બ્રહ્મ છુ—એનુ

મનના રોગ છે તેથી એ બન્નેનો ત્યાગ એ જ સાગરનાહનુ મુદ્દાનુ લક્ષણ છે રાગ અને ત્યાગ-બન્નેથી પર થઈને મનને અમન કરવાનુ છે

"રાગ અને ત્યાગ બે રોગ મનના તજી,
બ્રહ્મવિદ્યા મહાધન કમાવુ,
સત્ત્વ રજ તમ થકી પર થવુ છેવને,
વસ્તુમા વસ્તુરૂપે સમાનુ
(ગ્રી સા ૧ પૃ ૪૫૩)

આમ શ્રી અખાજીમાથી પ્રેરણા પામીને તેમણે પોતાના ગ્રહમા 'અતરત્યાગ'ને જ મહત્ત્વ આપ્યુ છે. **મન મારવું કિંવા મનને આત્મામાં શમાવવુ એ જ પરમ પુરુષાર્થ છે.**

(૪) શ્રી અખાજીને સમરૂપ સાગરગ્રહમા સહજ સમાધિ કિંવા **સહજાવસ્થા**ને ઉત્તમ ગણવામા આવે છે, અને શ્રી કલાપીને સમરૂપ તેઓશ્રી નિર્માણને મુદ્દર ગણે છે

(૫) મુક્તપુરુષનુ સ્વાભાવિક લક્ષણ **"પિંડબ્રહ્માડૈક્ય"** છે

(૬) અ તમા શ્રી કલાપીના અદ્વૈત મોહ વાદથી આગળ વધીને શ્રી અખાજીના ગુરુપ્રસાદથી સાગરગ્રહમા દ્વૈત-અદ્વૈતથી પર અજાતવાદને જ પ્રાધાન્ય આપવામા આવ્યુ છે

ઉપર વર્ણવેલા શ્રી સાગરમહારાજના બ્રાહ્મી જીવન ઉપરથી અને તેઓશ્રીના "સાગરગ્રહ" ઉપરથી નિ સ દેહ સિદ્ધ થાય છે કે શ્રી સાગરમહારાજ અર્વાચીન ગુજરાતના એક અદ્વિતીય **બ્રહ્મર્ષિ** હતા અને પરમાત્મા સાથે પૂર્ણ અભિન્નના અનુભવના **અવધૂત કોટિના** એક અદ્વિતીય સ તપુરુષ હતા

---

# શ્રી જયરામદાસજી

(ઈ. સ. ૧૮૨૭–૧૮૩૭)

**જન્મ; બાલ્યાવસ્થા; ઘટજ્ઞાન; ભજનકીર્તન અને ગુરુપદ.**

શ્રી જયરામદાસજીનો જન્મ ગોહિલવાડ જિલ્લાના [illegible] તાલુકામાં આવેલા અમુક ગામમાં સંવત ૧૮૮૩ના [illegible] (ભીલ) કુળમાં થયો હતો. પોતે પૂર્વના યોગભ્રષ્ટ આત્મા હોવાથી બાલ્યાવસ્થાથી જ તેમનું હૃદય હરિરંગી હતું, અને તેથી તેઓ અક્ષરકેળવણી ઉપર લક્ષ નહીં આપતાં સંતસાધુના સમાગમમાં અને ભજનકીર્તનમાં જ ખૂબ રસ લેતા હતા. પોતાના પિતા લક્ષ્મણદાસજી મહાત્મા હોવાથી બાલ્યાવસ્થાથી જ તેમના હૃદયમાં ભક્તિરસનું સિંચન થયું હતું. બાલ્યાવસ્થામાં તેમણે ગામઠી કે બીજી કોઈ શાળામાં અભ્યાસ કર્યો ન હતો. છતાં ગુજરાતી અને હિંદી ભાષા ઉપર તેમનો કાબૂ સારો હતો. વસ્તુતાએ તેઓ ઘટજ્ઞાની હતા, કથનજ્ઞાની નહીં. શ્રી લક્ષ્મણદાસજીએ તેમની યોગ્યતા જોઈને પોતાના ચાર પુત્રમાંથી ઉત્તમ જાણી તેમને ચાદર ઓઢાડી પોતાના ઉત્તરાધિકારી બનાવ્યા હતા. પોતાના પિતા દ્વારા દીક્ષિત થઈ મહંત પદવી પામતાં જ તેમના દિલની દશા બદલાઈ ગઈ હતી, અને તેમના દિલમાં દીવો થયો હતો. ગુરુનો મહિમા વર્ણવતાં પોતાની મધુર વાણીમાં તેઓ કહે છે કે —

> "મન અંતર અજ્ઞાન થા, મતિમેં થા અતિહીન,
> નરગુરુ શબ્દ સુનાય કે, મોહી કીયા પ્રવીન
> મુજ પર ગુરુકી દયા, જબી ભયી ભરપૂર,
> ભર્મ કર્મ સબ [illegible] તબી હો ગયે દૂર

સદ્‌ગુરુસમ એહી જગમે, દૂજા હૈ નહીં કોય,
જાસુ કૃપાસે સહેજહી, તનમન નિર્મલ હોય
સદ્‌ગુરુ બિના સિધ્યા નહીં, એહી જગતમે કોય,
તીન લોક ફીરકે યદિ, ભલે દેખે કદી કોય.
મમ સદ્‌ગુરુ લક્ષ્મણ હૈ, જીનકા જયગમ ગુલામ,
સો સદ્‌ગુરકી મહેમ્મે, ગાયો કછુ ગુનગ્રામ."
(ભક્તિપ્રબોધ)

## લક્ષ્મણદાસજીને કબીરસાહેબનાં દર્શન અને જીવનપરિવર્તન

પોતાના ગુરુ લક્ષ્મણદાસજીનુ વર્ણન કરતા તેઓ જણાવે છે કે – લક્ષ્મણદાસજીને વનવગડામા અલૌકિક રીતે શ્રી કબીરસાહેબના દર્શન થયા હતા અને ત્યાર પછીથી તેમના જીવનમા અજબ પરિવર્તન થઈ ગયુ હતુ એક વખત લક્ષ્મણ ભીલ વનમા પશુનો શિકાર કરવા ગયો હતો શિકાર કરીને ઘણા પખીઓને મારીને પોતાના ખોળામા ભર્યા હતા એટલામા સાધુરૂપે કબીરસાહેબે તેની પાસે આવીને ખોળો ખખેરીને મારેલા પખી ઉડાડી મૂ ચા અને તુળીપાન આપીને ઝટ પાણી લઈ આવવા આજ્ઞા કરી ઉનાળાનો વખત હોવાથી કયાયે પાણી મળે એમ નહીં હોવાથી તે વિચારમગ્ન ઊભો હતો એટલે તેના મનની મૂઝવણ જાણીને કબીરસાહેબે તેને કહ્યુ કે પાસે ગગાય નદીમા પાણી છે ત્યાથી પાણી લઈ આવ આશ્ચર્યચકિત થયેલો ભીલ ઉતાવળે પગલે પાણી લઈને પાછો ફર્યો, પણ ત્યા સાધુ મળે નહીં માત્ર પાચ ચીજો— ટોપી, શખ, પાવડી, ઝોળી અને માળા જોવામા આવ્યા લક્ષ્મણને ખાત્રી થઈ કે સાધુસ્વરૂપે પ્રભુ જ મારી પાસે આવ્યા હતા, પણ મારા કમ્ભાગ્યે મને તેમના પુન દર્શન થયા નહીં. આથી ઉદાસ થઈને પેલી પાચ ચીજો લઈને ઘેર આવીને અન્નજળ તજી દઈને ધનુષ્યબાણ બાળી

નાંખીને સાધુસ્વરૂપ ભગવાનના ધ્યાનમાં તલ્લીન થઈને તે બેસી ગયો. ત્રણ દિવસના ઉપવાસ થતાં મધ્યરાત્રિએ કબીરસાહેબે દર્શન આપ્યાં, અને કહ્યું કે—તને વચનસિદ્ધિ પ્રાપ્ત થશે. માટે તું સતકબીરની ગાદી સ્થાપી તેની ઉપર પાંચ ચીજો રાખજે. દર પૂર્ણિમાએ મેળા ભરજે અને સતધર્મનો ઉપદેશ કરજે." શ્રી કબીરસાહેબનો ઉપદેશ પામીને શ્રી લક્ષ્મણદાસજી અરસુંડામાં સતકબીરની ગાદી સ્થાપીને દીનદુઃખીઓનાં દુઃખો દૂર કરતા હતા અને સેવકોને સતધર્મનો બોધ આપતા હતા. તેમનું વચન ફળતું હતું; અને તેથી ચારે દિશાએ તેમની કીર્તિ પ્રસરી હતી. શ્રી જયરામદાસજી કહે છે કે:—

"આ ચરિત્ર લક્ષ્મણ મહારાજનું ગાજો નર ને નાર;
ધન્ય ભૂમિ ધન્ય ગામને, ધન્ય ધરણી ધર્યો અવતાર."

(ભક્તિપ્રબોધ, પદ ૧૩.)

## માંજલપુરમાં આગમન; મંદિરસ્થાપના અને સંતજીવન

પોતાના ગુરુદેવ શ્રી લક્ષ્મણદાસજી વિદેહ થયા પછીથી જયરામદાસજી થોડો વખત અરસુંડામાં રહ્યા હતા; પણ વિ. સં. ૧૯૪૩માં વડોદરા પાસે આવેલા માંજલપુરના સેવકોના આગ્રહથી ચાતુર્માસ કરવા ત્યાં ગયા હતા. આ સ્થાન ભજનકીર્તન માટે ઉત્તમ લાગવાથી તેમણે ગામના ગોંદરે મંદિર બાંધીને પોતે ગાદી સ્થાપીને ત્યાં જ ઠેઠ સુધી રહ્યા હતા. માંજલપુરમાં તેમની તથા તેમના પુત્ર શ્રી ચતુરદાસની સમાધિ છે. હાલ ચોથા ગુરુ મનહરદાસજી ગાદી ઉપર છે. પણ સંત તરીકે તો માત્ર શ્રી જયરામદાસજી ખ્યાતિ પામેલા છે. શ્રી. લક્ષ્મણદાસજી પ્રતાપી હતા, પણ તેમણે કંઈ વાણી રચી નથી. જયરામદાસજી ખૂબ ભજનાનંદી હતા અને એમનો કંઠ બહુ મધુર હતો. આથી એમના ભજનમાં ખૂબ ઠઠ જામતી હતી. એમની સ્પષ્ટ મધુર વાણીથી મુગ્ધ બનીને ઘણાં નરનારીઓ એમને પોતાને સાં ભજન કરવા બોલાવતાં

હતાં હરિના ગુણ ગાવા અને ગવડાવવા—એ તો એમનો વ્યવસાય જ હતો. ઘણા મુમુક્ષુઓ એમના દર્શન સમાગમ માટે આવતા હતા ક્વચિત્ ક્વચિત્ વિતંડાવાદીઓ પણ એમના આશ્રમમા આવતા હતા, પણ એમના અનુભવોદ્ગારથી તેઓ શાત પડી જતા હતા, અને ઘણા તો એમના શિષ્ય બની રહેતા હતા સર્વ ધર્મ તરફ એઓ સમભાવ રાખતા હતા અને કોઈની શ્રદ્ધાનુ કદી ખડન કરતા નહીં મનોરજક દૃષ્ટાતો દ્વારા તેઓ બોધ આપતા હતા. આથી દિનપ્રતિદિન તેમની ખ્યાતિ આસપાસ ખૂબ ફેલાઇ હતી ઉચ્ચ ગેમના લોકો પણ તેમનુ શિષ્યત્વ સ્વીકારતા હતા, અને અનેક સજ્જનો તથા સન્નારીઓ તેમને ગુરવત્ માન આપતા હતા પોતાના સમાગમમા આવનાર સૌને તેઓ અધિકારાનુસાર ઉપદેશ આપતા હતા વિ. સ. ૧૯૯૩મા માગસર વદ ૧૧ ને શુક્રવારે ૧૧૦ વર્ષનુ લાબુ આયુષ્ય ભોગવીને તેઓશ્રી સમાધિસ્થ થયા હતા

તેમના સતજીવનની આટલી ઝાખી કરીને તેમના **સિદ્ધાત** અને **સાધના**નો હવે વિચાર કરીએ

**સિદ્ધાંત–એક પરમાત્મન; તેથી બ્રહ્મ, અને શક્તિ અને સૃષ્ટિ**

એક અદ્વૈત પરાત્પર પરમતત્ત્વ કિંવા પરમાત્મન્ અજર અમર અને સર્વોપરી સત્તાધીશ છે, તે કિરતાર છે, સાહેબ છે આ સાહેબથી વ્યાપક બ્રહ્મ, બ્રહ્મથી શક્તિ અને શક્તિના ૨૪ તત્ત્વોથી આ સૃષ્ટિ સર્ગ છે —

"ખુદ તે બ્રહ્મ, બ્રહ્મ તે શક્તિ, શક્તિ તે મહત્તત્ત્વ અભિવ્યક્તિ "

પોતાના વેદાની શિષ્ય પરમહસ મુનિ નિગમને જીવ અને જગતનુ સ્વરૂપ સમજાવતા તેઓ કહે છે કે —

> "અહમ નાહમ્'ા અશ હુ, યહી અર્થ નિર્વાણ,
> અહ બ્રહ્મ કહી મૂઢ, ભેદ નહીં જાનત વાકો "

"કર્તા આપ અલગ રહ્યા રે, બાજીગરવત્ સોય;
કર્યું પ્રસારણ અંશથી એમાં સંશે ના કોય."

* * *

"ચેતન ચેતજો રે, આ તો ખેલ બનાવ્યો ખોટો"

(ભક્તિપ્રબોધ:)

* * *

સારાંશ કે, જીવ સાહેબ નહીં, પણ સાહેબનો અંશ છે; અને સાહેબ 'કિરતાર' એટલે સૃષ્ટિનું આદિ કે પરમ કારણ હોવા છતાં સૃષ્ટિથી અલગ, અલિપ્ત રહે છે. દશાવતાર વિષે સ્પષ્ટીકરણ કરતાં તેઓ કહે છે કે:—

"દશ અવતાર તે અંશ છે રે, કે નિજપતિના વિશેષ;
કર્તા આવે જાવે નહીં, તે તો સર્વાધિશેષ."

(ભક્તિપ્રબોધ:)

* * *

પરબ્રહ્મ, જીવ, જગત અને ઇશ્વર સંબંધી તેમના સિદ્ધાંતની આટલી ચર્ચા કરીને હવે આપણે તેમના સાધનામાર્ગની મીમાંસા કરીશું.

આત્મસિદ્ધિ માટે તેઓ ગુરુ ગોવિંદની ભક્તિને જ પોતાના સ્વાનુભવથી પ્રાધાન્ય આપે છે:—

"સદ્‌ગુરુ સાથે પ્રીત કરતાં, જરણ મરણ મટી જાય;
ગુરુ લક્ષ્મણ જયરામને મળીયા, પલ પલ દર્શન થાય.

(ભક્તિપ્રબોધ. પૃ. ૨૭)

* * *

પરંતુ આ ગુરુ-પ્રેમ નરમાદામોતી, ચંદ્રચકોર, જળ ને માછલી, પતિવ્રતા અને પિયુ—જેવો અનન્ય હોવો જોઈએ. જેમ બીબામાં રસ ભરવાથી

વગર ઘડચે ગસ ખીબાનુ સ્વરૂપ ધાગણ કરે છે, તેમ ગુર ગોવિંદની ભક્તિથી શિષ્ય ગુરુવત્ બને છે, જીવ સ્વત સચ્ચિદાનદ બની જાય છે પગ તુ આવા જીવનપરિવર્તનમા બાધક માયા છે આ માયાથી ચૌદે લોક ભુલવણીમા પડ્યા છે, અને તેથી ગુરુકૃપા વિના માયાને જીતવી-એ દુ સાધ્ય છે માયાનુ મૂળ મનમા રહેલુ છે તેથી મનને અ મન કરવાનુ છે —

"મર્મ જાણે માયા તણો રે, ગુરકૃપાથી જેહ,
ભુલવણીમા ભૂલે નહીં, તરે ભવજલ તેહ"

"જમગમ કહે સત્સગ મોટા, નાબ હોય કે રક,
પાડવ કેરા યજ્ઞમાહી, સુપતે વગાડચો શખ"

મનને નિર્મળ કરવા માટે સત્સગ કરવો જોઈએ સત્સગથી ગુરુપ્રાપ્તિ થશે અને ગુરુદ્વાગ ભવદુ ખ ટળશે ગુરુગમદ્વાગ વિવેક, વૈરાગ્ય અને સતત આત્મ અભ્યાસથી મનનુ ગ્રહણ કરી શકાય છે જેમ સ્વાતિ નક્ષત્રનુ બિન્દુ ગ્રહણ કરીને છીપ તેનુ મોતી બનાવે છે, તેમ શિષ્યે ગુરુનો ઉપદેશ ગ્રહણ-ધાગણ કરી આત્માનુભવ કરવો જોઈએ વળી આત્મસિદ્ધિ કે નિજરૂપની પ્રાપ્તિ માટે બહાર નહીં ભટકતા અ તર્મુખી અને આત્મસ્થ થવુ જોઈએ

"તારણ વસ્તુ તારી પાસે છે, છેટે ઢૂઢે તે તુ જીવ,
હુ પણાને મૂકી દઈ, થઈને રહે જો તુ શિવ"

આમ આત્મદર્શન માટે "હુ પણુ" હરિમા ઓગાળવાનુ છે પણ આ મહાકાર્ય માન મરજીવા જ કરી શકે છે —

"મોતી મહાદરીયામા રે, એ તો મનમરજીના વ્હોરે
બાપી બગ બાપડા ર, એ તો ખાડખાબડા ડોરે"

(ભક્તિપ્રબોધ)

પણ ગમે તે અધિષ્ઠાનમાં "અહં" ઓગાળવાથી જીવનો ભવરોગ મટતો નથી. ભવરોગના નિવારણ માટે તો 'પારખપદ' ઓળખાવનાર સદ્‌ગુરુને શરણે જીવાત્માએ પોતાનું "અહં" ઓગાળવું જોઈએ:—

"પારખપદ પરખાવે રે, હંસગતિ સદ્‌ગુરુ સાનમાં સમજાવે રે."

(ભક્તિપ્રબોધ, પૃ. ૩૫)

વિશેષમાં તેઓ કહે છે કે—ગુરુની મહત્તા જાતિ ઉચ્ચતાથી નહીં, પણ હરિઅનુભવથી છે. નારદના ગુરુ ઢીમર હતા; મીરાંના ગુરુ રોહીદાસ ચમાર હતા; અને શુકદેવના ગુરુ રાજર્ષિ જનક હતા; પણ આ સદ્‌ગુરુથી જ તેમના ભવદુ:ખનો અંત આવ્યો હતો:—

"હંસ ગવન કરે જે ઘરમાં, તે ઘર લેજો જાણી;
ગુરુ લક્ષમણ જયરામને મળીયા, એ અનુભવની વાણી."

ઉપર વર્ણવેલા તેઓશ્રીના સંતજીવન ઉપરથી તેમ જ તેમના સિદ્ધાત અને સાધના ઉપરથી એમ સ્પષ્ટ સમજાય છે કે કિરાત કુલોત્પન્ન શ્રી જયરામદાસજી અર્વાચીન ગુજરાતના એક આત્માનુભવી સંતપુરુષ હતા.

---

# શ્રી ઉપેન્દ્રાચાર્યજી

(ઈ. સ. ૧૮૮૫-૧૯૩૭)

## જન્મ : બાળજીવન; લગ્ન અને દંપતીજીવન

વડોદરા શ્રેયસ્સાધક અધિકારીવર્ગના દ્વિતીય આચાર્ય શ્રી ઉપેન્દ્રાચાર્યજીનો જન્મ વડોદરામાં શ્રીમન્ નૃસિંહાચાર્યજીને ત્યાં ઈ.સ. ૧૮૮૫ના નવેમ્બર માસમાં થયો હતો. પોતાના જ્યેષ્ઠ પુત્ર શ્રી ઉપેન્દ્ર તરફ શ્રીમન નૃસિંહાચાર્યજીનું વાત્સલ્ય અપૂર્વ હતું. એ તો વિશ્ણુનો અવતાર છે એમ તેઓશ્રી કહેતા. પિતાજીએ બાલ્યાવસ્થામાં જ શ્રી ઉપેન્દ્રના હૃદય ઉપર પ્રબળ છાપ મારી હતી; અને તેથી યોગ્ય વય થતાં શ્રી ઉપેન્દ્રમાં અપૂર્વ નૂર અને શૂર પ્રકટયાં હતાં. આઠમે વર્ષે શ્રી ઉપેન્દ્રને ઉપનયન સંસ્કાર કરવામાં આવ્યો હતો; અને યોગ્ય વયે શ્રી ઉપેન્દ્રના સહધર્મચાર માટે શ્રી જયંતીદેવીની પસંદગી પણ પોતે જ કરી હતી. શ્રીમન્ નૃસિંહાચાર્યજીની સર્વજ્ઞ શક્તિનો અપૂર્વ પ્રભાવ આ પ્રસંગમાં વ્યક્ત થયા વિના રહેતો નથી; કારણ કે વિષ્ણુભગવાનના કંઠમાં સુશોભિત વૈજયંતીમાળાની માફક શ્રી જયંતીદેવી શ્રી ઉપેન્દ્રભગવાનના ગૌરવમાં વૃદ્ધિ કરનારાં હતાં. કહેવાય છે કે શ્રી પરમહંસ રામકૃષ્ણ અને શારદામણિ જેવું તેમનું દંપતીજીવન અલૌકિક હતું. દેહભાવ અને સંસારની વાસનાથી દંપતી પર હતાં.

## આચાર્યપદ અને લોકસંગ્રહકારી સંતજીવન

ઈ. સ. ૧૮૯૭માં શ્રીમન્ નૃસિંહાચાર્યજી સ્વરૂપાવસ્થાન પામતાં શ્રીમન્ માસ્તર સાહેબે શ્રીમન્ નૃસિંહાચાર્યજીના પટ્ટશિષ્ય અને દ્વિતીય હૃદય જેવા શ્રી વિશ્વવંદ્યે આચાર્યપીઠ ઉપર આરૂઢ થવા શ્રીમદ્ ઉપેન્-

ભગવાનને વિજ્ઞપ્તિ કરી હતી, અને તેમને સૌથી પ્રથમ દંડવત્ પ્રણામ શ્રી વિશ્વવ઼ઘે કર્યા હતા પોતાની બાળવય હોવાથી શ્રી ઉપેન્દ્રાચાર્યે શ્રી વિશ્વવઘની છત્રછાયામા રહીને શ્રેયસ્સાધક અધિકારીવર્ગનુ નેતૃત્વ સ્વીકાર્યુ હતુ. સમય જતા શ્રી ઉપેન્દ્રાચાર્યે વર્ગના નેતા, પાલક, પોષક, હિતૈષી અને હિતકર્તા તરીકે પોતાની પાત્રતા સર્વપ્રકારે સિદ્ધ કરી આપી હતી પોતાના પિતાશ્રીએ રોપેલા બીજાઓને ઉછેરીને તેને ફલપ્રદતરુગજિરૂપે દીપાવવામા શ્રી ઉપેન્દ્રાચાર્યની પ્રભુતા અને દક્ષતા રહેલા હતા આચાર્યપદ ઉપર આરૂઢ થયા પછીથી ધીમે ધીમે શ્રી ઉપેન્દ્રાચાર્યજીમા સ્થૈર્ય, ધૈર્ય, શાતિ અને નિર્લેપતા જેવા અનેક દિવ્ય ગુણો પ્રકટયા હતા વૃદ્ધની સાથે વૃદ્ધ જેવુ, યુવાનની સાથે યુવાન્ જેવુ અને બાળકની સાથે બાળક જેવુ તેમનુ વર્તન હતુ અત્યત સુખવૈભવમા ઉછરવા છતા પણ તેમનામા આશ્ચર્યકારક સહિષ્ણુતા અને તિતિક્ષા હતા પોતાના બ્રહ્મભાવનુ વિશદ ભાન છતા પણ તેમનામા અનુકરણીય ભક્તિપરાયણતા હતી લોકસગ્રહાર્થે સધ્યાદિ નિત્યકર્મ સાધનાનુષ્ઠાનમા તેઓ અસાધારણ આગ્રહ રાખતા હતા તેઓ શિષ્ટાચાર અને સદાચારથી જરાયે ચલિત થતા નહીં વળી "अतिथिदेवो भव।" એ સૂત્ર તેમણે પોતાના ગૃહજીવનમા ઉતાર્યુ હતુ તેઓ સર્વના ગુણમાત્ર જ જોતા હતા અને તેમનામા યુધિષ્ઠિર જેવી ક્ષમાવૃત્તિ હતી મહામૂલ્યવાન દુર્લભ ચીજ સુપાત્રને આપી દેતા તેમને જરાયે સકોચ થતો નહીં— એવી તેમની ત્યાગવૃત્તિ હતી તેઓ અત્યત નિરભિમાની અને નિર્માન મોઢી હતા તેમના આવા દૈવી ગુણોથી આકર્ષાઈને અનેક સાધકો તેમના સત્સગ અને દર્શનસમાગમ માટે આવતા હતા પોતાના પ્રેરણાદાયી ચારિત્ર્યબલથી તેમણે વર્ગની પ્રતિષ્ઠા દૃઢ કરી હતી ઇ સ ૧૯૩૭મા લગભગ બાવન વર્ષની ઉમ્મરે તેઓ સ્વરૂપાવસ્થાન પામ્યા હતા કહેવાય છે કે સાધનસમારભ માટે નર્મદા કિનારે કોઈ પવિત્ર સ્થળની પસદગી કરવા પોતે ભરૂચ ગયા હતા ત્યા જ હૃદયરોગની બિમારી થતા પોતાના

અંતકાળની આગાહી થવાથી તેમણે મનથી સર્વસ્વ ત્યાગીને સમાધિસ્થ થઈને પ્રાણોત્સર્ગ કર્યો હતો.

તેમના સમાધિસ્થ થયા પછી તેમના ધર્મપત્ની શ્રી જયંતીદેવીએ તેમના સ્મારક તરીકે શ્રી ઉપેન્દ્રમંદિરની રચના કરાવી છે.

**સિદ્ધાંત–એક અદ્વિતીય પરબ્રહ્મ જ પરમસત્**

શ્રી ઉપેન્દ્રાચાર્યજીના જીવનની આટલી ઝાખી કરીને તેમની વાણીમાંથી આપણે તેમના સિદ્ધાંત અને સાધનામાર્ગનુ દોહન કરીશું. તેમણે ગદ્ય-પદ્યમાં ઘણુ સાહિત્ય રચ્યું છે; અને તેમની પદ્યવાણી" **શ્રી ઉપેન્દ્ર-ગિરામૃત**–પ્રથમ તથા દ્વિતીય પરિવાહમાં પ્રસિદ્ધ થયેલી છે.

બ્રહ્મ અને 'જીવજગત્ઈશ્વર'ની ત્રિપુટી વિષે તેમની માન્યતા એવી છે કેઃ—

"જગત્ જગદીશમાં વસ્તુતઃ ભેદના, અજ્ઞાની જુદા જ લેખે,
જ્ઞાની તો એક વસ્તુરૂપે ન્યાળીને, ભ્રમવડે ભિન્નના કાંઈ પેખે
જગતને જગતપતિરૂપ જે ન્યાળતા, તેજ પામે નિરાવરણદષ્ટિ-
જગતપતિરૂપ આપે થઈ તે રહે, જાણી હરિરૂપ વ્યષ્ટિ સમષ્ટિ.
(ઉ. ગિ૦ ૧–૬૫)

*  *  *

"અસાર સકલ ભયદ સંસારે, આપ એક છો સાર,
ચિન્મય, સુખમય, સન્મય, અવ્યય, નામરૂપ આધાર.
(ઉ. ગિ૦ ૧–૮૯)

*  *  *

જીવશિવ જુદા ન જાણીએ, સ્વરૂપે એક જ રૂપ,
વિધ વિધ ઘાટ સુવર્ણના, સ્વર્ણરૂપે એક;
તદ્દવત્ જીવશિવ ના જુદા, કરવો ઘટે વિવેક.
(ઉ૦ ગિ. ૧–૧૯૮)

"સાચ્ચુ એક સ્વરૂપ છે, બીજા મિથ્યા ભાસ '

(ઉ ગિ૦ ૧ ૧૬૩)

* * *

"જીવશિવ મિથ્યા ભે છે, હુ તુ-તે—એ ભ્રમ '

(ઉ ગિ૦ ૨-૩૧૨)

* * *

જ્યા જ્યા દૃષ્ટિ નાખતો, ત્યા જુએ ચૈતન્ય વિવર્ત,
સારૂ ખોટુ કયા રહે પછી, જ્યા કેવલ ચિન્નર્ત

(ઉ ગિ૦ ૧-૧૦૩)

* * *

વિશ્વ બધુ મારૂ, જો વિશ્વનાથ મારા
તો કેમ ભેદ ધારૂ, હું સારા નઠારા?!

(ઉ ગિ૦ ૧-૧૮૪)

આ અવતરણો ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે—તેમની દૃષ્ટિમા એક અદ્વિતીય બ્રહ્મ જ સત્ છે ત્રિકાલાબાધિત છે, અને બીજુ બધુ યે અસત્ છે–આભાસ છે–વિવર્તમાત્ર છે શ્રી શાકર વિવર્તવાદને સમરૂપ તેઓ જણાવે છે કે–અવિદ્યાની ઉપાધિને લીધે બ્રહ્મતત્ત્વ–પરમતત્ત્વ જીવસજ્ઞાને પામે છે અને વિદ્યાની ઉપાધિને લીધે તે શિવ સજ્ઞાને પામે છે વસ્તુત જીવ અને શિવ બન્ને બ્રહ્મસ્વરૂપ છે–એક છે જગતનુ સ્વરૂપ સમજાવતા તેઓ કહે છે કે —

"સાચુ એક સ્વરૂપ છે બીજા મિથ્યા ભાસ '

તાત્પર્ય કે બ્રહ્મથી અતિરિક્ત જગત્ છે જ નહીં, અને પ્રતીત થતુ હોય તો તે માત્ર મધ્યન્ત (Middle Apparent) આભાસ માત્ર છે–બ્રહ્મની છાયાવત્ છે–મિથ્યા છે–અસાર છે મૃગજળવત્ છે અને અજ્ઞાની જીવને જ આવરણરૂપ છે—

"સ્વરૂપમાથી સર્વ પ્રકટયું, ત્યાં જ લય પણ થાય છે;
માત્ર મધ્યે વિવર્તોથી, તુચ્છ ઉચ્ચ ગણાય છે."
(હ. ગિ૦ ૧-૯૯)

* * *

ભાવાર્થ કે, કોઈ ઉચ્ચ નથી, કોઈ નીચ નથી, કોઈ તુચ્છ નથી. સર્વમા સર્વદા સર્વત્ર સર્વથા બ્રહ્મ જ વ્યાપીને રહ્યું છે; અને તેથી જ્ઞાનની દૃષ્ટિમાં નામરૂપને લીધે પ્રતીત થતો ભેદ શૂન્યવત્ છે–નહિવત્ છેઃ એક માત્ર અભેદ જ–અનંતાદ્વૈત જ સત્ છે. વસ્તુ જ નામરૂપના આધાર કે અધિષ્ઠાનરૂપ છે. બ્રહ્મ સત્, ચિત્ અને આનંદસ્વરૂપ છે; **તેથી બ્રહ્મ જ જીવનું પરમ ધ્યેય, ઉપાસ્ય, જ્ઞેય અને લક્ષ્ય હોવું જોઈએ.**

**સાધના—જ્ઞાન, યોગ અને ગુરુભક્તિ**

આ બ્રહ્મ કિંવા આત્માનુભવની પ્રાપ્તિ માટેનો સાધનામાર્ગ દર્શાવતાં અધિકારાનુસાર તેઓ મુમુક્ષુને જ્ઞાન કે વિવિધ યોગમાર્ગનો ઉપદેશ આપતા હતા; પણ તેઓ ષડ્સાધન અને ગુરુભક્તિ ઉપર ખાસ ભાર મૂકતા હતા અને માનવદેહની મહત્તા સમજાવતા હતા:—

"નથી મળવું માનવતનુ, તુજને વારંવાર;
નહિ સાધે કર્તવ્ય તો, નિશ્ચય દુર્ગતિ ધાર."

"તજી હવે તું વિષયતાન, ધરી લે હવે તું હરિધ્યાન."
(હ. ગિ. ૧-૬)

* * *

ચિત્તધ્રુવને રાખજે, ઈષ્ટાભિમુખ નિત્ય;
ધ્યાતા ધ્યેયસ્વરૂપ થઈ, રહીશ તું જ ખચીત.
(હ. ગિ. ૧-૬)

* * *

દુગ્ધે જળ જેમ મળી જતું, ક્ષાર સિંધુમાં જેમ;
વૃત્તિ ચિતિસિંધુ વિષે, ગાળી નાંખવી તેમ."

(હ. ગિ. ૧–૮૯)

* * *

અષ્ટપ્રહર સેવી તત્ત્વવિચારને, દશ્યે નહિ નહિ ભ્રમનાગ;
પામી શકે જ્ઞાન સાચું સહજમાં, નીતિથી આચરનારા રે.

(હ. ગિ. ૧–૨૬)

* * *

"જીવત્વ ત્યજીને શિવત્વ પામી. નિજરૂપે સોહાજે-માનસરે જા જીવહંસા."

(હ. ગિ. ૧–૧૦૨)

* * *

આ અવતરણો ઉપરથી સહજ સમજાય છે કે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે અહર્નિશ બ્રહ્મધ્યાન કિંવા આત્માનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન મુમુક્ષુએ કરવું જોઈએ; અને જીવનનો પ્રવાહ ઉલટાવવો જોઈએ. માયિક પ્રવાહને બ્રહ્માભિમુખ કરવો જોઈએ; કારણ કે બ્રહ્મની અપેક્ષા એટલે જ ઇતર સર્વ બાબતોની ઉપેક્ષા, આમ વિવેક, વૈરાગ્ય અને સંયમની જ્ઞાનમાર્ગમાં પળેપળ જરૂર છે. સ્વચ્છંદી જીવ આત્મસિદ્ધિ પ્રાપ્ત કરી શકે નહીં; માટે આ માર્ગમાં મુમુક્ષુએ સદ્ગુરુનું શરણું લેવું જોઈએ અને ગુરુગમ પામીને આત્મોદ્ધાર કરવો જોઈએ:—

"સદ્ગુરથી ગ્રહી કળ છાની, થાજો સાચા તત્ત્વજ્ઞાની,
કરીને જીવપદ ન્યારૂં ન્યારૂં રે, સદા જીવોને જ્ઞાન વિના અંધારૂં."

(હ. ગિ. ૨: પદ ૧૩૪)

આ જ્ઞાનમાર્ગમાં મારું–તારું, સારું–નઠારું, ભેદાભેદ, કર્મ–અકર્મ, દ્વૈત કે દ્વંદ્વ જેવું છે જ નહીં; અને તેથી તેઓ આત્માનુભવાર્થે તત્ત્વજ્ઞાનને જ સર્વોત્તમ માનતા હતા:—

"બીજા સાધન ઉપચારે, રૂચે ન કોનુ લગારે—
ઊંડુ જીવત્વનુ ધારૂ ધારૂ રે–સદા જીવોને જ્ઞાન વિના અંધારૂ".

(ઉ ગિ. ૨ ૬૩૪)

જ્ઞાનમાર્ગ ઉપરાંત હઠ કે કુડલિની યોગમા દર્શાવ્યા પ્રમાણે પ્રાણાયામ દ્વારા ષટ્ચક્ર ભેદનથી કુંડલિની જાગ્રત કરી શિવશક્તિનું બ્રહ્મરધ્રમા તાદાત્મ્ય અનુભવવા પણ સાધકોને ઉપદેશ આપતા હતા:—

"અથવા પ્રાણાયામ વડે ષટ્ચક્રોને વેધી,
મૂર્દ્ધ વિષે જે સ્થિર થાતો, તે જાય ગગનને ભેદી."

"ચક્રોમાહિ ગગનને મુખ્ય જાણજો,
ભક્તિ વિષે એ પરાભક્તિ કહેવાય જો."

(ઉ ગિ ૧-૨૩૧)

જ્ઞાન અને યોગ ઉપરાંત પ્રેમલક્ષણા ભક્તિનો માર્ગ પણ તેઓશ્રી પોતાના "સુદામાચરિત્ર"મા દર્શાવે છે; પણ આ માર્ગમા ઇષ્ટદેવ 'ગુરુ'ને જ માનવામા આવે છે; અને ગુરુની ભક્તિ એ જ ગોવિંદની ભક્તિ છે. સુદામાચરિત્રમા પોતે કહે છે કે:—

"સુદામા પ્રભુ! આપ વિના આ સઘળુ મારે મન લુખુ લુખુ,
કયુ ભોજન પણ જમનાર ન જો, હોય જમત છતા જમનાર ન જો;
તો શા કામના ભોજન–જમતો? પ્રભુ૦

કૃષ્ણ.—તું મુજમા હો નિત્ય, હું તુજમા નહીશ અન્ય,
તારા દર્શનપ્રેમથી, જે કરશે નરનાર,
તેનો ઇહલોક પરલોકમા થાને જ જયકાર."

આમ ભાવપૂર્વક સ્વ સ્વરૂપનું સુદામાની માફક અખંડ ચિંતન ગમે તે મનુષ્યને પણ અલ્પ સમયમા સ્વસ્વરૂપાકાર કરે છે, પરંતુ

આત્મસિદ્ધિ માટે નવધા નહીં, પણ દશધા–પ્રેમલક્ષણા પરાભક્તિ જ બલવત્તમ સાધન છે.

આમ જ્ઞાન, યોગ અને પરાભક્તિના ઉપદેશ દ્વારા અનેક મુમુક્ષુ જીવોનો શ્રી ઉપેન્દ્રાચાર્યજીએ ઉદ્ધાર કર્યો હતો. તેમના દૈવીદંપતી અને સંતજીવન ઉપરથી તેમ જ તેમના સિદ્ધાંત સાધના ઉપરથી સ્પષ્ટ થાય છે કે અર્વાચીન ગુજરાતના તેઓ એક મહાન્ સંતપુરુષ હતા.

# શ્રી મોતીરામ મહારાજ

(ઈ સ ૧૮૮૬–૧૯૪૦)

## જન્મ; વિદ્યાભ્યાસ: કૃષ્ણભક્તિ; અને ગૃહીજીવન

ઈ સ ૧૮૮૬ના અરસામા સિદ્ધપુરમા એક ઔદીચ્ય બ્રાહ્મણ કુટુ બમા શ્રી મોતીરામ મહારાજનો જન્મ થયો હતો ગુજરાતી શાળામા વાચવા, લખવા તથા ગણવા જેટલુ સામાન્ય જ્ઞાન તેમણે મેળવ્યુ હતુ બાળપણથી જ તેમનુ હૈયુ હરિરગી હતુ. સિદ્ધપુરના ઘનપાઠી શ્રી અમૃતરાવ દાદાએ તેમને યજ્ઞોપવીત સસ્કાર કરાવી શૈવોપાસનાનુ મર્મ સમજાવ્યુ હતુ શ્રી મોતીરામ મહારાજ કૃષ્ણભક્ત હતા પણ તેમના દિલમા હર હરિ વચ્ચે ભેદભાવ નહોતો યોગ્ય વયે તેમનુ લગ્ન થયુ અને થોડા વરસ તેમણે ગૃહજીવન ગાળ્યુ હતુ પુત્રપ્રાપ્તિ થતા અને પુત્ર યોગ્ય ઉમ્મરનો થતા તેમણે ગૃહભાર અને સર્વ સપત્તિ પુત્રને સોપીને પોતે અસગ એકાકી જીવન ગાળવા સ્વય ત્યાગી થયા હતા

## સિદ્ધપુરમા હીંગળાજ માતાની ટેકરી ઉપર પર્ણકુટીમા નિવાસ અને આત્મસાધના

અસગ એકાકી જીવન ગાળવાના હેતુથી તેમણે સિદ્ધપુરમા આવેલી સરસ્વતી નદીને કિનારે હીંગળાજ માતાના સ્થાન આગળ એક પર્ણકુટી બનાવી હતી આ પર્ણકુટીમા એકાકી રહીને તેઓ આત્મસાધના કરતા હતા, ધ્યાન, ભજનમા મગ્ન રહેતા હતા, અને પોતાના સત્સગ માટે આવનારને સદ્બોધ આપતા હતા પર્ણકુટીમા તેઓ એક ગાય રાખી ગૌસેવા કરતા હતા વસ્તીમથી ચોખા લાવીને ગાયના દૂધ અને ભાત ઉપર પોતાના જીવનનો નિર્વાહ

કરતા હતા. પોતે જટાધારી જોગી જેવું જીવન ગાળતા. એકબે લંગોટી એક ચીપિયો, પહેરવા માટે—અલફી માટે એક કોથળો, અને એક તુંબીપાત્ર અને એક તપેલી આટલો જ પરિગ્રહ રાખતા હતા. તેમણે સંન્યાસ લીધો ન હતો, પણ એકદંડી સંન્યાસી જેવું તેમનું નિઃસ્પૃહી જીવન હતું. પગ તળે કીડી પણ ચંપાય નહીં એ હેતુથી તેઓ ઉઘાડા પગે અને ઉઘાડા માથે જ્યાં ત્યાં વિચરણ કરતા હતા. બળદગાડી કે ઘોડાગાડી જેવા ચેતન પ્રાણીયુક્ત વાહનમાં બેસતા નહીં. માત્ર યાંત્રિક વાહનનો ઉપયોગ કરતા. પોતે પંચકેશ રાખતા અને માથે જટા બાંધતા હતા. આત્મસિદ્ધિ માટે તેઓ આવું તપસ્વી જીવન ગાળતા હતા.

## ગુરુદેવ સાગરમહારાજનો ભેટો; અને જીવનપરિવર્તન

આ સમયે બ્રહ્મર્ષિ સાગર મહારાજે હિમાલયમાંથી ગુજરાતમાં પાછા ફરતાં થોડો સમય પાલણપુર પાસે આવેલા બાલારામ મહાદેવમાં નિવાસ કર્યો હતો. આ સંતની વાત જાણવામાં આવતાં બાવાજી મોતીરામ પોતાની મંડળીસહ શ્રી સાગરમહારાજ પાસે આવીને વસ્યા હતા. શ્રી સાગરમહારાજનો નિકટ પરિચય થતાં બાવાજીએ તેમને પોતાના ઇષ્ટ ગુરુદેવ માની લીધા; અને ગુરસેવામા લાગી ગયા. ગુરુકૃપાથી તેમને અંતરમાં દીવા થયા હતા. આથી દર વરસે બાવાજી મોતીરામ સાગરાશ્રમમાં આવીને એકબે અડવાયિાં કે મહિના સુધી ગુરસમાગમમાં અને ગુરસેવામાં રહેતા હતા. શ્રી સાગરમહારાજની તેમના જીવન ઉપર પ્રબળ છાપ પડી હતી. આથી દર ગુરપૂર્ણિમા ઉપર તેઓ સાગરાશ્રમમાં આવી ગુરદેવની સેવાપૂજા કરતા હતા. શ્રી સાગરમહારાજનો તેમના ઉપર અપૂર્વ ભાવ હતો. બાવાજી મોતીરામ સાગરાશ્રમમાં ખૂબ ધ્યાનમસ્ત રહેતા હતા. બાવાજી મોતીરામની વિશિષ્ટતા એ હતી કે તેમણે જિહ્વા અને ઇન્દ્રિય ઉપર અજબ કાબૂ મેળવ્યો હતો. આશ્રમમાં ભાતભાતના પકવાન થાય, પરંતુ મોતીરામ મહારાજ એક વખત દૂધભાત સિવાય

કશુયે કદી લે જ નહીં તેમનુ શિવનેત્ર દિવ્યચક્ષુ ઊઘડયુ હતુ અને તેથી સૌ તરફ તેમની સમદષ્ટિ હતી અને નાનામોટા સૌને તેઓ આત્મવત્ ગણતા હતા ઈ સ ૧૯૪૦ના આરસામા પાતાના સિદ્ધપુરમા હિંગ ળાજ આશ્રમમા તેઓ પૂર્ણ શાતિથી નિર્વાણ પામ્યા હતા

## સિદ્ધાંત-સાધના; જપતપ અને શમદમ

બાવાજી મોતીરામ મહારાજના તપસ્વી જીવનની આટલી ઝાખી કરીને હવે આપણે તેમના સિદ્ધાંત-સાધનાનો વિચાર કરીશુ પોતે બહુ ભણેલા નહિ હોવાથી તેમણે કઈ વાણી રચી નથી એક અનતાદ્વૈત અલખ નિરજન પરમાત્મા સિવાય બીજુ બધુ યે મૃગજળવત્ અસાર છે–એવી એમની દઢ માન્યતા હતી માટે મુમુક્ષુએ હ સદૃષ્ટિ રાખી અસાર સ સારનો મનથી ત્યાગ કરી–અ તરત્યાગી થઈ સારરૂપ હરિરસા મૃતનુ હરદમ પાન કરી અમર થવુ જોઈએ–એ એમના ઉપદેશ નુ હાર્દ હતુ. આ હેતુની સિદ્ધિ માટે અજપાજપ, અને તપસ્વી જીવનની પરમ આવશ્યકતા છે શમદમથી મન તથા ઇન્દ્રિઓને સ્વવશ વર્તાવવી જોઈએ શમદમ વિના આત્મસાધના અસભવિત છે માટે " એક સત્યાક, બાકી સૌ મિથ્યા એ કરાણિત છે "–એમ દિલમા દઢ કરી **એક મન, એક બુદ્ધિ, એક ચિત્ત અને એક અહં** (બ્રહ્મવાદ )–દઢ કરવુ જોઈએ જન્મમરણના ચક્રમાથી છૂટવાનો આ સહેનામા સહેલો મહામાર્ગ છે–એમ પોતાના સમાગમમા આવનારને તેઓ સમજાવતા હતા **આપણુ સ્વરૂપ જ ગુરુ છે અને મન શિષ્યને વખતોવખત સમજાવવાનુ છે.** જ્ઞાનની વાતોથી નહિ, પણ જ્ઞાનાચરણથી દિવ્ય થવાય છે

ઉપર વર્ણવેલા તેમના તપસ્વી, ત્યાગી, નિસ્પૃહી અવધૂત જીવન ઉપરથી તેમ જ તેમણે દર્શાવેલા સિદ્ધાત-સાધના ઉપરથી સહજ ફલિત થાય કે બાવાજી મોતીરામ મહારાજ અર્વાચીન ગુજરાતના તપસ્વી-કોટિના એક આત્માનુભવી સત પુરુષ હતા

---

# શ્રી ચંદુભાઈ

(ઈ. સ. ૧૮૮૪-૧૯૪૩)

**જન્મ; અભ્યાસ: લગ્ન; નોકરી; પંડિત લાલનજીનો સત્સંગ**

શ્રી ચંદુભાઈનો જન્મ વિ. સંવત્ ૧૯૪૦ના ચૈત્રવદ ૧૩ (ઈ. સ. ૧૮૮૪માં)ના રોજ રાંદેરમાં એક સંસ્કારી બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. કુટુંબની આર્થિક સ્થિતિ સાધારણ હતી; અને તેમના પિતા નરોત્તમદાસ તેમને નવ વર્ષના મૂકીને દેવલોક પામ્યા હતા. તેમનાં માતુશ્રી સ્વભાવે બહુ ભલાં, ભોળાં અને પ્રેમાળ હતાં. ઈ. સ. ૧૮૯૫માં શ્રીમતી ગોદાવરી નામની કન્યા સાથે તેમનું નાની વયે લગ્ન થયું હતું; દંપતી એકબીજાને ખૂબ ચાહતાં હતાં. અને ગોદાવરીબેન પોતાના પતિને પ્રભુતુલ્ય માનતાં હતાં. આથી તેમનું ગૃહજીવન સુખમય હતું. શ્રી ચંદુભાઈએ બી.એ. સુધી અભ્યાસ કર્યો હતો, પણ માંદગીના કારણે બી.એ.ની ડીગ્રી મેળવી શકયા ન હતા. સર વસનજી શેઠના આસિ. પ્રાઈવેટ સેક્રેટરી તરીકે તેમને નોકરી મળી હતી. શેઠ એમના વર્તનથી ખૂબ પ્રસન્ન હતા; અને તેથી હવાફેર માટે પોતાનાં બાળકોને ફ્રાન્સ મોકલ્યાં ત્યારે તેમની સાથે ચંદુભાઈને મોકલ્યા હતા. મુંબઈમાં શેઠને ત્યાં ચંદુભાઈને પંડિતશ્રી લાલનજીનો સત્સંગ થયો હતો. તેઓ બન્ને ફરીથી ઈ. સ. ૧૯૧૧માં ફ્રાન્સમાં મળ્યા હતા. ઈ. સ. ૧૯૧૨માં ચંદુભાઈ હિન્દુસ્તાન પાછા ફર્યા પછી તેમને એક જ લગની લાગી કે—"હું જીવનનો કોયડો ઉકેલવા આવ્યો છું અને તે જેટલો જલદી ઉકલાય તેટલું સારું". આ વિચારથી તેમણે ઈ. સ. ૧૯૧૨માં શેઠની નોકરી છોડી દીધી, પણ ઈ. સ. ૧૯૧૩ સુધી શેઠને ત્યાં જાવ આવ કરતા હતા.

ઈ. સ. ૧૯૧૩માં શેઠની સાથે તેઓ ઉત્તાકામંડ ગયા ત્યારે તેમની અંદરથી અવસ્થા પાગલ જેવી થઈ હતી. મધરાતે જંગલમાં નીકળી જાય, બરાબર ઊંઘે નહિ. આથી પંડિતલાલને એમની પાસેથી વચન લીધું કે—જ્યાં સુધી તેમનાં મા અને સ્ત્રી હયાત છે ત્યાં સુધી સંસાર છોડી સાધુ ન થવું. ભીજું ભગવાં પહેરવાં નહીં. પંડિતજીએ ચંદુભાઈને કહ્યું કે—મારાથી જેટલું આપી શકાય તેટલું મેં તને આપ્યું છે. હવે તું જોધપુરવાળા મહાત્મા શ્રી દેવીદાસજીની પાસે જા. તે તને આગળનો માર્ગ બતાવશે; અને ત્યાં પણ ન ફાવે તો આપણે બે સાથે કાંઈક કરીશું."

## ગુરુદીક્ષા: યોગક્ષેમ; અને સંસારી સાધુજીવન

મહાત્મા દેવીદાસજીએ ચંદુભાઈને આત્મસિદ્ધિનો માર્ગ બતાવ્યો. અને કહ્યું કે—"તું વસ્તુતઃ ત્રણે અવસ્થાનો જાણકાર, સાક્ષી સ્વયં-પ્રકાશમાન, અખંડાનંદ, અખંડાકાર આત્મા છું.' મનથી જ આ સંસાર રચાયો છે. મનથી જ સુખ દુઃખ થાય છે. તું તેનાથી ભિન્ન છે. વસ્તુતઃ પરમાત્મા સર્વવ્યાપક છે. પરમાત્મામાં હું, તમે અને આખો ય સંસાર મિથ્યા દેખાવ પૂરતા જ છીએ. આપણે પરમાત્મા જ છીએ અને એનો અભ્યાસ કરનાર સદા આનંદમાં રહે છે." ગુરુગમ અને ગુરુકૃપાથી શાંતિ પ્રાપ્ત થવાથી ચંદુભાઈ મહાત્મા દેવીદાસજીને ગુરુ-ગોવિંદ માનતા હતા. મહાત્મા દેવીદાસજી તેમને પોતાની ગાદીના ઉત્તરાધિકારી બનાવવા તત્પર થયા ત્યારે ચંદુભાઈએ વિનયપૂર્વક ના પાડી અને કહ્યું કે—"મહાત્માજી! ઉપાધિમાંથી છોડાવ્યો છે. તો ફરીથી કેમ તેમાં નાંખો છો?" મહાત્મા દેવીદાસજી ઉપરાંત ચંદુભાઇના જીવન ઉપર મહાત્મા ગાંધીજી, સ્વામી રામતીર્થ, કાળી કમળીવાળા બાવા 'અનુભવ-પ્રકાશ' અને 'યોગવાસિષ્ઠ'ની પ્રબળ છાપ પડી હતી. ચંદુભાઈ પોતે રાજયોગી હતા, સ્વયં સમાધિ કરતા હતા અને અન્યને સમાધિ કરાવી શકતા હતા; પણ વિશેષતઃ તેઓ પ્રખર આત્મજ્ઞાની અને આત્માનુભવી

ગૃહસ્થ સંન્યાસી હતા. તેમની દિનચર્યા એવી હતી કે—તેઓ પ્રાતઃકાલમાં પાંચ વાગ્યે ઊઠતા હતા. શૌચ, સ્નાનથી પરવારી પત્રોના જવાબ લખતા હતા. તેઓ પત્રોદ્વારા જિજ્ઞાસુઓને બોધ આપતા હતા. સત્સંગ માટે આવનારાની શંકાઓનું સમાધાન કરતા હતા. ઔષધ લેવા આવે તેને મફત દવા આપતા હતા; અને નવરાશના સમયમાં હરદમ "હું કોણ"? એનું ચિંતન કરતા હતા. બપોરે કોઈ જિજ્ઞાસુ સાથે જ્ઞાનચર્ચા કે વાચન કરતા હતા. રાત્રે પ્રાર્થના કરી ભગવત્ ચર્ચા કરીને ૧૧ વાગતાં સૂતા હતા. ટૂંકમાં એક સંસારી સાધુ જેવું સાદું, સરળ અને પ્રભુમય જીવન તેઓ ગાળતા હતા. ટૂંક જીવન તથા તેમના પત્રો "જ્ઞાનયોગી ચંદુભાઈ" નામના પુસ્તકમાં શ્રી વૈકુંઠલાલ ઠાકોરે પ્રસિદ્ધ કર્યા છે. તેમની પત્રધારા ઉપરથી તેઓશ્રીના ઉપદેશામૃતનું દોહન કરી અહીં તેમના **સિદ્ધાંત અને સાધનાનું** આપણે વિહંગાવલોકન કરીશું.

## સિદ્ધાંત: અજાતવાદ કિંવા પરબ્રહ્મવાદ

સિદ્ધાંતમાં તેઓશ્રી યોગવાસિષ્ઠના સિદ્ધાંતને સમરૂપ અજાતવાદી કિંવા પરબ્રહ્મવાદી હતા. એક પરબ્રહ્મ સિવાય બીજું બધુંયે—જીવ, જગત્ અને ઇશ્વર—અસત્ છે. એક પરબ્રહ્મ જ જીવ, જગત્ અને જગન્નાથ રૂપે દશ્ય અને પ્રતીત થાય છે. (૧) જલ, (૨) સમુદ્ર અને (૩) તરંગના દષ્ટાંતથી તેઓ બ્રહ્મ, ઇશ્વર અને જીવનું સ્વરૂપ સમજાવતા હતા. વસ્તુતઃ ત્રણે એક જ છે. જલને સ્થાને "બ્રહ્મ" સમજવું; સમુદ્રને "ઇશ્વર" સમજવું અને "તરંગ"ને જીવ સમજવું. જલસ્વરૂપે ત્રણેમાં એકત્વ છે, પણ જીવ ઇશ્વરમાં લઘુગુરુ ભેદભાવ છે; પણ તે કલ્પિત છે, વાસ્તવિક નથી. આ ભેદભાવ દૂર કરી વસ્તુને જાણવી અને વસ્તુને પામવું—એ જ માનવ જીવનનું ધ્યેય છે; જ્યારે તરંગ

યા જીવને પોતાના સ્વરૂપનો અનુભવ થાય છે, ત્યારે સર્વમાં, સર્વત્ર, સર્વદા, સર્વદા બ્રહ્મદર્શન થાય છે. આ બ્રાહ્મી સ્થિતિ જ સૌએ પ્રાપ્ત કરવાની છે.

### જગતનું બ્રહ્મસ્વરૂપ

જગતનું મર્મ સમજાવતા તેઓ કહે છે કે—જગત્ છે જ નહીં; અને કદાચ જગત્ હોય તો એક પરબ્રહ્મ સિવાય બીજું કોઈ નથી. જગતરૂપ જગદીશ છે—એક પરબ્રહ્મનો જ નામરૂપાત્મક આવિર્ભાવ છે. તેથી સ્વરૂપમા સ્થિર થવું—એ જ મનુષ્યનું કર્તવ્ય છે. હું સાક્ષી છું અને "ૐ" મારું સ્વરૂપ છે; એમ સમજી હરદમ ૐનો અજપાજપ, કરવો જોઈએ. પોતે અંગ્રેજીમાં કહ્યું છે કે—The same self is manifested in all names and forms. The idea of separateness crealtes जगत्. There is no creation. It is only the projection of the self, as in a dream સારાંશ કે, જગત્ છે જ નહીં; સ્વપ્નદૃષ્ટા જેમ સ્વપ્ન પ્રપંચરૂપે ભાસે છે, તેમ દૃશ્ય જગત્ બ્રહ્મનો-આત્મા—આવિર્ભાવ માત્ર છે. **વસ્તુતઃ બધું યે બ્રહ્મ છે.**

### સાધના : કર્મ, ભક્તિ, યોગ અને જ્ઞાનનો સમન્વય

આત્મસિદ્ધિ માટે કર્મ ભક્તિ, યોગ અને જ્ઞાન-બધાંની સાથે જરૂર છે અને એ જ પૂર્ણયોગ છે. (પૃ. ૨૫૬ જ્ઞાનયોગી ચંદુભાઈ) તેઓ કહેતા હતા કે—આપણી અને પરમાત્માની વચ્ચે જે કોઈ અંતરાય હોય તો આપણા પોતાના 'અંહકાર'નો છે. ઊંઘમાં ઊંઘી જઈએ છીએ ત્યારે તો એકતા છે, એટલે સુખદુઃખ કંઈ નથી. તેથી બેપણું કાઢવું અને એકત્વમાં સ્થિત થવું-જાગ્રત સુષુપ્તિ પ્રાપ્ત કરવી એમાં જ મનુષ્ય જીવનની સફલતા છે. ઊંઘમાં અજ્ઞાન છે છતાં એકત્વ થતાં કેવળ

આનંદ રહે છે. જો જગતમાં એકત્વ અનુભવાય તો ખરો આનંદ ભોગવાય અને એ જ જીવનમુક્તિ છે. તેથી 'અહં'ને ઉડાવવા માટે ચાહે તો જપ કરો, ભક્તિ કરો, યોગ કરો કે જ્ઞાન કરો. "અહં" ઉડાડવા માટે જ આ બધાં સાધનો છે.

## કોહમ્-હું કોણ-આત્મવિચારની આવશ્યકતા

પરંતુ તેઓ વિશેષતઃ કોહમ્-હું "કોણ"ની વિચારણા ઉપર ખાસ ભાર મૂકતા હતા. દરેક જણનું વાસ્તવિક સ્વરૂપ તો આત્મા-સાક્ષી-પરબ્રહ્મ છે. આપણે શરીર, પ્રાણ, મન, બુદ્ધિ ઇત્યાદિને જાણીએ છીએ. તેથી એ બધાથી જુદા છીએ. અંગ્રેજીમાં પોતે કહેતા હતા કે- The knowner is always separate from the known". આમ "દૃગ્દૃશ્ય" વિવેક કરવો જોઈએ; અને સર્વ કલ્પના છોડી દઈને આત્મસ્થ થવું જોઈએ. મનને અ-મન બનાવવું કિંવા આત્મામાં શમાવવું-એ જ શાંતિનો મહામાર્ગ છે. દૃઢતા થતાં સુધી આત્મસ્વરૂપનું મનન કર્યા કરવાનું છે. છેવટે તો ભેદ-અભેદો ઉડાવી મારામાં કોઈ ભાવ જ નથી, મારામાં બેપણુંએ નથી અને એકપણું પણ નથી-આ છેલ્લી સ્થિતિ છે. આને વિજ્ઞાનની સ્થિતિ કે જીવનમુક્તની સ્થિતિ કે બ્રાહ્મી સ્થિતિ કહે છે. સમાધિ-અસમાધિ-એમનની અવસ્થા છે. એ બન્ને અવસ્થાને જાણનાર "હું" એ બધાથી પર હતો, છું અને રહેવાનો છું. આ દૃઢતા-નિશ્ચય-શ્રદ્ધા કાયમ થવાં જોઈએ. यदा दृढम्, तदामोक्षः । આપણું સ્વરૂપ દ્વૈત-અદ્વૈતથી પર છે. દ્વૈતથી શરૂઆત કરી અદ્વૈતમાં સ્થિતિ કરી તે ભાવથી એટલે દ્વૈતાદ્વૈતથી પણ પર થવાનું છે. જે નથી જાણતા તેને સ્વરૂપ દૂર છે; જે જાણે છે તેને પાસે છે જેમ અગ્નિ ઉપર ગખ ન વળે માટે ફૂંકવાની જરૂર છે, તેમ સ્વરૂપ વિસ્મરણ ન થાય માટે જ સાધનાની જરૂર છે. વસ્તુતઃ આપણું સ્વરૂપ જ ગુરુ છે અને મન શિષ્યને વખતોવખત સમજાવવાનું છે. આપણે પોતે જ

પરમાત્મા છીએ. અંગ્રેજીમા આ જ વાત પોતે કહેતા હતા કેઃ— Declare at the top of your voice that I am ब्रह्म, आत्मन्. I am free, was thee and will always remain free. Free you are at this very moment and that is Realization. શાસ્ત્રો નિઃશંક થવા માટે છે નિઃશંક થયા પછી આપણે સ્વરૂપમા દૃઢ થવુ જોઈએ. જેનુ હૃદય કોમળ છે, જેનુ જીવન નિર્મળ છે અને જેને વિષયોઉપર કાબૂ છે–તેને આમા સ્થાન છે. અધ્યાત્મ વિષયમા હૃદયની શુદ્ધિ, સરળતા અને પ્રસન્નતા મુખ્ય છે. પરિવર્તનશીલ જગતમા આત્મા જ શાશ્વત છે. જ્યા नाहं" ત્યા "आत्मैवाहं"—Demand of the little self means the assertion of Real Self. आत्मस्थ રહેવા માટે દ્વિવિધ માર્ગ છે–(૧) પૂર્ણ; અને (૨) શૂન્યઃ પોતાને અખિલ બ્રહ્માંડથી અભિન્ન જુઓ કે પોતાને સર્વથી ભિન્ન કે ન્યારા જુઓ. "પૂર્ણ અને શૂન્ય" બન્ને પારમાર્થિક દૃષ્ટિએ એક જ છે. **અન્વય વ્યતિરેકથી મનનો આત્યંતિક લય કરવાનો છે.**

## આત્માનુભવમાં પુરુષાર્થનું પ્રાધાન્ય

આ દ્વૈત ખેલમા–વ્યવહારમા પ્રારબ્ધ પ્રમાણે બધું થાય છે. એમા કોઈનું કંઈ ચાલતું નથી; પણ આત્માનુભવમા મસ્ત રહેવુ–એ માણસના હાથની વાત છે–એ જ પુરુષાર્થ છે. મનુષ્યજન્મ જ ષડ્ રિપુનો–કામનો વસ્તુવિચારદ્વારા, ક્રોધનો ક્ષમાદ્વારા, લોભનો સંતોષ દ્વારા, મોહનો પ્રેમદ્વારા, અને મદમત્સરનો નાહં ભાવ કે સર્વાત્મ ભાવ દ્વારા–સંહાર કરી પોતાના સ્વરૂપની પ્રાપ્તિ અર્થે છે. જગત્ બદલાય નહીં, આપણે જ આપણું દૃષ્ટિબિંદુ બદલવાનુ છે. આપણે આપણું 'ફોકસ' બરાબર ગોઠવવુ–એટલે આખું જગત્ આનંદમય દેખાશે કોલસો અગ્નિથી વિમુખ થાય છે એટલે કાળાશ આવે છે. માટે મન

રૂપી કોલસાને ચૈતન્ય સાક્ષી રૂપી અગ્નિ લગાડો એટલે સર્વત્ર આનંદ? આત્મા સિવાય કંઈ છે જ નહીં, અનાત્માકાર વૃત્તિ એ જ વ્યુત્થાન દશા છે. માટે દરેકે પોતાના સ્વપ્નમાંથી જાગવાનું છે. જ્ઞાનીને દેહમાં '**અહંભાવ**' નથી, અન્યમાં '**ઇદંભાવ**' નથી; પણ સર્વમાં બ્રહ્મ-ભાવ છે; અને તેથી તે સર્વદા સુખી છે. માટે **બ્રહ્મદષ્ટિ** એ જ સાચું ધ્યાન અને **બ્રહ્મજ્ઞાન** એ જ સાચું જ્ઞાન છે. છેવટે 'અહં-ઇદં' છોડીને બધું એક બ્રહ્મરૂપ છે–એવા **અનુભવ** સુધી પહોંચવાનું છે.

શ્રી ચંદુભાઇ સંસારી કોટિના આવા જ્ઞાન યોગી હતા અને તેથી અર્વાચીન સંતોમાં આ ગૃહસ્થ-સંન્યાસીની ગણના કરવામાં આવી છે.

# શ્રી ત્રિકમલાલજી

(ઈ.સ. ૧૮૫૩-૧૯૪૩)

## જન્મ; વિદ્યાભ્યાસ; જૈનપુસ્તકભંડારમાં લહીઆની નોકરી; લગ્ન

ગુજરાત રાજ્યના મહેસાણા જિલ્લાના પાટણ નગરમાં વિ. સં. ૧૯૦૯માં એક બ્રાહ્મણ કુટુંબમાં શ્રી ત્રિકમલાલજીનો જન્મ થયો હતો. પિતાનું નામ નારાયણ શર્મા હતું. માતાપિતા ગરીબ હતા, પણ ધર્મિષ્ઠ હતાં. માતા રામાયણનો પાઠ દરરોજ કરતાં તે બાળ ત્રિકમલાલજી ખૂબ પ્રેમથી શ્રવણ કરતા હતા. સાધારણ વિદ્યાભ્યાસ પૂર્ણ થતાં તેમના પિતાજીએ તેમને જૈન પુસ્તકભંડારમાં પ્રાચીન પુસ્તકોની નકલ કરવાનું કામ મેળવી આપ્યું હતું. ત્રિકમલાલજીને આ કામ બહુ પ્રિય હતું. તેથી નોકરીનો સમય પૂરો થયેથી પણ એ જ કામમાં તેઓ તલ્લીન રહેતા. આથી એમનો ઉપરી અધિકારી એમના ઉપર પ્રસન્ન રહેતો હતો. યોગ્ય વયે એમનું લગ્ન થયું, પણ તે નિર્લેપ હતા.

## વૈરાગ્ય અને ગુરુની શોધ; ગુરુઆદેશ અનુસાર યોગસાધના અને ગૃહાગમન

તેમને ત્યાં એક દાદૂપંથી ગોવિંદરામજી નામનો ભક્ત સત્સંગ કરવા આવતો હતો. આથી વૈરાગ્ય આવતાં ત્રિકમલાલજી તીર્થાટન કરવા નીકળી ગયા. ઘણો વખત તે પહાડોમાં વીતાવતા હતા. ત્યાં તેમને એક પરમહંસનાં દર્શન થયાં. આ પરમહંસે ત્રિકમલાલજીને કહ્યું કે યોગાભ્યાસ કરતાં કરતાં તમારા બે જન્મ વીતી ગયા છે. હવે તમને સદ્‌ગુરુ મળશે. શોક કરશો નહીં. તેથી પોતે કાશી આવ્યા; અને ત્યાં તેમને

બ્રહ્મનિષ્ઠ નિત્યાનંદ સ્વામીએ ભૈરવી ઘાટ નજીક એક પવિત્ર ગુફામાં નિવાસ કરતા યોગીરાજ બ્રહ્માનંદજીનાં દર્શન કરાવ્યાં. બ્રહ્માનંદજીના આદેશ અનુસાર ત્રિકમલાલજીએ સાધના સાધી આત્મસાક્ષાત્કાર કર્યો. આત્મસિદ્ધિ પ્રાપ્ત થયા પછીથી ગુરુદેવની આજ્ઞાને અનુસરીને પોતે પાટણ આવ્યા, પણ ઘરના સંપર્કથી દૂર રહીને શહેરથી દૂર જંગલમાં રહીને નિવૃત્તિમય જીવન ગાળવા લાગ્યા.

## સંતજીવન અને અધિકારાનુસાર મુમુક્ષુઓને ઉપદેશ

ઘણા ભાવિકો એમનાં દર્શન અને સત્સમાગમ માટે ત્યાં આવતા હતા. અધિકારાનુસાર તેઓ તેમને ઉપદેશ આપતા હતા. વિ સં. ૧૯૯૯ના અષાડ વદ ૯ને શુક્રવારના રોજ પ્રણવોચ્ચાર કરતાં કરતાં તેઓ સ્વરૂપાવસ્થાન પામ્યા હતા. એમના ભક્તોએ એમની વાણી પ્રસિદ્ધ કરી છે. રાજયોગી શ્રી ત્રિકમલાલજીના જીવનની આટલી ઝાંખી કરીને તેમના સિદ્ધાંત અને સાધના માર્ગની વિચારણા કરીશું.

## સાધના અને સિદ્ધાંત

પોતાના સમાગમમાં આવનાર મુમુક્ષુઓને તેઓ એક અખંડ અનાદિ પરમતત્ત્વનો બોધ આપતા હતા; અને આ પરમાત્માના અનુભવ માટે અષ્ટાંગ યોગમાર્ગનો સાધના માર્ગ દર્શાવતા હતા. પ્રત્યાહારથી મનને વિષયોમાંથી વાળી આત્માભિમુખ કરી, ધારણાથી મનને સ્થિર કરી, ધ્યાનથી મનને એકાગ્ર કરી અંતે નિર્વિકલ્પ સમાધિથી મનનો લય કરી સાધક યોગીએ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો જોઈએ. આ માર્ગમાં ત્યાગની, ગુરુની, આત્મસંયમ અને ધ્યાનની પરમ આવશ્યકતા રહે છે. આ માર્ગ વિકટ હોવાથી તેઓશ્રી સામાન્ય જનોને અંતરત્યાગ અને ભક્તિભજનમાં લીન રહેવાનો બોધ આપતા હતા.

ઉપર વર્ણવેલા તેમના યોગી જીવન ઉપરથી તેમ જ તેમના સિદ્ધાંત અને સાધનામાર્ગ ઉપરથી સહજ ફલિત થાય છે કે યોગી કોટિના શ્રી ત્રિકમલાલજી આધુનિક ગુજરાતના એક આત્માનુભવી સંતપુરુષ હતા.

---

# શ્રી અદ્‌ભુતાનંદજી

(ઈ. સ. ૧૮૪૭–૧૯૪૭)

## જન્મ; વિદ્યાભ્યાસ; લગ્ન; ગૃહીજીવન અને ગુરુની શોધ

અદ્‌ભુતાનંદજીનો જન્મ વિ. સં. ૧૯૦૩ના ભાદરવા સુદ ૯ને રવિવારે ગામ પાડગોલ; તા. પેટલાદમાં એક ઔદિચ ટોળકીયા બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. તેમનું પૂર્વાશ્રમનું નામ ભોળાનાથ હતું. તેમના પિતાનું નામ ગૌરીશંકર અને માતાનું નામ યમુના હતું. તેમને પાંચ ભાઈ અને એક બ્હેન હતાં. ગુજરાતી ચાર ચોપડીનો તેમણે અભ્યાસ કર્યો હતો; પણ તેમને શાળાના અભ્યાસ કરતાં વેદવિદ્યા પર વધારે આગ્રહ હતો. આથી તેઓ ગોવિંદલાલ ગોસાંઈજી પાસેથી ભાગવત ભણ્યા હતા અને વેદના કર્મકાંડનો પણ સારો અભ્યાસ કર્યો હતો. નાની ઉમ્મરમાં તેમનું લગ્ન થયું હતું, પણ ૨૪ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું એવો તેમનો દૃઢ નિશ્ચય હતો. આથી છવીસ વર્ષ પછીથી તેમણે ગૃહીજીવન ગાળ્યું હતું. તેમનાં ગૃહેશ્વરી બહુ જ સુશીલ અને પતિવ્રતા હતાં. પિતાજીનો સ્વર્ગવાસ થતાં કુટુંબના પોષણનો બોજો શ્રી ભોળાનાથ ઉપર આવી પડ્યો હતો. પોતે કર્મઠ હોવાથી ખપ પુરતું મેળવતા હતા; પણ તેમના ભાઈઓ જ તેમના દુશ્મન જેવા હતા. આથી કુટુંબક્લેશથી ખૂબ જ કંટાળી ગયા હતા અને સંસારનું પોલ તેમને અનુભવગમ્ય થયું હતું. તેમને પૂરેપૂરૂં સમજાયું હતું કે એક **પરમાત્મા** સિવાય કોઈ કોઈનું નથી. સૌ સ્વાર્થનાં સગાં છે અને દુઃખદાયી છે. ૫૦ વર્ષ પછીથી તેમણે વાનપ્રસ્થ સ્વીકાર્યો હતો પણ તેઓ વનમાં ગયા ન હતા. આ સમયમાં દૈવેચ્છાથી નડીયાદના નાગર બ્રાહ્મણ સાક્ષર વર્ય શ્રી મણિલાલ નભુભાઈ

ત્રિવેદી અને શ્રી ચતુરભાઈની મૈત્રી થઈ હતી. ત્રણેય જણ ગુરુ વિના જ્ઞાન નહિ–એમ માનતા હોવાથી ગુરુની શોધમાં હતા.

## ગુરુની પ્રાપ્તિ અને સંન્યાસ દીક્ષા ગ્રહણ

શોધતાં શોધતાં તેમને આબુ પર્વત ઉપર અચલેશ્વરમાં આવેલા વાલ્મિકિ આશ્રમમાં મહાત્મા વિજ્ઞાનંદજીનો સમાગમ થયો. તેમનાથી પ્રભાવિત થવાથી ત્રણે જણે તેમને ગુરુસ્થાને સ્થાપ્યા. મણિભાઈએ કહ્યું કે, "ગુરદેવ, મારે ત્રાટકવિદ્યા ભણવી છે; ચતુરભાઈએ કહ્યું કે મારે સમાધિપાદ શિખવું છે; અને ભોળાનાથે કહ્યું કે મારે સંન્યાસ લેવો છે. ગુરદેવે આથી પોતાની પાસે નવ દિવસ રાખીને મણિભાઈ તથા ચતુરભાઈની ઇચ્છા તૃપ્ત કરી; અને ભોળાનાથને કહ્યું કે–તમારા ગૃહેશ્વરી તથા એક બ્રાહ્મણને લઈને ખરેડી આવજો અને તમે ગાયત્રીના મંદિરમાં મુકામ રાખજો. હું ડોળીમાં બેસીને નીચે આવીશ. વિ. સં. ૧૯૬૩ના માગશર સુદ એકાદશીને ગુરુવારે સંન્યાસ દીક્ષા લેવા ભોળાનાથ પોતાના પત્ની સહ ખરેડી પાંચ બ્રાહ્મણને લઈને ગયા. ગુરદેવે આવીને ભોળાનાથનાં ગૃહેશ્વરીને કહ્યું કે—"તમારા સ્વામી સંન્યાસ ગ્રહણ કરે છે તેમાં તમે રાજી છો કે નહિ? પ્રત્યુત્તરમાં તેમણે 'હા' કહી. એટલે સ્વામીજીએ પૂછ્યું કે—આ બાઈના પિયરમાં કે સાસરીમાં કોઈ એનું પોષણ કરે તેવું છે? ભોળાનાથે જણાવ્યું કે—"પિયર તથા સાસરૂ ઉજ્જડ છે." આથી સ્વામી વિજ્ઞાનંદજીએ ભોળાનાથને વૃદ્ધ વેદવેત્તા અને દૃઢવૈરાગ્યવાન્ જાણી સંન્યાસદીક્ષા આપી; પણ કહ્યું કે—તમારે આ સ્ત્રી જીવે ત્યાં સુધી તમારો અડધો સંન્યાસ ગણાશે અને ત્યાર પછી સંપૂર્ણ સંન્યાસ ગણાશે. તમારે એના ભરણપોષણનો પ્રબંધ કરવો પડશે. ખર્ચતાં વધેલું દ્રવ્ય પોતાની પત્નીને આપી દઈ ભોળાનાથ કે જેમનું દીક્ષિત નામ "અદ્ભુતાનંદ" હતું—તે હવે યદચ્છા વિચરણ કરવા લાગ્યા. ગુરુ પાસે રહીને તેમણે ૧૧ ઉપનિષદો તથા ચાર વેદનું સાંગોપાંગ જ્ઞાન મેળવ્યું.

## યદૃચ્છા વિચરણ અને સંતજીવન

સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયા પછીથી તેઓ બદ્રીનાથ, કેદારનાથ ઇસાદિ ચારે યાત્રાના ધામોમાં પરિક્રમણ કરી આવ્યા. તેમને આબુમાં એક પંજાબી પરમહંસ નારાયણ સ્વામીનો ભેટો થયો. તેમની સાથે તેઓ અમેરિકા પણ જઈ આવ્યા હતા. હિંદમાં પાછા ફરતાં તેમણે ગુજરાતમાં વાડાસિનોર, નડીયાદ ઇત્યાદિ સ્થળોએ જ્યાં જ્યાં ભગવદ્ વૃત્તિ દષ્ટિ ગોચર થતી ત્યાં ત્યાં તેમણે વિચરણ કર્યું હતું. એક વખતે ફરતાં ફરતાં તેઓ હિંગળાજ માતાનાં દર્શન કરવા ગયા હતા. ત્યાં તેમને માતાનો સાક્ષાત્કાર થયો હતો અને ઘણા દિવસ સુધી તેઓ ત્યાં સમાધિસ્થ રહ્યા હતા. તેઓ કચ્છમાં વિચરણ કરતા હતા. ત્યારે તેમના તેજથી આકર્ષાઈને અનેક મુમુક્ષુઓ તેમના દર્શન-સમાગમ માટે આવતા હતા. કચ્છના રાણાએ દર્શનાર્થે આવીને તેમને પ્રશ્ન પુછ્યો કે—"પ્રભો ! જે સંસારી જીવ રાજા કે રંક હોય તેને તરવાનો સહેલામાં સહેલો ઉપાય બતાવો." તેના ઉત્તરમાં અદ્‌ભુતાનંદજીએ કહ્યું કે—"સંસાર રૂપી સમુદ્ર તરવો મહા કઠણ છે; પણ જ્ઞાનીને માટે સુલભ છે. "અહં અને મમ"—એ બેનો ત્યાગ કરી "હું અને મારૂં"ને બદલે "તું અને તારૂં"—એ પ્રમાણે જીવન જીવવામાં આવે તો મોક્ષ સહજ જ છે. આ સંસારમાં મહાનમાં મહાન્ તીર્થ "અમરાપુર" છે—કે જ્યાં ઠેઠ પહોંચેલો પુનઃ પાછો આવતો નથી; તેમજ જન્મમરણના વિષમચક્રમાંથી મુક્ત થાય છે. પણ આ મહાતીર્થે જનારા મુમુક્ષુઓમાં હજારો અપેક્ષા-વાળા હોય છે. જાય છે ઘણા, પણ કેટલાક આદ્યથી, કેટલાક મધ્યથી અને કેટલાક અંતથી પાછા ફરે છે. પરંતુ ઠેઠ ગયેલા તો ક્વચિત જ માલમ પડે છે. કરોડમાં કોઈક શમે છે. કારણ એ છે કે મહાતીર્થની સીમાને પહોંચવાને માર્ગમાં મોહરૂપી મગર મચ્છરો તેમને ગળી જાય છે. માટે કોઈએ મોહમાં પડી અધવચ અટકવું નહિ. મોહ ક્ષય થાય તો પરમસુખની પ્રાપ્તિ થશે. વાડાસિનોરમાં કર્મઠ બ્રાહ્મણોએ તેમને કહ્યું કે—

'કર્મકાંડથી મોક્ષ છે.' આનો પ્રત્યુત્તર આપતાં અદ્દ્‌ભુતાનંદજીએ કહ્યું કે-પ્રથમ બ્રહ્માના મુખમાંથી નિશ્ચય નામનો એક જ વેદ પ્રાદુર્ભૂત થયો હતો; અને તે દ્વિવિભાગ હતો. પૂર્વવિભાગ તે પૂર્વમીમાંસા કે કલ્પ સૂત્ર કે જેમાં કર્મોનું પ્રતિપાદન કરેલું છે. ઉત્તરવિભાગને ઉત્તરમીમાંસા કે બ્રહ્મસૂત્ર કહે છે. તેમાં બ્રહ્મનું પ્રતિપાદન છે. કર્મ અને ઉપાસનાથી ચિત્તશુદ્ધિ થાય છે અને તેથી જ્ઞાનના અધિકારી થવાય છે, પણ આત્મજ્ઞાન વિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી. કર્મોપાસનાથી ધર્મ, અર્થ, અને કામની પ્રાપ્તિ થાય છે, પરંતુ જ્ઞાન સિવાય મોક્ષ તો મળતો નથી. તેમની કેટલીક વાણી ગદ્ય તથા પદ્યમાં પ્રસિદ્ધ થયેલી છે, અને કેટલીક અપ્રસિદ્ધ છે. પોતાની પ્રસિદ્ધ વાણીમાં તેઓશ્રી કહે છે કેઃ—

સાધન વિણ સંસારમા પ્રાપ્ત કશુ નહિ થાય,
શ્રમ કરેલો જેટલો સઘળો વૃથા જાય.
બ્રહ્માનંદ રહે બ્રહ્મમાં, સાધન બ્રહ્મસ્વરૂપ,
બ્રહ્મરૂપ થયા વિના, ડા'પણ સઘળું કૂપ.

પૃ. ૧૧૪

* * *

અહં મમ પ્રથમ ત્યાગે, ભેદાભેદમા કદીએ ના આવે,
ધન સ્ત્રીને ત્યાગી, દ્વંદ્વ માયા કદી ન નચાવે.
રાગદ્વેષ નથી જેમાં, શુચિ અશુચિ માન કે અપમાન;
અદ્દ્‌ભુત આનંદરૂપે, અવ્યય અનાદિ અચ્યુત ભગવાન.

પૃ. ૧૧૪

* * *

**સાધન** સીડી હેતની, મોક્ષરૂપ કહેવાય,
એ સીડી પર નહિ ચઢે, ત્યાં લગી ગોથાં ખાય.

પૃ. ૧૧૭

પ્રથમ સદ્‌ગુરુને ઓળખે, પછી રહે તેવાને પખે,
ઓળખવાનું જે ઓળખાણ, તે સમજાવે મહાનિર્વાણ.
(શ્રી અદ્‌ભુતાનુભવ પ્રકાશ, પૃ. ૧૧૭)

" ટૂંકમાં સાધનસીડી સમજવાને માટે આરોહણ રીતે પ્રથમ ગુરુની વદ્‌વિધિ, વદ્‌વિધિથી પ્રશ્નો કરવાની વિધિ, પ્રશ્નોથી કારણો સમજવાનો વિધિ, કારણોથી અસંશયી થવાપણું, અસંશયી થવાથી સર્વજ્ઞતાપણું, સર્વજ્ઞતાથી બ્રહ્મસ્વરૂપ થવાપણું, બ્રહ્મસ્વરૂપ થવાથી બ્રહ્માનંદની પ્રાપ્તિ થાય છે."

(અદ્‌ભુત અનુભવપ્રકાશ, પૃ. ૧૧૭)

આમ શ્રી અદ્‌ભુતાનંદજી અધિકારાનુસાર વેદધર્માનુસાર કર્મ, ઉપાસના અને આત્મજ્ઞાનનો બોધ આપતા હતા. ઈ. સ. ૧૯૪૭માં લગભગ ૧૦૦ વર્ષનું લાંબું આયુષ્ય ભોગવીને આગળથી આગાહી કરીને તેઓશ્રી બ્રહ્મનિર્વાણ પામ્યા હતા. મેલોલ, જિ. પંચમહાલમાં તેમનું સમાધિસ્થાન છે.

ઉપર વર્ણવેલા. તેમના ત્યાગી જીવન ઉપરથી તેમ જ તેમના અનુભવપ્રકાશમાં દર્શાવેલા સિદ્ધાંત–સાધનામાર્ગ ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે શ્રી અદ્‌ભુતાનંદજી આધુનિક ગુજરાતના એક આત્માનુભવી સંતપુરુષ હતા.

# શ્રી મગનલાલ હરિભાઈ વ્યાસ

(ઈ સ ૧૮૯૬–૧૯૪૯)

### જન્મ; વિદ્યાભ્યાસ; દ્રવ્યોપાર્જન

ગુજરાતના ખેડા જિલ્લાના વસો ગામમા એક બ્રાહ્મણ કુટુબમા ઈ સ. ૧૮૯૬ના અરસામા શ્રી મગનલાલનો જન્મ થયો હતો. મેટ્રિક થયા પછીથી ૧૮ વર્ષની ઉમ્મરે તેમણે વડોદરા કૉલેજમા અધ્યયનનો આરભ કર્યો હતો વડોદરામા તેઓ શ્રેયસ્સાધક અધિકારી વર્ગના નેતા "શ્રી વિશ્વવદ"ના નિકટ પરિચયમા આવ્યા હતા. શ્રી વિશ્વવદની એમના જીવન ઉપર પ્રબળ છાપ પડી હતી અને તેમનુ દિલ અધ્યાત્મ-વિદ્યા તરફ વળ્યુ હતુ. તેમનો સ્વભાવ શાત અને દયાળુ હતો આર્થિક સ્થિતિ સામાન્ય હોવાથી કૉલેજનો અભ્યાસ પૂર્ણ નહિ કરતા તેમણે વસોમા આવીને શિક્ષકની નોકરી સ્વીકારી એમનુ શિક્ષકજીવન આદર્શ હતુ. ધનપ્રાપ્તિ માટે તેઓ બર્મા, શ્યામ, જપાન અને આફ્રિકામા ગયા હતા વિદેશોમા પણ તેમનુ જીવનધર્મનિષ્ઠ હતુ, કારણ કે વિદેશોમા પણ તેઓ પૌર્વાત્ય આચારનુ પાલન ચુસ્તપણે કરતા હતા અને પાઠપૂજા, જપ ધ્યાન ઇત્યાદિમા સ્વદેશની માફક ઘણો વખત વ્યતીત કરતા તેઓ મોડી રાત સુધી ધ્યાનસ્થ રહેતા અને દિવસે કામધધો કરતા. ઈ સ ૧૯૧૪મા અગ્રેજ અને જર્મનો વચ્ચે યુદ્ધ ચાલતુ હતુ તે સમયે તેઓ પૂર્વ આફ્રિકામા હતા ત્યા એમના મકાન સામે ભયકર લડાઈ ચાલતી હતી હજારો હિન્દુસ્તાની સૈનિકોને એમણે લડતા જોયા હતા. અતે જર્મનીની હાર થવાથી એ દેશ અગ્રેજોના કબજામા ગયો હતો. સાધારણ દ્રવ્યપ્રાપ્તિ થતા તેઓ વિદેશમાથી પાછા ફરીને પોતાના વતનમા આવ્યા હતા

## પરમાર્થી સંતજીવન અને સાહિત્યસર્જન

તેમને પ્રભુમા અડગ શ્રદ્ધા હતી. તેમને ખાસીનુ દર્દ થયુ હતું તે મોટા દાક્તરોની દવાથી પણ મટયુ નહીં. એટલે તેમણે સતત એક વર્ષ સુધી જપ કર્યો હતો. આ **જપયજ્ઞ**ના પ્રભાવથી વર્ષને અતે તેમનુ દર્દ એક ગતમા નિર્મૂળ થયુ. આથી તેઓ જપના પ્રખર હિમાયતી અને અભ્યાસી હતા. ખાતાપીતા, ઊઠતાબેસતા, હરતાફરતા પોતાના અતરમા જપ કરતા હતા અહર્નિશ તેઓ સત સાધુ અને ગૌસેવામા પ્રવૃત્ત રહેતા પચીસ વર્ષ સુધી તેમણે ગૌસેવા કરી હતી. વસોમા કોઈ પણ સાધુસંત એમને ઘેર આવ્યા સિવાય રહેતો નહીં આર્થિક સ્થિતિ સાધારણ હોવા છતા તેઓ બહુ પરોપકારી હતા. સૌ તરફ સમદૃષ્ટિ રાખતા; અને આદર્શ ગૃહીજીવન ગાળતા ગૃહભાર વહન કરવા પોતાનો પુત્ર સમર્થ થતા તેઓ એક સંસારી સાધુ જેવું અલિપ્ત જીવન ગાળતા પુત્રના વ્યાપારમા હસ્તક્ષેપ કરતા નહીં. આખો દિવસ તેઓ આત્મ-ચિંતનમા ગાળતા અને સત્સગ માટે આવનારની સાથે હરિચર્ચા કરતા. તેમની દિનચર્યા બહુ સુંદર હતી પ્રથમ ઊઠીને ચિત્તશુદ્ધિ કરતા હતા; અને પછીથી નિષ્કામભાવે ભક્તિ, કર્મ કે દાન વગેરે કરતા. આતર જપથી ઈષ્ટદર્શન કે આત્મસાક્ષાત્કાર થાય છે એવી તેમની દૃઢ માન્યતા હોવાથી તેઓ જપને ખૂબ જ પ્રાધાન્ય આપતા હતા પોતે ગમે તેવી સ્થિતિમા હોય તોપણ પોતાના ભજનમા કદી ભંગ પડવા દેતા નહીં. તેઓ વાણીમા બહુ સંયમી હતા. ધન કરતા તેઓ વાણીની કિંમત વિશેષ આકતા હતા. મુમુક્ષુઓના હિતાર્થે તેમણે (૧) બોધમાળા, (૨) તત્ત્વ-ચિંતન (૩) આપણા મતો, (૪) સત્સંગમાળા ઇત્યાદિ પુસ્તકો પણ લખેલા છે પોતાના મૃત્યુની આગાહી તેમણે કરી હતી; અને વિ સ. ૨૦૦૫ના અષાઢ વદ ૭ને સોમવારના રોજ સંધ્યાકાળે ૭ા વાગતા પદ્માસન વાળી પ્રણવજપ કરતા કરતા બ્રહ્મરંધ્ર દ્વારા તેમણે પ્રાણોત્સર્ગ કર્યો હતો.

તેમના બાહ્ય જીવનની આટલી ઝાંખી કરીને તેમની વાણી ઉપરથી તેમના સિદ્ધાંત અને સાધનાની મીમાંસા કરીશું.

## સિદ્ધાંત–અજાતવાદ આદિ, મધ્ય અને અંતમાં એક અનંતાદ્વૈત પરમાત્મા જ છે; અને સાધના–વાસનાક્ષયદ્વારા ચિત્તની પ્રસન્નતા

તેમની વાણીનો મૌલિક સિદ્ધાંત અજાતવાદ છે. 'તત્ત્વચિંતન'માં તેઓશ્રી કહે છે કે—સૃષ્ટિના આદિમાં પરમાત્મા સિવાય કશું જ ન હતું અને સૃષ્ટિના પ્રલય પછી પરમાત્મા પોતે જ 'જીવ, ઈશ્વર અને જગત્'રૂપે થઈ ખેલી રહ્યો છે. જેમ આકાશના ટુકડા થયા સિવાય વસ્તુમાત્રની અંદર ને બહાર આકાશ છે, તેમ પરમાત્મા પ્રાણીમાત્રની અંદર અને બહાર ભાગ પડ્યા સિવાય એક ને અખંડ વ્યાપક છે. પ્રાણીમાત્રના હૃદયમાં આત્મારૂપે તે જ છે. જે જે વસ્તુ જગતરૂપે દેખાય છે તેના રૂપનો ને નામનો નાશ થાય છે; પણ વસ્તુના મૂળ સ્વરૂપનો નાશ થતો નથી. પરમાત્મા પોતે જ અનેકરૂપે–જગતરૂપે ભાસી રહ્યા છે. માટે મુમુક્ષુનું ધ્યેય, લક્ષ્ય પરમાત્મા જ હોવું જોઈએ; અને પરમાત્મપ્રાપ્તિ માટે ચિત્તની પ્રસન્નતાની પરમ અપેક્ષા રહે છે. ચિત્તની પ્રસન્નતા સદાકાળ ટકી રહે એ માટે ચિતને જપતપદ્વારા નિર્મળ અને નિશ્ચલ કરવું જોઈએ. ચિત્તશુદ્ધિ માટે ચિત્તમાંથી દારૈષણા, વિત્તૈષણા, પુત્રૈષણા, શાસ્ત્રૈષણા, લોકૈષણા, મોક્ષૈષણા ઇત્યાદિ ઇચ્છામાત્રનો ત્યાગ કરવો જોઈએ. ચિત્તશુદ્ધિ સિવાય જ્ઞાન હૈયામાં ટકતું નથી અને જ્ઞાન સિવાય મોક્ષપ્રાપ્તિ નથી. તેથી એક માત્ર આત્માનુભવની ઇચ્છા દિલમાં ઘનીભૂત કરવી જોઈએ. નિરંજન આત્માને પુરંજન બનાવનાર જન્મ-મરણના વિષમ ચક્રમાં નાખનાર વાસના જ છે. તેથી મુમુક્ષુએ ચિત્ત સદા પ્રસન્ન રહે એ માટે વાસનાક્ષય કરી ચિત્તને નિર્મળ અને નિશ્ચલ રાખી સતત આત્મ-અભ્યાસ કરવો જોઈએ. જેનાથી ચિત્તની

પ્રસન્નતા ખંડિત થાય એ સર્વનો ત્યાગ કરવો જોઈએ. અખંડ પ્રેમ, આનંદ અને શાંતિ આત્મા-પરમાત્માના અનુભવ સિવાય અન્યત્ર અસંભવિત છે. તેથી ચિત્તની પ્રસન્નતાને બાધક કુસંગ, પરાન્ન, પરધન, પરસ્ત્રી, પરનિંદા, પ્રમાદ ઇત્યાદિનો સર્વથા ત્યાગ કરવો જોઈએ. સંગની અસર મન ઉપર બહુ જ થાય છે; તેથી સાધકે અહર્નિશ સત્સંગમાં અર્થાત્ શાંત, સદાચારી કે ભક્તજ્ઞાનીના સંગમાં રહેવું જોઈએ. વળી "જેવું અન્ન, તેવી બુદ્ધિ." તેથી હક્કનું જ ખાવું અને બને ત્યાં સુધી પરાન્ન ખાવું નહીં; અને જો કદી ખાવું પડે તો ભાવનાશીલ, ગુણવાન કે ભક્તજ્ઞાનીનું અન્ન ખાવું. વિશેષમાં પારકી ચીજ લેવાની ઇચ્છા પણ કરવી નહીં. મૂલ્ય આપ્યા સિવાય કશું જ લેવું નહીં. આ નિયમનું પાલન કરનાર સર્વપ્રિય થાય છે. સર્વમાં એક જ આત્મા હોવાથી પરનિંદા કદી કરવી નહીં. અહંભાવ ઓગાળવા માટે અને સર્વાત્મભાવના વિકસાવવા માટે જીવતાં સુધી શરીરદ્વારા પ્રાણીમાત્રની સેવા કરવી કે ઇશ્વરભક્તિ કરવી; પણ નિરુદ્યમી બેકાર રહી પ્રમાદમાં પડી રહેવું નહીં. વળી બ્રહ્માનુભવ માટે બ્રહ્મચર્યનું પાલન કરવું જોઈએ. એવું સત્યનિષ્ઠ અને સંયમશીલ જીવન જીવવાથી રાગ દ્વેષ, મોહ અને અજ્ઞાન દૂર થાય છે અને ચિત્તની પ્રસન્નતા અખંડ ટકી રહે છે. પ્રસન્ન મનવાળાની બુદ્ધિ સ્થિર અને મુખની આકૃતિ શાંત હોય છે (સત્સંગમાળા, વચન ૩૭) ભવબંધનમાંથી છૂટવા માટે રાગી તથા ત્યાગી સૌને તેઓ ઉપર પ્રમાણે ઉપદેશ આપતા હતા. તેમનું પોતાનું જીવન આદર્શ હતું; અને તેમના ઉપદેશનો મર્મ એ હતો કે—જીવ જો જગતના ભોગ ઇચ્છે તો તે પામે એટલે જન્મમરણને પામે; અને જીવ જો પરમાત્માને ઇચ્છે ને તેમનું ચિંતવન કરે તો તેમને પામે. આ સીધી વાત છે. માટે સાધકે ભોગની ઇચ્છા ત્યજી પરમાત્માનું શરણું લઈ, તેમને પામવા પ્રયત્ન કરવો જેથી મોક્ષ પમાય. ટૂંકમાં પરમપદની પ્રાપ્તિ માટે તેઓ ગીતાના અ. ૧૫, શ્લોક ૫માં દર્શાવેલો માર્ગ દર્શાવતા હતા :—

निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥

સારાંશ કે, માન અને મોહ વિનાના, સંગથી ઉત્પન્ન થતા દોષને જીતનારા, સદા આત્મામાં સ્થિતિ કરનારા, ને સુખદુઃખાદિ દોષોથી મુક્ત થએલા તે અવિનાશી પરમપદને પામે છે. ચિત્ત તેના મૂળ કારણ ચિત્–આત્મા અગર પરમાત્માથી શુદ્ધ થાય છે; અને શુદ્ધ ચિત્તમાં જ્ઞાન અખંડ ટકી રહે છે. આમ ચિત્તને ચિત્માં સમાવવું એ જ માનવનું મહા કર્તવ્ય છે. મનને આત્મામાં સ્થિર કરી કંઈ પણ ચિંતવન કરવું નહિ. (Bestill) સાચો આત્મપરમાત્મયોગ આ જ છે. ચિત્ત શાંત થાય ત્યારે ચિત્ત અને આત્માની ગાંઠ ઉકલી જાય છે. પછી આત્મા પોતાના સ્વરૂપમાં વિરાજે છે અને પરમ આનંદનો અનુભવ કરે છે. આવો યોગી સર્વભૂતોમાં આત્માને રહેલો અને આત્મામાં સર્વભૂતોને રહેલો જુએ છે જ્ઞાનની આ પરાકાષ્ટા છે. ગીતા-ઉપદેશનો મર્મ પણ આ જ છે:—

यो मा पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥

સારાંશ કે જે મને બધે જુએ છે ને બધું મારામા જુએ છે તેને હું અદૃશ્ય રહેતો નથી, ને તે મને અદૃશ્ય રહેતો નથી. આકાશ વસ્તુમાત્રની અંદર ને બહાર છે, તેમ પ્રાણીમાત્રની અંદર ને બહાર આત્મા છે. સાધકે નક્કી કરવું કે—સૌમાં આત્મા એક જ છે ને હું તે આત્મા છું. દૃઢતા, એ જ મોક્ષ. यदा दृढं, तदा मोक्षः ॥

ઉપર વર્ણવેલા શ્રી મગનલાલ વ્યાસના આખી જીવન ઉપરથી તેમજ આત્મજ્ઞાનવિષયક તેમની દૃઢ સમજણ અને આત્મસિદ્ધિની સાધનાનો વિચાર કરતાં સ્પષ્ટ પ્રતીત થાય છે કે તેઓશ્રી અર્વાચીન ગુજરાતના સંસારી સાધુકોટિના એક આત્માનુભવી સંતપુરુષ હતા.

# શ્રી રણછોડદાસ મહારાજ

(ઈ.સ. ૧૮૮૧–૧૯૫૪)

**જન્મ; બાળભક્ત; અને પૂર્વજીવન.**

શ્રી રણછોડદાસ મહારાજનો જન્મ વિ. સં. ૧૯૩૭ના વૈશાખ સુદ ૧૫ના રોજ વડોદરા જિલ્લાના સાવલી તાલુકાના ઇંધરાડ ગામમાં થયો હતો. બાલ્યાવસ્થાથી જ તેમનું હૈયું હરિરંગી હતું. યોગ્ય વયે વિદ્યાભ્યાસ પૂર્ણ થતાં તેમનું લગ્ન કરવામાં આવ્યું. સદ્‌ગૃહસ્થને યોગ્ય સર્વસંપત્તિ તથા વૈભવ હોવા છતાં તેઓ સર્વ વૈભવને તુચ્છ માની ભગવદ્‌ભક્તિમાં લીન રહેતા હતા. સંસારી હોવા છતાં સાધુજીવન ગાળતા હતા; અને એક પંચિયું, એક બંડી અને એક કાનટોપી પહેરી, માથે સદ્‌ગુરુનાં ચરણારવિંદ ધારણ કરી, એક હાથમાં જળપાન માટે તુંબીપાત્ર, ખભે ભજન માટે એકતારો કે તંબૂરો અને બીજા હાથમાં કિરતાલ પકડી ઈશ્વરભજનમાં લીન રહેતા હતા. પૂર્વાવસ્થામાં તેમનું આવું સાદું, સરળ અને સીધું જીવન હતું. તેમની સ્વયંભૂ વાણી "ભજન રત્નભંડાર"નામના ગ્રંથમાં એકત્રિત કરીને પ્રસિદ્ધ કરવામાં આવી છે. તેમની વાણી ઉપરથી સમજાય છે કે સંત કેશવદાસ તેમના ગુરુ હતા :—

"રણછોડદાસ કહે રોમે રોમે, વ્યાપી રહ્યો રણકારજી;
કેશવ સદ્‌ગુરુ સાચા મળિયા, દર્શાવ્યો દેદાર—
કરીલે તત્ત્વનો વિચાર, મોંઘો મનુષ્ય છે અવતાર."

ભક્તિના ફળરૂપે સદ્‌ગુરુ કેશવદાસ મળતાં આત્મસાધના માટે તેઓ

વડોદરા તાલુકાના દશરથ ગામમાં આવીને વસ્યા હતા. અહીં સાધના સાધી તેમણે આત્મસિદ્ધિ પ્રાપ્ત કરી હતી. તેઓ યોગી-જ્ઞાની હતા. અનેક ભાવિકો અને મુમુક્ષુઓ તેમના સત્સંગ તથા દર્શન માટે આવતા હતા. લોકસંગ્રહાર્થે તેમણે દશરથમાં યોગાશ્રમની સ્થાપના કરી હતી. અધિકારાનુસાર તેઓ સૌને ભક્તિ, યોગ કે જ્ઞાનનો ઉપદેશ આપતા હતા. આ યોગાશ્રમ હજીયે વિદ્યમાન છે અને ગાદી ઉપર તેમની શિષ્ય પરંપરા ચાલુ છે. આત્માનુભવ માટે સૌ સાધનોમાં તેઓ યોગને સર્વોત્તમ ગણતા હતા. તેમની માન્યતા એવી હતી કે અંધપંગુની માફક યોગ અને જ્ઞાન અરસપરસ ઉપકારક છે. યોગ વિના કેવળ જ્ઞાનથી સાધકનું અધઃપતન થવા સંભવ રહે છેઃ—

"રણછોડદાસ કહે યોગસાધનસે, મનવો હસ્તમા આવે;
યોગ વિણ પકડવા જાયે, ગોથાં અવળાં ખાવે."

(રત્ન ૧: )

પોતાના સમાગમમાં આવનાર અનેકનો ઉદ્ધાર કરીને ઈ. સ. ૧૯૫૪ના અરસામાં તેઓ સ્વરૂપાવસ્થાન પામ્યા હતા.

તેમના જીવનની આટલી ઝાંખી કરીને તેમના જીવનસિદ્ધાંત અને સાધનામાર્ગની વિચારણા કરીશું.

તેમની વાણી ઉપરથી અજાતવાદ તેમનો મૂળભૂત સિદ્ધાંત હતો એમ પ્રતિપાદિત થાય છેઃ—

"રણછોડ સબમેં રમી રહ્યો છે, બાહ્યાભ્યંતર દેખ."

(રત્ન ૧: )

"ન્યારો રહીને ખેલ ખેલે છે, અક્ષરપ્રની માંહ્ય."

(રત્ન ૧: )

"ત્રિગુણાતીત છો ત્રણ લોકમાં, ચૈતન્ય ચરાચર;
અગમ, અગોચર, અચળ, નિર્મળ, શિવજી વિશ્વંભર."

( રત્ન ૧:        )

"સર્વકારણોનું આદિ છો રે, પરમજ્યોતિ ૐકાર."

( રત્ન ૧:        )

આ અવતરણો ઉપરથી એમ સિદ્ધ થાય છે કે આદિ, મધ્ય અને અંતરમાં એક અદ્વિતીય બ્રહ્મ જ છે, છે અને છે; અને મધ્યવ્યક્ત 'જીવ, જગત્ અને ઈશ્વર'ની ત્રિપુટી પરબ્રહ્મમાં—વસ્તુમાં કલ્પિત છે—મિથ્યા છે—સ્વપ્નવત્ છે—મૃગજળવત્ છે. નિર્ગુણ બ્રહ્મ જ અવસ્થાભેદે કરીને દશ્ય અને પ્રતીત થાય છે. વસ્તુતઃ ત્રિપુટી નથી; ભેદ નથી; એક અદ્વિતીય બ્રહ્મ જ છે. મધ્યવ્યક્ત ચરાચર સૃષ્ટિનું વર્ણન કરતાં તેઓ કહે છે કે:—

"આદ્યમાં અવિગત એકનો એક, સોહં બ્રહ્મ અનામય અલેખ;
સાકાર નિરાકાર રહિત પરેશ, દૈયત નહિ ત્યાં રાજા નરેશ.
તરંગરૂપે ઇચ્છા થઈ, પ્રકૃતિરૂપે વ્યાપી રહી;
પ્રકૃતિમાંથી થયો ૐકાર, અકાર ઉકાર ને ત્રીજો મકાર.
રજો તમોને સત્ત્વ તું જાણ, ત્રણે ગુણોમાં માયા પ્રધાન;
સંકલ્પ સૃષ્ટિ કરી તત્કાળ, સપ્ત આકાશ અને સપ્ત પાતાળ.

*        *        *

ચાર ખાણ ચોરાસી લાખ, સૌમાં શ્રેષ્ઠ મનુષ્યની શાખ;
મનુષ્યા દેહે વિવેક વિચાર, સત સમજે તો ઉતરો પાર."

( રત્ન ૨: કીર્તન ૧૨૧ )

"માટીથી ઘટ ઉપજ્યો, તે માટી કહેવાય;
બ્રહ્મથી જગત્ ઉપજ્યું, તે બ્રહ્મમય સમજાય.

( રત્ન ૧:        )

અજ્ઞાનીને જગત ભાસે છે, જ્ઞાનીને મન બ્રહ્મ;
રણછોડદાસને ગુરુએ બતાવી દીધો મર્મ."

(રત્ન ૧:    )

આમ બ્રહ્મમાંથી 'જીવ, જગત્ અને ઈશ્વર'ની ત્રિપુટીનો કલ્પિત આવિર્ભાવ થાય છે; અને કલ્પનાતીત થતાં નિઃસંકલ્પ અવસ્થામાં બધું યે બ્રહ્મમાં સમાઈ જાય છે–તિરોહિત થાય છે. તેથી પરમાર્થ દૃષ્ટિએ વિચારીએ તો જગત્ છે જ નહીં; અને જો તે દશ્ય અને પ્રતીત થતું હોય તો તે વસ્તુમાં માત્ર કલ્પિત ભ્રમરૂપ કે મિથ્યા આવરણરૂપ છે. તેથી જ્યાં અજ્ઞાનીને જગત્ ભાસે છે, ત્યાં જ્ઞાનીને બ્રહ્મદર્શન થાય છે. આમ જ્ઞાની–અજ્ઞાનીની દૃષ્ટિમાં મહાન્ અંતર છે. જ્ઞાનીની દૃષ્ટિમાં સાગરમાં તરંગવત્ બ્રહ્મમાં આ નામરૂપાત્મક જગત્ દશ્ય અને પ્રતીત થાય છે. વસ્તુતાએ બ્રહ્મથી જુદું જગત્ છે જ નહીં. જેમ માટીમાં ઘટ, તંતુમાં પટ, જલમાં તરંગ, તેમ બ્રહ્મબ્રહ્માંડ એકરૂપ છે. આથી જ પિંડ એ એક ક્ષુદ્ર બ્રહ્માંડ છે. અને જે પિંડમાં છે તે બ્રહ્માંડમાં છે, પિંડાભિમાની 'જીવ' કહેવાય છે. અને બ્રહ્માંડાભિમાની 'ઈશ્વર' કહેવાય છે. વસ્તુતઃ જીવ, ઈશ્વર અને જગત્ બ્રહ્મરૂપ જ છે. આ બ્રહ્મસ્તંબપર્યંત જીવમાત્ર બ્રહ્મસ્વરૂપ હોવાથી નાનામોટાનો ભેદ કલ્પિત છે, વસ્તુગત નથી:—

"કોણ મોટું કોણ નાનું છે, આત્મસ્વરૂપે એક."

પંચીકરણની રીતિએ જીવ–અવસ્થાનું અથથી ઇતિસુધી વર્ણન કરતાં તેઓ કહે છે કે:—

"પંચ તત્ત્વનો સ્થૂલ દેહ છે રે, પૃથ્વી જલ તેજ પવનજી;
પોલાણરૂપે આકાશ છે, જાગ્રત્ અવસ્થા જેની તન:

સદા ચૈતનથી ચૈતન, દષ્ટા આતમ આનંદઘન જી.
પંચ પ્રાણ પંચ વિષયો રે, પંચ ઇન્દ્રિય બુદ્ધિ મન જી;
સત્તર તત્ત્વનો સૂક્ષ્મ દેહ છે, જેની અવસ્થા સ્વપન.
શૂન્યવત્ કારણ દેહ છે રે, સુષુપ્તિ અવસ્થા જાણજી,
સંકલ્પો સઘળા સમઈ ગયા, ગાઢ નિદ્રાનું પ્રમાણ—
શૂન્યમેં શૂન્ય સુખ માન, સાક્ષી સ્વરૂપ જુદું જાણજી.
ત્રણેયનો સાક્ષી તું રહ્યો રે, તુરીયાપદ જે કહેવાય જી—
તુરીયાતીત પદે જાય, જેની અકલિત કળાય;

—પરમાનંદ ઉભરાયજી (રત્ન ૪-કી૦ ૫૯).

આમ જીવમાત્રને સામાન્યતઃ જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ—એ ત્રણ અવસ્થા હોય છે; પણ જ્ઞાનીને તુરીય; અને બ્રહ્મવિદ્‌વરિષ્ઠને તુરીયાતીત અવસ્થા હોય છે. આથી જ શ્રુતિવચન છે કે—ब्रह्मविद् ब्रह्मैव भवति । બ્રહ્મવિદ્‌વરિષ્ઠ સગુણ બ્રહ્મ જ છે.

બ્રહ્મ, જીવ, જગત્ અને ઈશ્વિર સંબંધી તેમના સિદ્ધાંતોની આટલી મીમાંસા કરીને હવે આપણે તેમની વાણી ઉપરથી તેમના સિદ્ધાંતને સમરૂપ સાધનાની મીમાંસા કરીશું. તેઓ કહે છે કેઃ—સૌ સાધનોમાં યોગ અને જ્ઞાનનો સમન્વય સર્વોત્તમ છેઃ—

"ગગન મંડળમાં જ્ઞાની ખેલે, યોગજ્ઞાની તો નંબર પહેલે.
ૐ સોહંના બાજે ડંકા, અનહદ નાદ બજાવે બંકા;
ઉન્મુની દશાની રેલંરેલે, યોગજ્ઞાની તો નંબર પહેલે,
આતમજ્ઞાનમેં અખંડ ખેલે, યોગજ્ઞાની તો નંબર પહેલે.

(રત્ન; ૨; કીર્તન ૧૦૪)

પરંતુ અધિકાર વિના યોગ અને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. અધિકારીનાં લક્ષણો દર્શાવતાં તેઓ કહે છેઃ—

"દયાદીનના દેવ સ્વભાવ, ક્ષણિક સુખમાં સદા અભાવ;
શમ દમ સાધન સઘળાં કરે, વિવેક વિરાગાદિમા ભળે,
અધિકારી તું તેને જાણ, નરતનુ પામ્યો પરમાણ:
અડગ નિશ્ચયનું છે નિશાન, રણછોડ મળે તેને ભગવાન.
(રત્ન ૨, કીર્તન ૧૨૧).

* * *

## સાધના: અધિકાર અને ગુરુની આવશ્યકતા

યોગજ્ઞાન માટે મુમુક્ષુમાં આવાં દૈવી લક્ષણો અને પ્રબળ ઇચ્છા શક્તિ હોવાં જોઈએ. વળી યોગવિદ્યા અને બ્રહ્મવિદ્યા ગુરુગમ્ય હોવાથી અધિકારી મુમુક્ષુએ સદ્‌ગુરુને શરણે જવું જોઈએ :—

"રણછોડદાસ કહે ગુરુપ્રતાપે, જો સમજ તો તરે."
(રત્ન ૧, )

પોતાના સમાગમમાં આવનારને તેઓ જ્ઞાન, વિવિધ યોગ અને પરાભક્તિનો ઉપદેશ આપતા હતા. જ્ઞાનમાર્ગનું રહસ્ય સમજાવતાં તેઓ કહે છે કે :—

"તત્ત્વબોધથી તત્કાળ તો, "તત્ત્વમસિ" સમજાશે;
રણછોડદાસ કહે ક્રમે ક્રમે તો, તદાકાર થઈ જવાશે."
(રત્ન ૧, )

## (૧) જ્ઞાનયોગ

સારાંશ કે, આત્માના શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી કીટભ્રમર-ન્યાયે ક્રમે ક્રમે એટલે શુભેચ્છા, વિચારણા, તનુમાનસા, સત્ત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવિની અને તુરીયા—આત્માનુભવની આ સાત ભૂમિકાઓ ક્રમે ક્રમે ચઢતાં જીવને પૂર્ણપદની પ્રાપ્તિ થાય છે. આ પૂર્ણ-પદના સ્વાનુભવ સાક્ષાત્કાર માટે મુમુક્ષુએ પોતાના અંતઃકરણનું

પરિવર્તન કરવું જોઈએ. જેવા જેના મન, બુદ્ધિ અને ચિત્ત, તેવું તેનું અહં. જેવો રસ તેવો સ્વાનુભવ. માટે આત્મમાર્ગ પ્રવાસીએ યોગ, જ્ઞાન અને ભક્તિદ્વારા પોતાનાં માયિક મન, બુદ્ધિ અને ચિત્તને બ્રાહ્મી બનાવવાં જોઈએ. મન બ્રાહ્મી થતાં અહર્નિશ બ્રહ્મજપ થશે, બુદ્ધિ બ્રાહ્મી થતાં सोहं—ब्रह्मैवाहम्—હું આત્મા છુ એવો દૃઢ નિશ્ચય થશે અને ચિત્ત બ્રાહ્મી થતાં દામ કે ચામરસને બદલે હરિરસ પ્રિયતમ થશે. આમ અંતઃકરણની ત્રિપુટીમાં પરિવર્તન થતા નાનકડું "અહં" ब्रह्मैवाहं થઈ શ્રીહરિમાં લય પામશે અને આત્મસ્વરૂપ અનુભવગમ્ય થશે. તેથી સૌથી પ્રથમ રસવૃત્તિ ફર્યા કે ફેરવ્યા સિવાય તત્ત્વજ્ઞાનનો કશો જ અર્થ નથી. એ તો કેવળ શ્રમ છે—(श्रम एव हि केवलम्). માટે શ્રવણ, મનન અને નિદિધ્યાસનઆત્મસાક્ષાત્કાર માટે જીવનમાં ઓત પ્રોત વણાઈ જવાં જોઈએ.:—

"શ્રવણે સો ગણો ગણો લાભ છે, મનને સહસ્ર ગણો થાય;
નિદિધ્યાસને લક્ષગણો લાભ છે, ધ્યેયાકાર તો દિલ થાય."

(રત્ન ૨— )

## (૨) યોગમાર્ગ

આત્મસિદ્ધિ માટે યોગ્ય અધિકારીને તેઓ પંચવિધ યોગમાર્ગ (હઠ, રાજ, કુંડલિની, મંત્ર અને લય) પણ બતાવતા હતા. **રાજયોગનું** મર્મ સમજાવતાં તેઓ કહે છે કે:—

"ધારણા ધ્યાન સમાધિ કરવું, બ્રહ્મચર્ય નિત્ય પાળી;
આહારવિહારને નિયમિત રાખી, બેસો દૃઢાસન વાળી."

(રત્ન ૧:—)

પાતંજલયોગ સૂત્રાનુસાર અહીં કહેવામાં આવ્યું છે કે—પ્રત્યાહારથી મનને અંતર્મુખ, ધારણાથી સ્થિર, ધ્યાનથી તદાકાર અને સમાધિથી

તલ્લીન કરી મુમુક્ષુએ આત્માનુભવ કરવો જોઈએ—સ્વસ્વરૂપમાં અવસ્થાન પામવું જોઈએ. મનને અ-મન કરવું એ જ મુખ્ય મુદ્દાની વાત છે.

**કુંડલિની** તથા **હઠયોગનું** મર્મ સમજાવતાં તેઓ કહે છે :—

"ઉલટ ઉડાવો, ગગનમેં જાવો 'અલખજ્યોત રહી જાગી—
અંતરમાં ૐ સોહં ધૂન લાગી.
(રત્ન ૪: )

* * *

પકડો ૐ સોહંના દોર રે, શૂન્યશિખારગઢ ચડવા."
(રત્ન ૪: )

* * *

"નાભિથી ઊઠે ને સમાયે શૂન્યે, સોહં શબ્દની ધૂન રે."
(રત્ન ૩ )

* * *

ષટ્ચક્રોનું ભેદન કરો, અપાન ઊર્ધ્વ ચલાવો;
પ્રાણાપાન સમે શૂન્યમાં, ત્રિકુટી તાલ રે મિલાવો—
સુરતા લગાવો સાધુ શૂન્યમેં
(રત્ન ૧: )

* * *

ઈંગલા પિંગલા છોડી દઈને, સુખમનમેં જા ઠેર;
ચિત્તવૃત્તિનો નિરોધ કરીને, પહોંચો પ્રભુને ઘેર.
(રત્ન ૪: )

* * *

"મેં મસ્તાના યોગકા, લાગ્યો યોગનો કેડો રે—મારો ન્યારો નેડો રે.

આ અવતરણો ઉપરથી પ્રતીત થાય છે કે મનને અ-મન કરવા માટે અજપાજપની એટલે પ્રત્યેક શ્વાસોશ્વાસે પ્રણવના જપમાં કિંવા सोहं શબ્દમાં સુરતા રાખવાની પરમ આવશ્યકતા છે. सोहं શબ્દ નાભિથી ઊઠે છે અને શૂન્યમા એટલે સ્વરૂપમા સમાય છે. તેથી सोहं શબ્દ સાથે સુરતા રાખવાથી સ્વરૂપનું જ્ઞાન અને ભાન દૃઢ થાય છે અને અંતે ધ્યેયાકાર થવાય છે. વિશેષમાં તેઓ જણાવે છે કે મનુષ્યના શરીરમા સર્પાકારે રહેલી કુંડલિની નામની સુષુપ્ત શક્તિને જાગ્રત કરવા માટે ષટ્ચક્રોના ભેદનની આવશ્યકતા રહે છે.

**લયયોગનું** સ્પષ્ટીકરણ કરતાં પોતાની વાણીમા કહે છે કે:— જેમ રાજયોગ માનસિક ધ્યાન-ધારણાને પ્રાધાન્ય આપે છે, હઠયોગ જેમ પંચ પ્રાણને પ્રાધાન્ય આપે છે અને કુંડલિની યોગ ષટ્ચક્રભેદનને પ્રાધાન્ય આપે છે, તેમ લયયોગ ઘની ભૂતઅને એકીકૃત (Concentration) ચિત્તવૃત્તિને પ્રાધાન્ય આપે છે. લયયોગીએ મનનો લય બુદ્ધિમાં, બુદ્ધિનો ચિત્તમાં, ચિત્તનો અહંકારમાં અને અહંકારનો લય બ્રહ્મમાં-વસ્તુમાં કરવો જોઈએ એટલે સિદ્ધાવસ્થા પ્રાપ્ત થશે.

**મંત્રયોગનું** મર્મ સમજાવતાં તેઓ કહે છે કે ગુરુમંત્રના સમજપૂર્વક અને ભાવપૂર્વક જપદ્વારા આત્મસિદ્ધિ પ્રાપ્ત થાય છે. મહર્ષિ પતંજલિના સૂત્ર—" तज्जप: तदर्थभावनम् "નો ભાવ પણ આ જ છે. આ જપ ત્રણ પ્રકારનો ગણાય છે: ઉત્તમ **માનસિક**, મધ્ય **ઉપાંસુ** અને કનિષ્ઠ **મુખજપ** છે.

ઉપર પ્રમાણે પંચવિધ યોગમાર્ગ ઉપરાંત તેમણે નિર્ગુણ ભક્તિનો કિંવા પરાભક્તિનો માર્ગ પણ આત્માનુભવાર્થે દર્શાવેલો છે:—

" પ્રેમને તાંતણે પ્રભુ બંધાયેલા રે,
નિર્બંધ મહા બલવંત. "

(રત્ન:

"કૃષ્ણ સંગાતે લાગી તાળી, અષ્ટપ્રહર સુરત રહે ભાળી."

આવી ગોપી જેવી પ્રેમલક્ષણા પ્રભુભક્તિથી પણ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. પરમાત્મા અને આત્માનું એકરૂપ થઈ જવું તે પરાભક્તિની છેવટની હદ છે.

આમ યોગજ્ઞાની શ્રી રણછોડદાસ મહારાજ અધિકારાનુસાર ભક્તિ, યોગ અને જ્ઞાનનો ઉપદેશ આપીને અનેક મુમુક્ષુઓ ઉદ્ધારક હતા અને યોગી કોટિના અર્વાચીન સંત પુરષ હતા. ૐ

# શ્રી ગરીબદાસજી

( ઈ. સ. ૧૮૭૬–૧૯૫૬ )

## જન્મ અને ઉચ્ચ સંસ્કાર

શ્રી ગરીબદાસજીનો જન્મ કચ્છના કુકમા ગામમાં ઈ. સ. ૧૮૭૬માં થયો હતો. એમના પિતાનું નામ હરિદાસ ટાંક અને માતાનું નામ જાનબાઈ હતું. ગરીબદાસજીનું મૂળ નામ નાનજી હતું. ગુજરાતી ચાર ચોપડીનો અભ્યાસ કરીને તેમણે વાચન–લેખનનું સામાન્ય જ્ઞાન મેળવ્યું હતું. પિતાને ખેતીના કામમાં મદદ કરતા. એમના પિતા સંત–સમાગમના પ્રેમી હોવાથી એમને સાધુ–સંતોના સમાગમનો લાભ મળતો. પરિણામે નાનજીના હૃદયમાં રહેલા ત્યાગ, વૈરાગ્ય અને પ્રભુભક્તિના સંસ્કારો જાગી ઊઠ્યા. એમની વૃત્તિ દિનપ્રતિદિન ઈશ્વર-ભક્તિ તરફ વળવા લાગી. આથી એમને સંસારમાં જોડવાના હેતુથી એમના પિતાએ નાનપણમાં જ એમનું સગપણ કરી નાખ્યું. લગ્નના સુમુહૂર્તના સમય પહેલાં જ લાગ જોઈને એ ઘરમાંથી છટકી ગયા અને ઈશ્વરરામજી મહારાજના આશ્રમમાં પહોંચ્યા. હવે એમનાં લગ્ન કરવાનાં નથી, એવું સમજાવીને એમના સગાસંબંધીઓ એમને પાછા કુકમા તેડી ગયા, પણ એમનું દિલ હવે સંસાર ઉપરથી ઊઠી ગયું હતું.

## ગૃહત્યાગ, દીક્ષા અને તપસ્વી જીવન

એમને રાતદિવસ ઈશ્વરરામજીના સ્વપ્ન આવતાં હતાં. આથી વિ. સં. ૧૯૫૫ના આષાઢ સુદ ૧૫ ગુરુવારના દિવસે સવારના દશ વાગે શ્રી ઈશ્વરરામજીની સમાધિ ઉપર તેમણે દીક્ષા ધારણ કરી. દીક્ષા ધારણ કરતી વખતે એમને ગરીબદાસજી નામ આપવામાં આવ્યું.

ત્યારપછીથી તેઓ એક ગુફામાં રહીને એકાંત, અસંગ તપસ્વી જીવન ગાળતા અને માત્ર દૂધ ઉપર રહેતા. આમ એકાંતવાસ, ઈશ્વરસ્મરણ અને તપસ્વી જીવનથી તેમના અંતરનાં દ્વાર ખુલી ગયા. તેઓ પ્રબુદ્ધ થયા અને વાણી રચવા લાગ્યા. ઈ. સ. ૧૯૫૬માં તેઓશ્રી બ્રહ્મનિર્વાણ પામ્યા. એમના ભજનસાહિત્યથી એમનું નામ અમર છે. એમના જીવનની આટલી ઝાંખી કરીને એમની વાણી ઉપરથી એમના સિદ્ધાંત અને સાધનાની મીમાંસા કરીશું.

પોતાની વાણીમાં શ્રી ગરીબદાસજી કહે છે કેઃ—

## સિદ્ધાંત અને સાધના

આ સંસાર અસાર છે, માનવદેહ દુર્લભ છે. માટે આ તકનો લાભ લઈને મનુષ્યે પ્રભુપદની પ્રાપ્તિ કરવી જોઈએ. આ હેતુની સિદ્ધિ માટે કનક, કાંતા અને કીર્તિના મોહમાં નહીં પડતા મનુષ્યે બ્રહ્મવિદ્ ગુરુ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરી તે જ્ઞાનને સર્વાત્મભાવે સેવાદ્વારા આચરણમાં મૂકવું જોઈએ :—

(કચ્છના સંતો અને કવિઓ, પૃ. ૧૪૪–૪૮)

"માત, પિતા, સુત, બંધુ, દારા, સ્વારથકે યહ સારે રે;
અંત સમે જબ આઈ બને તબ, કૌન ઉગારન હારે રે?
રામભજન કર પ્યારે, મનવા! રામભજન કર પ્યારે રે.

*　　　*　　　*

"ખાનદાન ઔર ખલક છોડ કે, ખાક હી મેં ખપ જાય રે.
ઊઠ ખડા હો, જા સત્સંગ મેં, કયું ઘુસ બૈઠા ઘર મેં રે?
દેવનસે દુર્લભ તન પાકે, ગુણ ગોવિંદના ગાના રે,
દીન—દુઃખી અરથીકુ દેખી, અન્ન ઉદક દે દાના રે.
જર–જોરૂ–જોબન કો છોડી, અંત અકેલા જાના રે,
સંતપુરુષકી શરણે જાકે, કર જ્ઞાનામૃત પાના રે.

કુલ-કુટુંબ રૂપી કીચડ મેં, ગર્વ કરી નહીં ગચના રે,
દાસ 'ગરીબ' બ્રહ્મવિદ્ સદ્ગુરુકે, વચનામૃતકું અચના રે.

*  *  *

આપ હી આતમ રૂપ સનાતન, પૂજત હૈ જઈ પરકુ રે,
દાસ 'ગરીબ' તૂ ચેતન હો કે, જાચત હૈ કયું જડ કુરે?

તેઓશ્રીના જીવન ઉપરથી તેમ જ વાણી ઉપરથી સહજ સિદ્ધ થાય છે કે શ્રી ગરીબદાસજી એક આત્માનુભવી ઉચ્ચ કોટિના સંતપુરુષ હતા.

# પરમહંસ શ્રી હંસદેવજી

(ઈ. સ. ૧૮૫૦–૧૯૬૦)

## પંજાબમાં જન્મ; ગૃહત્યાગ; દીક્ષા; અને જીવનસાધના

ઈ. સ. ૧૮૫૦ના અરસામાં પંજાબમાં સાધુસેવામાં રત રહેનાર એક બ્રાહ્મણકુટુંબમાં પરમહંસ શ્રી હંસદેવજીનો જન્મ થયો હતો. બાર વર્ષની નાની વયે તેમણે ગૃહત્યાગ કર્યો હતો, અને અમૃતસરમાં કોઈ મહાત્મા પાસે દીક્ષા લીધી હતી. દીક્ષા લઈને આત્મસિદ્ધિ માટે ગુરુના આદેશ અનુસાર તેઓ હિમાલયમાં તપશ્ચર્યા કરવા ગયા હતા. અવધૂત-દશાની પ્રાપ્તિ માટે તેમણે તિતિક્ષાવ્રત લીધું હતું. અપ્રતિકાર-પૂર્વક અને ચિંતાવિલાપરહિત સુખદુઃખોનું સહન કરવું તેનું નામ 'તિતિક્ષા'. આ વ્રતધારીને અમુક ઘેર જ ભિક્ષા માગવાની હોય છે. ત્યાં ભિક્ષા ન મળે તો ઉપવાસ કરવો પડે છે. જેઓ આવા તિતિક્ષા વ્રતનું પાલન કરે છે, તેમને તે વ્રત અમુક અવધિપર્યંત પાલન કર્યા પછી અવધૂત તરીકે સંબોધવામાં આવે છે. શ્રી હંસદેવજી આવા અવધૂત-કોટિના સંત હતા. અવધૂત શ્રી હંસદેવે પોતાના જીવનનો મોટો ભાગ ઉઘાડા શરીરે, ઉઘાડા પગે, માત્ર કૌપિન ધારણ કરીને ઉત્તરાખંડના હિમાચ્છાદિત પ્રદેશમાં ગાળ્યો હતો. વર્ષા, ગ્રીષ્મ અને શીતની પરવા કર્યા વગર ખુલ્લા મેદાનમાં કે વૃક્ષની છાયા તળે, અર્ધ-અશને કે અનશને તેમણે વર્ષો સુધી તપશ્ચર્યા કરી હતી. વિશેષમાં હિમાલયથી માંડીને-ભારતવર્ષના પશ્ચિમ પ્રદેશમાં થઈ ઠેઠ કન્યાકુમારી સુધીનાં સર્વ તીર્થક્ષેત્રોમાં પર્યટન કરીને તેઓ પુનઃ હિમાલયમાં પાછા ફર્યા હતા. આ રીતે ભારતવર્ષના સર્વ તીર્થોમાં તેમણે ત્રણ વાર પરિભ્રમણ

કર્યું હતું. તેઓ ઘણુ કરીને નિર્જન સ્થાનમા વસ્તીથી દૂર રહેવાનુ વિશેષ પસંદ કરતા હતા. અલબત્ત, તેઓ લોકોના સમાગમમા આવતા, જગજ્જનોમાં રહેવા છતાં તેઓ જલકમલવત્ જન-સંસર્ગનો પાસ પોતાને લાગવા દેતા નહીં. આખું જગત્ એમને મન બેટા-બેટી જેવું હતું. તેઓ અહર્નિશ-બ્રહ્મદશામાં અલમસ્ત રહેતા હતા. પોતાના જીવન વિશે બહુ જ ઓછું બોલતા હોવાથી તેમના પૂર્વજીવન વિષે વિશેષ માહિતી મળવી દુર્લભ છે.

## હિમગિરિમાં 'કૈલાસાશ્રમ'; અને નર્મદાતટે ભરૂચમાં હંસદેવાશ્રમ—સિદ્ધસંતજીવન

હિમાલયમાં કૈલાસ પહાડ અતિ ઉત્તમ સ્થાનમાં આવેલો છે. ભાવિકોએ આ સ્થળે બાંધેલા કૈલાસાશ્રમમાં શ્રી હંસદેવજીએ નિવાસ કર્યો હતો. અહીં ઘણા સાધુઓ, સજ્જનો અને સન્નારીઓ તેમના સત્સંગ અને દર્શન માટે આવતા હતા. આ સ્થળે શ્રીમતી હેમલતા રૉય તેમના નિકટ પરિચયમાં આવ્યાં હતાં. તેમણે પોતાના 'કૈલાસપતિ' નામના બંગાળી પુસ્તકમાં આ કૈલાસાશ્રમ અને તેમાં નિવાસ કરતા અવધૂત શ્રી હંસદેવજીના જીવનનો બહુ સુંદર ખ્યાલ આપેલો છે. શ્રી રમણિક અ. મહેતાએ આ બંગાળી પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ કર્યો છે. પોતાના દર્શન-સમાગમ માટે આવતા મુમુક્ષુઓને મહાત્મા શ્રી હંસદેવજી બહુ જ સરળ ભાષામાં નાનાં મોટાં સૌ સમજી શકે એવાં બોધક આનંદદાયી ઉદાહરણો અને વાર્તાઓ કહીને આત્મજ્ઞાનનો બોધ આપતા. તેની દૃઢ છાપ શ્રોતાઓના હૃદય પર પડતી હતી. હિમાલયમાંથી ગુજરાતના શિષ્યોના આગ્રહથી તેઓશ્રી ગુજરાતમાં નર્મદાતટે આવેલા ભરૂચ શહેરમાં આવીને રહ્યા હતા. તેમનો "હંસદેવાશ્રમ" નર્મદા નદીના સામે તીર વસ્તીથી અલગ દૂર આવેલો છે. ત્યાં ઘણા ભાવિકો અને સાધકો તેમનાં દર્શન-સમાગમ માટે આવતા.

ભાવનાશીલ સજ્જનોના આગ્રહથી તેઓ ઘણે સ્થળે જતા હતા; પણ ઉત્તરાવસ્થામાં શરીર જરાગ્રસ્ત હોવાથી પોતે બહુ ઓછુ ફરતા; અને પ્રવાસમાં તેમના સંન્યાસી શિષ્યો અહર્નિશ તેમની સેવામા રહેતા. પાંચેક વર્ષ ઉપર તેઓ વલ્લભવિદ્યાનગરના ઉપકુલપતિના નિમંત્રણથી વિદ્યાનગર ગયેલા. ત્યાં તેમણે વિદ્વાન્ પ્રાધ્યાપકો, શિક્ષકો અને કોલેજોના વિદ્યાર્થીઓ સમક્ષ ટૂંકુ, બહુ જ બોધદાયક અને અસરકારક પ્રવચન કર્યું હતુ. તેમનુ શરીર પંજાબી હોવાથી તેઓ પ્રચંડકાય, તેજસ્વી ગૌરવર્ણ અને ભવ્ય આકૃતિવાળા કોઈ અલૌકિક અસાધારણ વ્યક્તિ છે એમ સહજ લાગ્યા વિના રહેતુ નહીં. સ્વરૂપાવસ્થાન સમયે તેમની ઉમ્મર ૧૧૧ વર્ષ ઉપરાંતની હતી. તેઓ બહુ જ થોડુ બોલતા. કઠોર તપશ્ચર્યા અને સતત આત્મચિંતનથી તેમનુ પ્રજ્ઞાચક્ષુ ખુલી ગયું હતુ. તેથી તેઓ સર્વમાં સર્વત્ર બ્રહ્મદર્શન કરતા, એટલું જ નહીં પણ પોતાના આશ્રમવાતાવરણમા તેમ જ પોતે જ્યા જ્યા જાય ત્યાં ત્યા સર્વત્ર પોતાની સર્વોત્તમભાવનાનું જ વાતાવરણ રચી દેતા. નાના મોટાં સૌને તેઓ આર્દ્રતા, ઉદારતા, અહિંસા, દયા, ક્ષમા, ધૈર્ય, સ્થૈર્ય, તિતિક્ષા અને વિવેક, વૈરાગ્ય તથા સંયમનો જ બોધ આપતા. તેમના બોધનો પ્રધાન સૂર એ છે કે માનવદેહ અતિશય જ દુર્લભ અને મહાન છે. માટે પ્રત્યેક નરનારીએ '**નરમાંથી નરદેવ**' થવા અને અંતે નરદેવમાંથી '**નારાયણ**' થવા હેડ સુધી પુરુષાર્થ કરવો જોઈએ. એમાં જ માનવજીવનની સફલતા રહેલી છે. શ્રી હંસદેવજીના જીવનની અલૌકિકતા એ હતી કે વાઘ, સિંહ, સર્પ જેવા હિંસક પ્રાણીઓ પણ તેમની સમક્ષ પોતાનો હિંસક સ્વભાવ તજી દેતાં અને નિર્વૈર-ભાવ ધારણ કરતા. આવા અનેક ચમત્કારિક પ્રસંગો શ્રીમતી હેમલતાએ પોતાના બંગાળી પુસ્તક 'કૈલાસપતિ'મા વર્ણવેલા છે. અહીં તો માત્ર અમે તેનો ઉલ્લેખ કરીને જ વિરમીએ છીએ. શ્રી હંસદેવજીએ ગુજરાતને પોતાનું વતન કિંવા ચિર નિવાસસ્થાન બનાવ્યું હતું. ગુજરાતમાં એમના હજારો

શિષ્યો છે. તેથી અમે તેમની ગણના અર્વાચીન ગુજરાતના સંતોમા કરેલી છે. ઈ. સ ૧૯૬૦ના એપ્રિલની ૧૯મી તારીખે તેઓશ્રી સ્વરૂપાવસ્થાન પામ્યા હતા. તેમની શિષ્યપરંપરા ચાલુ છે; પણ તેઓશ્રી અદ્વિતીય સંતપુરુષ હતા તેમનું સ્થાન ખાલી છે.

પરમહંસ શ્રી હંસદેવજીના જીવનની આટની ઝાખી કરીને તેમના ઉપદેશામૃતમાથી હવે આપણે તેમના જીવનસિદ્ધાન અને સાધનામાર્ગનુ દોહન કરીશું.

શ્રી હંસદેવજી દ્વૈત અદ્વૈતથી પર अजातवाद કિંવા પરબ્રહ્મવાદના હિમાયતી હતા–એમ તેમની વાણી ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે. તેઓ કહે છે કે :—

"દ્વૈતાદ્વૈત વસ્તુગત ખાલી ખેંચાતાન;
સકલ વ્યવસ્થા સ્વપ્નમેં, આગે મૌન મુકામ."

ભાવાર્થ કે, દ્વૈતાદ્વૈતનો જે પંડિતોમા વિવાદ થાય છે, તે અજ્ઞાનને લઈને છે. આત્માનુભવ થતાની સાથે સર્વમાં એક જ બ્રહ્મ પ્રતીત થાય છે; અને સર્વ વાદવિવાદ શમી જાય છે. કારણ એ છે કે, પરાત્પર પરબ્રહ્મ 'જ્યમત્યમ' અદ્દભ્દ છે, મૌન છે, મનવાણીથી અગોચર છે. તેથી ॐ–એક અનંતાદ્વૈત એ જ અંતિમ સત્ય છે. सर्वं खलु इदं ब्रह्म । એ શ્રુતિવચનમાં પ્રતિપાદિત આ બ્રહ્મવાદ છે, **એક જ પરમાત્મા સર્વ જગત્ અને સર્વ પ્રાણીની અંદર અને બહાર વ્યાપ્ત થઈ રહ્યો છે.**

(કૈલાસપતિ : પૃ. ૨૨૬)

**સિદ્ધાંત अजातवाद કિંવા પરમાત્મવાદ**

આત્મદષ્ટિએ જોતાં બધું જ બ્રહ્મ છે; અને નામરૂપાત્મક ભેદની ભ્રાતદષ્ટિએ જોતાં 'જીવ, જગત્ અને ઈશ્વર'ની ત્રિપુટીરૂપ આ અનંતભેદમય વિશ્વ છે. વિશ્વમા પ્રતીત થતો નામરૂપાત્મક ભેદ વસ્તુત:

મૃગજળવત્ છે, સ્વપ્નવત્ છે, શ્રન્યવત્ છે કોઈ પણ પદાર્થ, દશ્યમાન વસ્તુ પરમાત્માથી ભિન્ન નથી જેમ સોનાના અલંકારમાથી સોનાને બાદ કરીએ તો કંઈ અવશિષ્ટ રહેતુ નથી, તેમ વિશ્વમાથી બ્રહ્મને–વસ્તુને બાદ કરીએ તો બ્રહ્મથી અતિરિક્ત કંઈ અવશિષ્ટ રહેતુ નથી સચરાચર વ્યાપ્ત એક અદ્વિતીય પરબ્રહ્મ જ અસ્તિત્વનુ સાચુ તત્ત્વ છે, સત્ત્વ છે, તેથી જ્ઞાની નામરૂપાદિનો બાધ કરીને સર્વમા સર્વત્ર, સર્વદા, સર્વથા એક માત્ર બ્રહ્મનુ જ દર્શન કરે છે, માત્ર મૂર્ખ લોકો નામરૂપને લઈ વિવાદ કરે છે:—

"યહ જગત્ હરિકો રૂપ હય, હરિરૂપ નજરે આય
જો દ્વિતીય મનમે ધરે, ભય તહીં વેદ બતાય."

(કૈ૰ પૃ ૩૨૨)

સારાશ કે, આ જગત્ હરિનુ રૂપ છે, જગતરૂપ જગદીશ છે જે મનુષ્ય મનમા દ્વૈતભાવ ધારણ કરે છે તેને જ વેદ ભય બતાવે છે જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ છે (કૈ૰ પૃ ૩૧૧–૧૨) વસ્તુત જીવાત્મા પરમાત્માથી ભિન્ન નથી માયાને લઈને જે ભેદ દેખાય છે–તે દૂર કરો તો સચરાચર બ્રહ્મ સિવાય બીજુ કંઈ જ નથી પ્રવાહિની ગંગા અને પાત્રમા રાખેલા ગંગાજળમા ભેદ નથી જે કંઈ મધ્યવર્તી ભેદ છે તે પાત્રને લઈને છે, વસ્તુગત નથી તેમ અહંતા–મમતા રૂપી ઘરને ભાગી નાખો એટલે ગંગુ એકાકાર થઈ જશે પોતે જોતા પૂર્ણબ્રહ્મ છે, અને ભાતે જોતા મન અને પદાર્થોનુ (mind & matter)નુ આ વિશ્વ છે વસ્તુત બધુયે બ્રહ્મ છે **વિશ્વ અને વસ્તુ** બાબત શ્રી હંસદેવજીનો આવો મૌલિક સિદ્ધાંત છે (કૈ૰ પૃ–૨૦)

## આત્મસિદ્ધિ માટે સાધનામાર્ગ

આ સિદ્ધાતને સમરૂપ આત્માનુભવ માટે તેમણે ચતુષ્પદી માર્ગ

કિંવા મુખ્ય ચાર ઉપાય બનાવેલા છે:—(૧) સત્સંગતિ; (૨) દાન્તિ (શમ-દમ); (૩) આત્મવિચાર; અને (૪) સંતોષ, આ ચારમાંથી જો એકનું કોઈ દઢતાથી અવલંબન કરે, તો બીજા ત્રણ સહજમા આવે છે. તેઓ કહે છે કે, સામાન્યરીતે મનનું વલણ બહિર્મુખી અને બહુ-મુખી વિષયો તરફ હોય છે. મનને અવલંબન વિના ચેન પડતું જ નથી. તેથી તેને કંઈ આધાર કે અવલંબન જોઈએ. તેઓ કહે છે કે:—

"યદ્યપિ અવલંબન વિના, મનમુષા મુરઝાય;
વિષય ગ્રહે વિપરીત ફલ, નિજરૂપ ગ્રહે સુખદાય."

સારાંશ કે, વિષયના અવલંબનથી જીવ લખ–ચોરાસીના ફેરામાં પડે છે. માયાની મધલાળથી કોણ ધરાયું છે? આ ભવબંધનમાંથી મુક્ત થવું હોય તો મનનું અવલંબન–અધિષ્ઠાન બદલવું જ જોઈએ. સંત અને સંસારીનો માર્ગ ઉલટો છે. વિષયના અવલંબનથી ભવબંધન છે; પણ જો નિજરૂપ આત્માનું અવલંબન સત્સંગ અને ગુરુગમદ્વારા જીવને પ્રાપ્ત થાય તો માનવ ભવસાગર તરી જાય છે, જીવ સ્વયં સચ્ચિદાનંદ બની જાય છે.

## ષટ્સંપત્તિ દ્વારા ચિત્તશુદ્ધિ

ખરું કહીએ તો, આત્માનુભવમાં બાધક મન અને તેના ષડ્રિપુઓ છે:—કામ, ક્રોધ, લોભ, હિંસા, મોહ અને અહંકાર. માટે દાન્તિ એટલે શમદમથી–સંયમથી આ ષડ્રિપુઓ ઉપર વિજય મેળવવો જોઈએ. કામનું વસ્તુ વિચાર દ્વારા, ક્રોધનું ક્ષમા દ્વારા, લોભનું સંતોષદ્વારા, હિંસાનું પ્રેમ દ્વારા, મોહનું વિવેક દ્વારા, અને અહંકારનું આત્મવિચાર અને નિરભિમાન દ્વારા દમન કરવું જોઈએ; અને આવા દૈવી ગુણો કે ષટ્સંપત્તિ દ્વારા ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરવી જોઈએ. મનને સાત્ત્વિકશુદ્ધ કર્યા વિના તેમાં તત્ત્વજ્ઞાન ટકતું નથી; અને શુદ્ધ ચિત્તને એકાગ્ર કરવા માટે

સતત બ્રહ્મચિંતનની આવશ્યકતા રહે છે. શુદ્ધ અને એકાગ્ર ચિત્તમાં જ આત્મજ્યોતિ કિંવા બ્રહ્મરવિનો ઉદય થાય છે. આત્મોદય થતા સર્વ અજ્ઞાનનો, સર્વ વાસનાઓનો નાશ થાય છે અને આત્મજ્ઞાન દઢ થાય છે. यदा दृढं तदा मोक्षः । એ સૂત્રાનુસાર આત્મજ્ઞાન દઢ થતા જીવ પરમ સંતોષ અનુભવે છે અને જીવનમુક્ત દશાનો સ્વાનુભવ થાય છે. આ રહસ્ય સમજાવતાં તેઓ કહે છે કે:—

"અંતર્મુખવૃત્તિ વિના, હોય ન અંતઃસુખ;"

* * *

"બાહ્યવૃત્તિસે જાત નહિ, અંતરમનકો દુખ."

* * *

"વિષયચિંતન વિપરીત ફલ, સ્વરૂપ ચિંતન સુખદાય."

* * *

સતત બ્રહ્મ અભ્યાસતે, મલવિક્ષેપકો નાશ;
જ્ઞાનદઢ નિર્વાસના, જીવનમુક્તિ પ્રતિભાસ.

(કે. પૃ. ૧૦; ૧૮૯ અને ૨૦૬).

સારાંશ કે, આત્મસિદ્ધિ માટે મનના ત્રિદોષમલ, વિક્ષેપ અને આવરણ ગમે તે પ્રકારે ટાળવા જ જોઈએ. આ હેતુની સિદ્ધિ માટે સત્સંગ, શમ-દમ, જપ-તપ કિંવા વૈરાગ્ય, આત્મધ્યાન અને આત્મજ્ઞાન આવશ્યક છે. જીવને ચિરકાળ સુધી શરીરરૂપી પુરમાં વસાવનારી-પુરંજન બનાવનારી વાસના જ છે. તેથી ચિત્તમાંથી સમૂલ સબીજ વાસનાનો ઉચ્છેદ થાય નહીં, ત્યાં સુધી જીવ ભવચક્રમાંથી કદીયે મુક્ત થાય નહીં. પણ મનરૂપી પંખી વિષયવાસનામાં ત્યાં સુધી જ ઉડતું ફરે છે કે જ્યાં સુધી તે આત્મજ્ઞાનરૂપી શકરાબાજની ઝપટમાં આવ્યું નથી.

મનનું આત્મામાં શમન થતાં બધી જ વાસનાઓનો અંત આવે છે, મન અ-મન થાય છે; અને જીવ પોતાનું અસલ આત્મસ્વરૂપ, નિજરૂપ પ્રાપ્ત કરે છે અને નિજાનંદમાં મગ્ન બને છે. આમ આત્મસિદ્ધિ માટે તેઓશ્રી **અપરોક્ષ આત્મજ્ઞાનને** જ વિશેષ મહત્ત્વ આપે છે.

પરંતુ સામાન્યજનો માટે તેમણે પ્રેમનો મહામાર્ગ પણ પોતાની વાણીમાં દર્શાવ્યો છે. મનવાણીને અગોચર એવા અત્યંત દૂર આત્માનો અનુભવ દુઃસાધ્ય છે—અસાધ્ય છે—એવા પ્રશ્નના ઉત્તરમાં તેઓ કહે છે કે :—

"જળમાં વસે કુમુદિની, ચંદ્ર બસે આકાશ;
જો જાહુકે મન બસે, સો તાહુકે પાસ."

(કું૦ ૨૩૪)

સારાંશ કે, કુમુદિની પૃથ્વી પર જળમાં વસે છે અને ચંદ્ર ઘણે ઉંચે ગગનમાં વસે છે; પણ કુમુદિનીને ચંદ્ર ઉપર એટલો બધો ભાવ છે કે જ્યારે ચંદ્રોદય થાય છે ત્યારે કુમુદિની ખીલી નીકળે છે. આમ જે જેના હૃદયમાં વસે છે, તે તેની પાસે જ છે. આમ પરમતત્ત્વ, બ્રહ્મ દૂર હોવા છતાં હૃદયમાં પ્રેમભાવથી જો તેનું આકર્ષણ કરવામાં આવે તો પ્રેમીને માટે તે દૂર નથી, પણ નિજરૂપ છે. तद्दूरे तद्वत् अंतिके—આ શ્રુતિવચનમાં આ જ ભાવ રહેલો છે તેથી ગોપી જેવી અનન્ય પ્રીતિભક્તિથી પણ આત્માનુભવ સહજમાં પ્રાપ્ત કરી શકાય છે. માત્ર શુભેચ્છામાંથી પ્રકટેલા વૈરાગ્ય અને અભ્યાસનું બળ મુમુક્ષુમાં હોવું જોઈએ. પ્રથમ શ્રદ્ધા, શ્રદ્ધામાંથી ભક્તિ, ભક્તિથી વિવેક, વિવેકથી વૈરાગ્ય, વૈરાગ્યથી સંતોષ, સંતોષથી શાંતિ, શાંતિથી જ્ઞાન અને જ્ઞાનથી મુક્તિનો લાભ થાય છે. આમ પરાભક્તિ અને આત્મજ્ઞાન—બન્ને માર્ગનો અધિકારનુસાર તેઓ ઉપદેશ આપતા હતા. તેઓશ્રીના ઉપદેશની ખરી ખૂબી એ હતી કે આત્મજ્ઞાન જેવા અતિગહન વિષયનું મર્મ તેઓ અનેક દૃષ્ટાંતો વડે ઘણી

જ સરળ રીતે સમજાવતા હતા; અને મોહવશ જીવને મોહમાંથી છોડાવતા હતા. ખરું તો એ જ છે કે મોહમાંથી છોડાવે તે જ મહાત્મા.

ઉપર વર્ણવેલા તેઓશ્રીના અવધૂત જીવન ઉપરથી તેમજ તેમના સિદ્ધાંત અને સાધનામાર્ગ ઉપરથી નિઃસંશય પ્રતીત થાય છે કે પરમહંસ શ્રી હંસદેવજી એક સિદ્ધ અને અવધૂતકોટિના આધુનિક ગુજરાતના અગ્રગણ્ય આત્માનુભવી સંતપુરુષ હતા.

---

# શ્રીરંગ અવધૂત

(ઈ. સ. ૧૮૯૯–વિદ્યમાન)

## બાળવય-વિદ્યાભ્યાસ; ગુરુસમાગમ અને ગૃહત્યાગ

ઈ. સ. ૧૮૯૯માં વડોદરા જીલ્લામાં આવેલા ગોધરામાં શ્રીરંગ અવધૂતનો (મૂળનામ-પાંડુરંગ) જન્મ થયો હતો. તેમના પિતા વિઠ્ઠલ ભટ્ટજી વિઠોબાના પરમ ભક્ત હતા અને તેમની માતા રુક્મિણી પરમ સાધ્વી પતિવ્રતા સ્ત્રી હતી. પિતા વિઠ્ઠલભટ્ટજી અને માતા રુક્મિણીનું દિવ્ય બાળક તે જ "પાંડુરંગ". તેમને નારાયણ નામનો એક નાનો ભાઈ હતો. આ બન્ને બાળકોની બાલ્યાવસ્થામાં જ પિતા મૃત્યુ પામ્યા હતા. આથી આ બન્ને બાળકોને ઉછેરી કેળવવાનો બોજો માતાજી ઉપર આવી પડ્યો હતો. ધૈર્ય અને સ્થૈર્ય રાખી માતાજી બન્નેને કેળવતાં હતાં. આઠ વરસની ઉમ્મરે પાંડુરંગને ઉપનયન સંસ્કાર કરાવી માતાજી તેમને નરસોબાવાડીએ દેવદર્શન માટે લઈ ગયાં. અહીં શ્રી પાંડુરંગને પોતાના ઈષ્ટ ગુરુદેવ શ્રી વાસુદેવાનંદ સરસ્વતી સ્વામીમહારાજનો ભેટો થયો. પાંડુરંગને જોતાં જ ગુરુદેવ બોલ્યા કે–આ બાલક તો અમારો છે. કેમરે છોરા, તું કોનો? તરત જ બાળકે કહ્યું કે–"આપનો જ." ગુરુચરણમાં વંદન કરતાં જ પાંડુરંગે તેમને પોતાના ઈષ્ટગુરુદેવને સ્થાને અંતરમાં સ્થાપ્યા અને ગુરુદેવે તેમનો સ્વીકાર કર્યો. આમ ગુરુદર્શન થતાં જ પાંડુરંગનું અંતઃકરણ બદલાઈ ગયું–તેમનું હૈયું હરિરંગી બન્યું. ગુજરાતના ખૂણેખૂણાને **દત્ત ઉપાસનાથી** રંગવાનો ગુરુદેવનો તેમને આદેશ હતો. આ કાર્ય માટે તત્પર થવાની તેમની મહેચ્છા હતી અને ગુજરાત વિદ્યાપીઠની સ્નાતકની ઉપાધિ તેમણે પ્રાપ્ત કરી. પોતાના

નાનાભાઈ નારાયણ અભ્યાસ પૂર્ણ કરી ગૃહભાર તથા માતાની જવાબદારી સંભાળી શકે એવા થાય એની તે રાહ જોતા હતા ભાઈ તત્પર થતા જ પાંડુરંગ પોતાના માજીને સમજાવીને તેમની શુભાશિષ સહ પોતાના જીવનકાર્યની સિદ્ધિ અર્થે ઘર છોડી ગયા

## નર્મદા-પરિક્રમણ: નારેશ્વરમાં તપશ્ચરણ; અને જંગલમાં મંગલ

દિવ્ય પ્રેરણાથી એકમો આઠ દિવસમા ગૃહત્યાગ પછીથી તેમણે નર્મદાની પરિક્રમા કરી. સંવત ૧૯૮૧ના માગશર માસમા નારેશ્વરના શિવાલય પાસે આસન નાખ્યું. ત્યા શિવાલય સન્મુખ આવેલા એક લીમડાના ઝાડ નીચે તેમણે તપશ્ચર્યા આદરી. શ્રી પાંડુરંગ નારેશ્વરના તપોવનમા આવ્યા ત્યારે બાહ્ય દૃષ્ટિએ આ ગાડા અને ફાફડાની ભયંકર ભૂમિ હતી. ત્યા નિર્જન નિબિડ અરણ્ય હતુ અને નજીક નર્મદાકિનારે શબોનુ દહન અને દફન થતુ હતુ. અહીં પાચ ગામનું સ્મશાન લાગતુ હતું, પણ આ સ્થાનની અજાયબી એ હતી કે આ સ્થાને સહજ વેરી પ્રાણીઓ (દા૦ મોર અને સર્પ) પણ નિર્વૈર ભાવે હરતા ફરતા. તેથી બાહ્ય દૃષ્ટિએ ભયંકર લાગતી પણ અંતર્દૃષ્ટિએથી જોનાર શ્રી રંગ અવધૂતને મન આ દિવ્યભૂમિ હતી. તેથી આ સ્થાને જ શ્રી અવધૂતે આત્મસિદ્ધિ માટે ભગીરથ તપશ્ચર્યાનો આરંભ કર્યો. શ્વાસે શ્વાસે દત્તનામ स्मर आमन् । આ એમનો જીવનમંત્ર હતો દેહ અને દુનિયાદારીની પરવા કર્યા વગર અહીં તેઓ હરદમ પ્રભુભજન કરતા, અને મરાઠી ગ્રંથોનું સંશોધન કરીને શ્રી ગુરુલીલામૃતનો ગ્રંથ ગુજરાતીમા લખતા તેમની आर्त्तप्रार्थना અને दत्तप्रार्थनाद्वादशकम् ઉપરથી એમ જણાય છે કે આ સમયમા તેમને દત્ત ભગવાનના સાક્ષાત્ દર્શન થયા હશે આમ દત્તદર્શન બાદ તેઓશ્રીના પરિચયમા આવનાર સૌ કોઈ એમનાથી પ્રભાવિત થયા વિના રહેતાં જ નહીં. તેમની કઠોર સાત્ત્વિક સાધનાના પ્રભાવથી પૂર્વે

જ્યાં ભયંકર જંગલ હતુ, ત્યા આજે બધું મંગલમય બની ગયું છે. નારેશ્વરનું તપોવન આજે તો ભવ્ય મકાનોવાળુ અને હજારો કિંવા લાખો માનવીઓના શ્રદ્ધાભક્તિભર્યા ધસારાવાળું એક અલૌકિક યાત્રાધામ બની ગયું છે! શ્રી રંગ અવધૂતની તપોભુમિનું આ પરિવર્તન એક સ્વપ્નાની માયા જેવું લાગે છે, પણ આ સત્ય ઘટના છે. પોતાના નાના ભાઈ નારાયણનું અવસાન થતાં પોતે માતુશ્રીને નારેશ્વરાશ્રમમાં પોતાની પાસે રાખ્યાં છે. નારેશ્વર આશ્રમના વિકાસ અને વિસ્તાર માટે માતુશ્રીને બધો યશ ઘટે છે.

## અદ્‌ભુત લીમડો અને શ્વાનસમાધિ

આ નારેશ્વર આશ્રમમાં ભગવાન બુદ્ધના બોધિવૃક્ષ જેવો લીમડો આપણું ખાસ ધ્યાન ખેંચે છે. જાણે કે કોઈ યોગભ્રષ્ટ જીવાત્મા ન હોય એમ શ્રી અવધૂતની સેવા કરવા માટે અંતશ્ચેતના પ્રાપ્ત થતાં આ પ્રચંડકાય લીંબડો છેક નીચો નમી ભૂમિચુંબન કરી રહ્યો છે! વળી એક મૂક સેવક 'બુચિયો' નામનો શ્વાન પણ અહીં અવધૂતાશ્રમની મૂકભાવે સેવા કરતાં કરતાં મૃત્યુ પામ્યો છે. તેની આ આશ્રમમાં એક શ્વાનસમાધિ પણ જોવામાં આવે છે. આમ જડ–ચેતન–સર્વ ઉપર શ્રી અવધૂતનો પ્રભાવ અહીં દૃષ્ટિગોચર થાય છે. ભગવાન શ્રી રમણ મહર્ષિ અને મહર્ષિ અરવિંદના આશ્રમોના સંબંધમાં પણ આવી વાતો પ્રચલિત છે. આર્ય ઋષિઓના તપોવનની આ[illegible]લૌકિકતા છે

અર્થ તેમણે સંસ્કૃત તથા ગુજરાતીમાં ઘણું સાહિત્યસર્જન કર્યું છે સાહિત્યમાં સુવિખ્યાત કાકા કાલેલકર ની માફક પોતે દક્ષિણી હોવા છતાં ગુજરાતી ભાષા પર તેમનો પ્રભુત્વ અદ્ભુત છે કોઈ જોઈને પ્રસંગરૂપે લખી મોકલેલા ભજનોમાંથી તેમના ૩૪૫ જેટલા ભજન "અવધૂતી આનંદ" નામના ગ્રંથમાં પ્રસિદ્ધ થયા છે આમાંથી તેમના ૬૦ ભજન ઉપર તેમના ભક્ત શ્રી જમિયતરામ નરભેરામ અધ્વર્યુએ વિસ્તારભર્યું ભાષ્ય રચ્યું છે આ ગ્રંથ અવધૂતવાણી સમજવા માટે ચાવી રૂપ છે શ્રી અવધૂતે સંસ્કૃતમાં પણ ઘણાં કાવ્યો અને સ્તોત્રો રચ્યાં છે તેમાં रङ्गहृदयम्, पत्रगीता અને अक्षरगीता મુખ્ય છે મરાઠી ગ્રંથ श्रीगुरुचरित्र, (કર્મકાંડ), श्रीगुरुमूर्तिचरित्र (ઉપાસનાકાંડ), અને दत्तपुराण (જ્ઞાનકાંડ)—આ ત્રણના આધારે તેમણે ગુજરાતીમાં એક અદ્ભુત 'ગુરુલીલામૃત' ગ્રંથ રચ્યો છે આમ ગ્રંથસ્થ વાઙ્મય દ્વારા તેમજ પોતાના પ્રત્યક્ષ ઉદાહરણથી અધિકારાનુસાર સગુણ તથા નિર્ગુણ દત્તોપાસનાનો ગુજરાતની જનતાને તેઓશ્રી ઉપદેશ કરી ગયા છે તેઓશ્રી જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં ગુરુ દત્તનું જ વાતાવરણ ખડું થઈ જતું હોય છે અને "અવધૂત" ઉપનામ પણ શ્રી દત્તોપાસનાને અનુલક્ષીને જ તેમણે ધારણ કર્યું છે "દત્તબાવની"—એ આમજનતા માટે એમનું અતિ સુવિખ્યાત દત્તસ્તોત્ર છે.

### સંતજીવન અને જગત્ સુહૃદ

શ્રી રંગ અવધૂતને ઉદ્દેશીને સ્વ. કવિ ઝવેરચંદ મેઘાણીએ કહ્યું છે કે—' નારેશ્વરના તટધામ પર હમણાં ' રંગ અવધૂત ' નામના પુરુષે નવું તીર્થક્ષેત્ર ગાજતું કર્યું છે. દત્તલગની લાગવાથી તે રેવાતટે આવીને બેસી ગયા છે. એમણે બે બાબતો કરી છેઃ એક તો ગુજરાતી ભાષામાં મીઠી કવિતા રચી રહ્યા છે અને બીજું એમણે લોકમેળો ચાલુ કર્યો છે. દત્તજયંતીના મેળામાં હજારો લોકો આવે છે અને ભાવિકો પાંચ-૭ દિવસ સુધી કાવ્યમય જીવન ગાળે છે, કારણ કે દરેકના મુખ પર દત્તધૂન, દત્તાષ્ટક, દત્તબાવની કે રંગભજનનું ગાન ચાલતું જ હોય છે. તેઓશ્રી પોતાને "જગતસુહૃદ" માને છે; અને તેથી તેમની પાસે સર્વ કોટિના ભક્તો-આર્ત જિજ્ઞાસુ વગેરે તેમનાં દર્શન-સમાગમ માટે આવે છે અને દવા કે દુવાની યાચના કરે છે. તેઓ બોલે છે બહુ જ ઓછું, પણ તેમની કૃપાદૃષ્ટિથી અને તેમણે દર્શાવેલા ઉપચારથી ઘણાનાં દુઃખદર્દ મટે છે. આથી ગુજરાતની જનતામાં તેમની ખ્યાતિ ખૂબ જ ફેલાયેલી છે. વર્તમાન ગુજરાતમાં એમના જેટલું લોકહૃદયમાં સ્થાન પામનાર કોઈ ભાગ્યે જ સંત હશે. વિદ્વાન શાસ્ત્રીઓ, પંડિતો અને પ્રાધ્યાપકોએ ભક્તિભાવથી અનેક 'રંગપ્રશસ્તિઓ' લખેલી છે; અને તેમના અનુયાયીઓ તેમને નિર્ગુણ દત્તના સગુણ અવતાર માની પૂજે છે.

શ્રી રંગ અવધૂતના સંતજીવનની આટલી ઝાંખી કરીને હવે આપણે તેમના 'સિદ્ધાંત' 'અને સાધનામાર્ગ'ની વિચારણા કરીશું.

શ્રીરંગ અવતધૂના સાહિત્યનું દોહન કરતાં સ્પષ્ટ પ્રતીત થાય છે કે, ગુરદત્તની અવધૂતગીતામાં પ્રતિપાદિન અજાતવાદ કિંવા પરબ્રહ્મવાદ-એ જ એમની વાણીનું મૂલ તત્ત્વ છે. અજાતવાદમાં એક અનંનાદ્વૈત પરબ્રહ્મ સિવાય બીજું બધું યે શૂન્યવત્ ગણાય છે કે મધ્યવ્યક્ત ગણાય છે. જે આદિ, મધ્ય અને અંતમાં ન હોય તે 'મધ્યવ્યક્ત' હોવા છતાં

વસ્તુતઃ તેને શૂન્યવત્ ગણવામાં આવે છે. વસ્તુતઃ અહં ઇદં બધુંયે બ્રહ્મ છે. (सर्वं खलु इदं ब्रह्म)—આ અજાતવાદ તેઓશ્રી પોતાના ભજનમાં કહે છે કેઃ—

" પાણી અંબુ જલવારિઆપમાં, નામ વિના નહીં ભેદ;
બાષ્પ બરફરૂપે જુદા પણ, અંત વારિ સહુ એક. ભજો૦

સ્ત્રીપુમાન નપુંસક કહાવે, દેવી દેવ પરબ્રહ્મ;
લિંગ થકી લિંગી જુદો એ, સચ્ચિદ્‌રૂપે ૐ. ભજો૦

નામરૂપનો સકલ પસારો, માયાનો દરબાર;
માયી દરબારી ન્યારો છે, ખેલે અંદર બહાર.
ભજો શું મૂરખ ભૂત અનેક?

આદિ અંતમાં અર્ક બિરાજે, મધ્યે મગૃજળ તૂન;
દેખી મૃગલાં દોડે અંધાં,' જ્ઞાની પરખે ભૂત! ભજો૦

ખેલ સમેટે આપ ખેલાડી, ખેલે ઇચ્છા સાર;
રંગ નાટકી નટવર ખેલે, નામરૂપ મોઝાર. ભજો૦

( અવધૂતમસ્તી ભ૦ ૧૪ )

* * *

અજાત નહોતો ના ટરી, મધ્યે કેવળ ભાસ;
આદિ અંતમાં એક તું, રંગ સ્વયં પ્રકાશ.

( અવધૂતીમસ્તી ભ૦ ૧૮ )

* * *

" રજ્જુભુજંગમસમ વિશ્વભ્રાંતિ બધી, આદિમધ્યાંત પરિબ્રહ્મ ભાસે "

* * *

આ ભજનો ઉપરથી સ્પષ્ટ થાય છે કે—

સર્વમાં સર્વદા સર્વત્ર સર્વથા રહેલું બ્રહ્મ જ આપણું ધ્યેય,

ઉપાસ્ય અને લક્ષ્ય હોવું જોઈએ. એ સિવાય અન્ય દેવદેવીઓની ઉપાસના એ મૂઢતા છે. એક સત્યાક, બાકી બધું ભાસમાન હોવા છતા શૂન્યવત્ છે–નહિવત્ છે, કારણકે વસ્તુમા મધ્ય વ્યક્ત હોવાથી તત્ત્વદૃષ્ટિએ અસત્ છે. આથી 'જીવ, જગત્ અને ઈશ્વર'ની ત્રિપુટી મધ્યવ્યક્ત હોવાથી મનકલ્પિત છે; વસ્તુતઃ પારમાર્થિક દૃષ્ટિએ નથી–અજાત છે.

પોતાની પત્રગીતા અને અક્ષરગીતામા તેઓશ્રી આ જ વાતનું સ્પષ્ટીકરણ કરે છે:—

एकमेव अद्वितीयं तत् नान्यत् किंचित् ततः परम् ।
एकधा बहुधा भाति, नामरूपादिभेदतः ॥

(અક્ષરગીતા-૪)

* * *

क ध्यायेत् कं वदेत् साधो, मनः के हिएव वेशयेत् ।
अन्योवाचो विमुचेत, कं सर्वत्र विभावयेत् ॥

(સારાંશ કે—કં=પરબ્રહ્મ. હે સાધુ, બ્રહ્મધ્યાન ધરવું, બ્રહ્મગાન કરવું અને મનને બ્રહ્મલીન અનુભવવું. બ્રહ્મભાવ ધારણ કરવાથી જ પરમપદની પ્રાપ્તિ થાય છે.)

* * *

"આદ્યંતે નિર્મલ એક; ભાસે તૂત વચ્ચે છેક."

(પત્ર૦ ૨-૨૩)

* * *

છતા પ્રગટ ભાસે ગુપ્ત, દ્વૈત માહે જે અદ્વૈત.

(પત્ર૦ ૧૨-૧૩)

સારાંશ કે—કલ્પિત નામરૂપના પર્દા નીચે ઢંકાયેલું એક અનંતાદ્વૈત પરબ્રહ્મ જ આદિ, મધ્ય અને અંતમાં છે, છે અને છે. તેથી નામરૂપોનો

પર્દો ભેદીને નિજરૂપ પરમતત્ત્વને જાણવુ અને પામવુ-એ જ માનવ જીવનનુ અંતિમ ધ્યેય છે એમા જ કૃતકૃત્યતા જ્ઞાતજ્ઞાતવ્યતા અને પ્રાપ્તપ્રાપ્તવ્યતા રહેલી છે આ મરમમા ભાસતુ વિશ્વ વસ્તુત બ્રહ્મરૂપ જ છે, કારણ કે એકડા વિના (બ્રહ્મતત્ત્વ) મીડાની કશી જ કિંમત નથી

આ પરમાત્મા કિંવા આત્માના અનુભવ માટે શ્રી અવધૂત કહે છે —

આ પરમતત્ત્વ મનવાણીથી અતીત છે—પર છે તેથી શબ્દજ્ઞાન કે શુષ્ક તર્કબુદ્ધિ તેનો પાર પામી શકે નહીં તેથી આ સિદ્ધિ માટે સાધકે પોતાના મૂઢ મનને એકાગ્ર અને સંસ્કૃત કરવુ જોઈએ અને પછી સંસ્કૃત-સાત્વિક મનને અ-મન કરવુ જોઈએ —

"મૂળ સંસારનુ મૂઢ મન માંકડુ, વિષયવૃક્ષે ભમે સ્વૈર ઘેલુ"

(અવધૂતીમસ્તી ભ ૧૬)

બહુમુખી અને બહિર્મુખી મનનો નિગ્રહ કરવા માટે,
મનમારણ માટે શાસ્ત્રોમા—હઠયોગ, રાજયોગ,
મંત્રયોગ, લયયોગ, વ્રત, જપ ઈંદ્રિયદમન,
ધ્યાન, એક ને એક જ અભ્યાસ, તીવ્ર વૈરાગ્ય,
નાદાનુસંધાન, ગુરુકૃપા, ઈશકૃપા અનેક માર્ગો દર્શાવેલા છે —

"હઠ અને રાજથી મંત્રના સાજથી, વ્રતજપાદિથકી કોઈ મથતુ,
ધ્યાન અભ્યાસથી વિરતિ અભિધાનથી, નાદસંધાનથી સુરતી જોડે,
ગુરુવાણી સેવથી ઈશની મહેરથી, મનતણા મૂળ તો તેહ તોડે."

(અવધૂતીમસ્તી ભ૦ ૬)

પણ શ્રી અવધૂત પોતાનો વિશિષ્ટ અવધૂતીરાહ નીચેના ભજનમા જણાવે છે

" વૃત્તિ ખેચરી કરી, નામરૂપ વિસરી, રંગ ગે હરિએ સમાયે "

(અવધૂતીમસ્તી ભ૦ ૧૬)

વૃત્તિ ખેચરી કરવા માટે નામરૂપનુ વિસ્મરણ કરવુ જોઈએ કે થવુ જોઈએ એટલે આવરણ ભંગ થતા નિત્ય પ્રાપ્ત આત્માની કંઠમણિ ન્યાયે પ્રાપ્તિ સહજમા થશે. જ્યા સુધી વૃત્તિઓને મનઃકલ્પિત વિષયોનો આધાર છે, ત્યા સુધી એ ખેચરી એટલે નિરાલબ થતી નથી અર્થાત્ મન નિઃસકલ્પ થતુ નથી. મન એટલે જ સકલ્પ-વિકલ્પ. જ્યારે મન ચચલતા તજીને સ્થિર-એકાગ્ર થાય અને પછી નિરુદ્ધ થતા-અમન થતા વસ્તુત્વનુભવ સહજ છે. પણ આવરણ ભગ થતા પહેલા મનના મલ અને વિક્ષેપ-એ બે દોષ દૂર કરવા માટે મનને નિર્મલ અને નિશ્ચલ કરવુ જોઈએ. શ્રી અવધૂતનો આ જ મહામાર્ગ છે; કારણકે મન અ-મન એટલે જ મૌજ, સચ્ચિદાનદ. પોતે ઘણુ કરીને ખેચરી વૃત્તિમાં જ અલમસ્ત રહે છે.

વળી, આત્મસિદ્ધિનો "નાહ" નો ટૂંકો રાહ દર્શાવતા તેઓશ્રી કહે છે કે.—

"હુ-મારૂ દુખ મૂળ છે, "તું-તારૂ" સુખ મૂળ;
હુ ભૂલી તું હરિ ભજો, રંગ સનાતન નૂર."

(અવધૂતી મસ્તી ભ૦ ૧૮)

સારાશ કે, "અહં" એ જ બધન; અને "નાહં" એ જ મોક્ષ, કારણ કે 'નાહં' થતા અધિષ્ઠાન બ્રહ્મ જ અવશેષ રહે છે. આ જ વાત પોતે બીજી રીતે સમજાવે છે:—

आत्मार. कल्पनामात्रो ह्यायते नैव दृश्यते ।
अस्तिभातिप्रियत्वेन चात्मा ह्येकोऽवशिष्यते ॥

(પ.ગીતા૦ ૫ ૨૪)

આકાર માત્ર–સર્વ સાકાર કલ્પિત છે, સાપેક્ષ છે. તેથી ભાસમાન કે પ્રતીત થવા છતાં મધ્ય વ્યક્ત હોવાથી આદિ અંતમા નથી જ નથી. એક અનાદિ અનંત અખંડ આત્મા જ આદિ, મધ્ય અને અંતમા છે, છે અને છે.

શ્રી રંગ અવધૂત વિશેષમા જણાવે છે કે—

આત્માનુભવ અખંડિત રહેવા માટે જ્ઞાન પ્રમાણે આચરણ–જીવન જોઈએ; કહેણી પ્રમાણે રહેણી હોવી જોઈએ; એમા દંભ કે પ્રપંચ ચાલે નહીં.

વળી આત્માનુભવ પ્રાપ્ત થતા કોઈ ઉત્તમ કે કોઈ અધમ રહેતું નથી. **"જે અનુભવે તેનું બ્રહ્મ".** જે મારે તેની તલવાર. એમા ભણેલા કે અભણનો પણ ભેદ નથી :—

"ના ઉત્તમાધમ લગાર, મારે તેની તલવાર"

(પત્રગીતા–૧૪–૩૪)

## શ્રી અવધૂતનો આકાશી પથ

શ્રી રંગ અવધૂત પંથ અને સપ્રદાયના ભેદોથી પર છે. ભગવાન્ ગુરુદત્તની અવધૂતગીતામા નિરૂપેલા અજાતવાદના 'મનોનાશ; વાસનાક્ષય અને તત્ત્વજ્ઞાન'ના ત્રિવેણી સંગમ દ્વારા પ્રાપ્ત થતો **તુરીયાતીત સ્વાનુભવ સુધીનો આકાશી પંથ** એ જ તેઓશ્રીનો મહામાર્ગ છે. દત્તોપાસનાની ભાષામા બોલીએ તો આત્મા–પરમાત્માના સાક્ષાત્કાર વડે અખંડ આનંદ હોવો એ જ ત્રિમૂર્તિ–ત્રિગુણાતીત ગુરુદત્તનું ખરુ અને પૂરું દર્શન છે, અને એ જ એમના ઉપદેશનુ મર્મ છે.

ઉપર વર્ણવેલા તેઓશ્રીના પરોપકારી સંતજીવન, સિદ્ધાંત અને સાધનામાર્ગ ઉપરથી સ્પષ્ટ પ્રતીત થશે કે મહાનુભાવ શ્રી રંગ અવધૂત અર્વાચીન ગુજરાતના અવધૂતકોટિના એક મહાન્ અદ્વિતીય સંતપુરુષ છે. ૐ"

# ઉપસંહાર

## આત્મસિદ્ધિ માટે સંતોની પંચવિધ સાધના

આ ગ્રંથમા આધુનિક ગુજરાતના સંતોના જીવન, સિદ્ધાંત અને સાધનાનું નિરૂપણ કરવામાં આવ્યું છે. આ સંતોની સાધનાના મુખ્યત્વે કરીને આત્મસિદ્ધિ માટે ૭ પ્રકારની જોવામાં આવે છે:—(૧) પ્રેમલક્ષણા કે પરાભક્તિ; (૨) યોગ–હઠ, રાજ, મંત્ર, લય કે સુરત શબ્દ; (૩) આત્મવિચાર અને આત્મજ્ઞાન; (૪) સૂફી ઈશ્ક; (૫) આત્મભાવે સેવાધર્મ કે નિષ્કામ કર્મયોગ અને (૬) તપ અને જ્ઞાનદ્વારા આત્મસિદ્ધિ કિંવા વીતરાગ પદની પ્રાપ્તિ.

## પરાભક્તિદ્વારા આત્માનુભવ

પ્રેમલક્ષણા કે પરાભક્તિદ્વારા આત્મસિદ્ધિ પ્રાપ્ત કરનારમાં શ્રી રાણીમા, શ્રી લાલાભગત, શ્રી નારાયણદાસજી, શ્રી ધર્મદાસજી, દાસ હોથી, શ્રી હકાબાપા, શ્રી મોતીરામ મહારાજ અને શ્રી બ્રહ્માનંદ સ્વામી મુખ્ય છે.

## યોગદ્વારા આત્માનુભવ

વિવિધ પ્રકારના યોગદ્વારા આત્માનુભવ કરનાર સંતોમાં—હઠયોગી શ્રી માધવદાસજી; રાજયોગી શ્રી નિકમલાલજી, કાજી શ્રી અન્વરમીયાં, શ્રી રણછોડદાસ મહારાજ; સુરત શબ્દયોગી શ્રી મોરાર સાહેબ, શ્રી ગંગ સાહેબ, શ્રી લાલ સાહેબ, શ્રી જયરામદાસજી અને શ્રી સંતરામ મહારાજ અગ્રગણ્ય છે.

## આત્મજ્ઞાનદ્વારા આત્મસિદ્ધિ

ગુરમુખી જ્ઞાનદ્વારા કિંવા સ્વયં અંતરાત્માદ્વારા આત્મજ્ઞાન પામી

બ્રહ્મવિચારણા કરી આત્મસિદ્ધિ પ્રાપ્ત કરનાર સંતોમાં—શ્રી કલ્યાણદાસજી, શ્રીમન્ નૃસિંહાચાર્યજી (શ્રી ઉપેન્દ્રાચાર્ય, શ્રીવિશ્વવંધ), શ્રી અંબારામ મહારાજ, પંડિત. શ્રી પીતાંબરજી, શ્રી કરુણાશંકર-મહારાજ, શ્રી નિરાંત મહારાજ (શ્રી અર્જુન ભગત, શ્રી બાપુસાહેબ ગાયકવાડ), શ્રી સાગર મહારાજ (માતાજી ૐકારેશ્વરી), શ્રી પુરુષોત્તમ ભગત, શ્રી ભોજા ભગત, શ્રીમદ્ રાજચંદ્ર, અવધૂત શ્રી મસ્તરામજી, શ્રી હંસદેવજી, અને શ્રી રંગ અવધૂત મુખ્ય છે.

### ફનાદ્વારા અનલહક-સૂફીઈશ્ક

સૂફીઈશ્કદ્વારા અનલહક અથવા આત્મ–પરમાત્મ પદને પામનાર. શ્રી સાગર મહારાજ પ્રથમ શ્રી કલાપીના સૂફીઈશ્કદ્વારા દીક્ષિત થઈને અંતે શ્રી અખાજીના અજાતવાદ દ્વારા પરમપદને પામ્યા હતા. સૂફીઈશ્કમાં આશક જેને ચાહે તેને લૌકિકદષ્ટિથી પર–પ્રભુતાની દષ્ટિથી પૂજે છે કે કેમ—એ જ તેની આત્મોન્નતિના ક્રમ માટે મૂળ પ્રશ્ન છે.

### આત્મભાવે સેવાધર્મ કે નિષ્કામકર્મયોગ દ્વારા આત્માનુભવ

આત્મભાવે હરિગુરસંત કિંવા દીનદુઃખીઓની સેવાદ્વારા સિદ્ધિ પ્રાપ્ત કરનારમાં શ્રી મુગટરામ મહારાજ, શ્રી દાનાબાપા, શ્રી વિસામણબાપા, શ્રી ગીગાબાપા અને શ્રી જલારામ અગ્રગણ્ય છે.

### તપ અને જ્ઞાનદ્વારા આત્મસિદ્ધિ

તપ અને જ્ઞાનદ્વારા આત્મસિદ્ધિ પામનારમાં શ્રી આનંદઘન અને શ્રીમદ્ રાજચંદ્ર મુખ્ય છે.

ઉપર દર્શાવેલા સંતોની ગુરુગાદી અને શિષ્યપરંપરા હજુયે અખંડિતરીતે ચાલુ છે. ગુરુશિષ્ય પ્રણાલિકા અનુસાર આધુનિક ગુજરાતના સંતોનું વર્ગીકરણ નીચે પ્રમાણે કરી શકાય એમ છે:—

(૧) શ્રી અખાજીની પ્રણાલિકા :—

શ્રી જીતામુનિ નારાયણ (ઉતગણ; જિ. સુરત)

- દાસજી ગંગલો) ...બુસર ...ગર મહારાજ (ચિત્રાલ; જિ. વડોદરા)
  - માતાજી ૐકારેશ્વરી
  - શ્રી મોતીરામ મહારાજ (મુ. સિદ્ધપુર;) જિ. મહેસાણા
- (બ) શ્રી કરણાશંકર (સારસા;) તા. આણંદ
- (ક) શ્રી સંતરામ મહારાજ (નડીયાદ) જિ. ખેડા
- (ડ) શ્રી મોહનલાલ બ્રહ્મચારી (સુરત)
  - શ્રીમન્ નૃસિંહાચાર્યજી (વડોદરા)
    - શ્રી વિશ્વવંધ
      - શ્રી ઉપેન્દ્રાચાર્ય

(શ્રી ખીમ સાહેબ) સાપર; જિ. કચ્છ

શ્રી ગંગ સાહેબ (કચ્છસાપર)

શ્રી લાલ સાહેબ (પાટણ;) જિ. મહેસાણા

(૩) શ્રી નિરાંત સંપ્રદાય :—

શ્રી નિરાંત મહારાજ (દેથાણ; તા. કરજણ)

અર્જુનભગત (ગડખોલ; તા. અંકલેશ્વર)

બાપુસાહેબ ગાયકવાડ (વડોદરા)

(૪) શ્રી ભોજાભગત; (ફતેહપુરા; જિ. અમરેલી)

શ્રી જલારામ (વીરપુર-સૌરાષ્ટ્ર)

(૫) શ્રી સ્વામિ નારાયણ સંપ્રદાય :—

શ્રી બ્રહ્માનંદ સ્વામિ (મૂળી; સૌરાષ્ટ્ર)

(૬) શ્રી દાનાબાપા :—(ચલાળા; જિ. અમરેલી)

શ્રી ગીગાબાપા (સત્તાધાર; સૌરાષ્ટ્ર)

શ્રી વીસામણજી (પાળિયાદ; સૌરાષ્ટ્ર)

(૭) શ્રી નૃસિંહાચાર્યજી–શ્રેયસ્સાધક અધિકારી વર્ગના સ્થાપક (વડોદરા)

શ્રી ઉપેન્દ્રાચાર્યજી (વડોદરા)

શ્રી વિશ્વવંધ (વડોદરા)

(૮) શ્રી રાણીમા (રાજકોટ; સૌરાષ્ટ્ર)

શ્રી લાલજી મહારાજ—લાલા ભગત (સાયલા; સૌરાષ્ટ્ર)

(૯) શ્રી ઈશ્વરરામજી (ઈશ્વરનગર; કચ્છ)

શ્રી લાલરામજી (ઈશ્વરનગર; કચ્છ)

શ્રી ગરીબદાસજી (વાંકાય; કચ્છ)

(૧૦) નારાયણદાસજી (કનેસરા, કચ્છ)
|
શ્રી ધર્મદાસજી ( " )

(૧૧) શ્રી લક્ષ્મણદાસજી (માંજલપુર, તા વડોદરા)
|
શ્રી જયરામદાસજી ( " " )

(૧૨) સંતો, જેમની સંતકોટિની નહિ, પણ સામાન્ય શિષ્ય-પરંપરા ચાલુ છે:—

શ્રીમદ્ રાજચંદ્ર (વડવા; જિ. ખંભાત);
શ્રી અંબારામ મહારાજ (ધર્મજ; તા. પેટલાદ)

શ્રી હંસદેવજી (ભરૂચ; જિ. ભરૂચ)
શ્રી રણછોડદાસ મહારાજ (દશરથ; તા. વડોદરા);

કાજી શ્રી અન્વરમીયા (પાલણપુર);
શ્રીમન્ નથુરામ શર્મા (બીલખા; સૌરાષ્ટ્ર)

શ્રી સત્યૂદાસ મહારાજ (અમદાવાદ;)
શ્રી માધવદાસજી (માલસર તા. કરજણ)

(૧૩) સંતો જેમની શિષ્યપરંપરા ચાલુ નથી —

શ્રી ચંદુભાઈ, (રાંદેર, તા. સુરત)
શ્રી લલ્લુભાઈ, (સુરત)
શ્રી ઉન્નમસી ભગત (રાણપુર; સૌરાષ્ટ્ર)

શ્રી પુરુષોત્તમ ભગત (ગોધરા; જિ. પંચમહાલ)
શ્રીમુગટરામ મહારાજ; (મજીસર સોખડા; તા. વડોદરા)

શ્રી હકા બાપા; (સાદુકડા; જિ. મોરબી)
પંડિત શ્રી પીતાંબરજી; (ગઢસીસા; કચ્છ)

શ્રી મગનલાલ વ્યાસ (વસો; તા. પેટલાદ; જિ. ખેડા);
શ્રી ત્રિકમદાસજી (મુ. પાટણ; જિ. મહેસાણા)

ઉપર દર્શાવેલા સંપ્રદાયોથી પર અવધૂતકોટિમાં જેની ગણના કરવામાં આવી છે એવા સંતો નીચે પ્રમાણે છે —

અવધૂત શ્રી મસ્તરામજી (બાગદ સૌરાષ્ટ્ર), શ્રી રંગ અવધૂત (નારેશ્વર જિ. રાજપીપળા) બ્રહ્મર્ષિ સાગર (ચિનાલ)

## સંતોનું પરમાર્થી જીવન; ચમત્કારો; બુદ્ધિ કરતા શ્રદ્ધાનું મહત્ત્વ

આધુનિક ગુજરાતના સંતોમાં ઘણાખરા સંતો બહુ ઓછું ભણેલા હોવા છતાં તેમણે જનસમાજ ઉપર અદ્ભુત અસર કરી છે. ખરેખર, સંતો એ પાવનકારી તીર્થ જેવા છે. તેમણે અનેકના જીવન ઉર્ધ્વમુખી કર્યાં છે, અનેકને ઉદ્ધાર્યા છે અને આખાયે ગુજરાતમાં ધર્મભાવના અને આત્મભાવનાને જાગ્રત રાખી છે. કેટલાક સંતોના જીવનમાં અનેક ચમત્કારિક ઘટનાઓ પણ બની હતી. એનો ઉલ્લેખ તેમના જીવન વૃત્તાંતમાં કરવામાં આવ્યો છે. આ સંતોના જીવન ઉપરથી એક વાત સ્પષ્ટ ફલિત થાય છે કે શ્રદ્ધા એ અદ્ભુત વસ્તુ છે (Faith works wonders). વસ્તુતઃ શ્રદ્ધા બુદ્ધિ કરતા અતિ મહાન્ છે. માત્ર એટલું જ કે શ્રદ્ધા અંધ નહિ, પણ અંતર્જ્ઞાનયુક્ત હોવી જોઈએ. સંતોના અલૌકિક ચમત્કારિક જીવન ઉપરથી એમ સ્પષ્ટ સમજાય છે, માનવ આત્મામાં અગાધ શક્તિ રહેલી છે—આ માં પુરુષાર્થથી પરમાત્મપદ કિંવા પૂર્ણાનન્દપદ પ્રાપ્ત કરી શકે છે. માત્ર માનવે દેહદર્શી મટીને આત્મદર્શી થવું જોઈએ. સંયમદ્વારા અંતર્મુખ થઈ ધારણા, ધ્યાન અને સમાધિથી આત્મનિષ્ઠ થવું જોઈએ. આથી સંતો ચિત્તશુદ્ધિ, બ્રહ્મધ્યાન અને બ્રાહ્મીજીવન (ભક્તિ, જ્ઞાન, યોગ, તપ, ઈશ્વરધ્યાન) ઉપર ખાસ ભાર મૂકે છે. સંતો એમ માને છે કે માનવના બાહ્યાભ્યંતર જીવનમાં એકવાક્યતા અને સમતુલા હોવી જોઈએ. જેવું અંદર, તેવું બહાર હોવું જોઈએ. પોતાના સિદ્ધાંત અને વર્તનમાં ફેર પડવો ન જોઈએ

નહિ. વિશ્વની ક્ષણિક અલ્પ સુખદાયી માવાની ચીજો ઉપર વૈરાગ્ય આવ્યા વિના પુરુષાર્થ ફળતો નથી. શમદમ અને જપતપથી રસવૃત્તિ કર્યા કે ફેરવ્યા વિના શુષ્કવાચક પરોક્ષ જ્ઞાનની કશી જ કિમ્મત નથી. પરમાત્મા રસરૂપ છે (रसो वैसः)–એ શ્રુતિવચનનુ આજ રહસ્ય છે; માટે હૈયું હરિરંગી થવું જોઈએ. માનવમા તન, મન અને આત્માની ત્રિપુટી છે; ત્રિવેણી સંગમ છે; તેથી માનવ જીવનમાં આત્મસિદ્ધિ માટે ત્રિવેણીસંગમ (Eternal, internal & external) હોવો જોઈએ. માનવનું આખું યે જીવનયંત્ર આત્મમંત્રને અધીન હોવું જોઈએ; અને આત્મમંત્ર ગુરુગમદ્વારા પ્રાપ્ત કરવો જોઈએ. આમ "યંત્ર–મંત્ર અને ગુરુ"ની ત્રિપુટી સમજવી જોઈએ; ત્રણેય એકબીજાને સાહાય્યક અને ઉપકારક છે. ત્રણેની એકવાક્યતાથી જ–ત્રિવેણીસંગમથી જ પુરુષાર્થ સિદ્ધ થાય છે–યત્ન ફળે છે. માનવમાં એવી દૃઢ સમજણ હોવી જોઈએ કે आत्मा કિંવા परमात्मा જ સત્ છે; અને બીજું બધુંયે આગમાપાયી છે, સાપેક્ષ છે, વ્યક્તમધ્ય (Middle Apparent) છે અને તેથી અસત્ છે. આત્મા–પરમાત્મા જ જીવનમાં સારસર્વસ્વ (All in all) છે; તેથી હંસની માફક શ્રેયસ્ સાધકે કિંવા મુમુક્ષુએ ब्रह्मण्यम् (સાર) અને अब्रह्मण्यम् (અસાર)નો પળેપળ વિવેક રાખી સાર ગ્રહણ કરી હંસજીવન चक्षुषा, मनसा, वाचा અને कर्मणा જીવવું જોઈએ. हंसः—सोऽहं–એ મહામંત્રાનુસાર સારરૂપ આત્મા–પરમાત્મા સાથે તાદાત્મ્ય અનુભવી અંતે પરમહંસપદને–પૂર્ણતાને પામવું એ જ માનવ પુરુષાર્થનું અંતિમ ધ્યેય છે–અને એમા જ સંતોના જીવનનો સાર રહેલો છે.

ॐ शांतिः ॥